

# દિવ્ય દર્શન

ઉપદેશ-વાણીનું દોહન

**DIVINE SIGHT**



શ્રી જિન સેવક



ખંડ : ૧ : ૨

આત્મ પુરુષોની વાણીદ્વારા
દિવ્ય તત્ત્વોનું દર્શન થાય છે





# દિવ્ય દર્શન

## [ DIVINE SIGHT ]

### ખંડ : ૧ : ૨

•

: લેખક અને સંગ્રાહક :

શ્રી જિણભિક્ખૂ



વિ. સં. ૧૯૯૯ ] [ વી. સં. ૨૪૬૯

પ્રકાશક :

શ્રી જૈન સ્વાધ્યાય મંદિર,
[ આ. શ્રી. વિજયદાનસૂરિ-
જ્ઞાનમંદિર દ્વારા સંચાલિત ]
વ્ય. જયન્તિલાલ બેચરદાસ દોશી,
સાવરકુંડલા : B. S. RY.



પ્રથમ સંસ્કરણ : પ્રત ૫૦૦

તા. ૧-૬-૧૯૪૪

: મૂલ્ય :
જેનું મૂલ્ય આંકી શકાય તેમ નથી.

મુદ્રક :

નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ,
રાણપુર.

# કહેવા જોગું

**ધર્મના** કલ્યાણકર સર્વમાન્ય તત્ત્વોને સરળ, સાદી તેમજ સીધી ભાષામાં રજુ કરતું આ પુસ્તક, સંસ્થા દ્વારા પ્રકાશનને પામે છે. જે અમારા માટે ગૌરવનો વિષય કહી શકાય. પ્રસ્તુત પ્રકાશનની મહત્તાનું વર્ણન કે તેની યશોગાથા આ પ્રસંગે અમારે કરવાની રહેતી નથી. પુસ્તક પોતે જ તેના વાચકને આપમેળે કહેવાજોગું કહી દેશે, છતાં સંપાદક પૂ. મહારાજશ્રીનાં શબ્દોમાં કહી શકાય કે : 'વિષયોનું સંયોજન; નિરુપણ પદ્ધતિ; તેમજ મૌલિક વસ્તુ ગૂંથણી : આ વગેરેના યોગે આ સાહિત્ય જૈનજૈનેતર વર્ગને એક સરખી રીતે આદરણીય બની શકે તેમ છે.' *

પૂજનીય પરમકારુણિક પરમગુરુદેવ આચાર્ય મહારાજશ્રીનાં પ્રવચનોમાંથી મુખ્યતઃવિશિષ્ટ રીતે સંકલિત કરી; ભાષા; શબ્દપ્રવાહ; પ્રસંગ નિરુપણ; ઇત્યાદિમાં અમુક આવશ્યક પરિવર્તન દ્વારા પૂ. **મુનિશ્રી જિણભિકખૂએ** આ પુસ્તકના વિષયોનું આયેજાન કર્યું છે. તદ્દુપરાંત અમુક ખાસ વિભાગો, તેઓશ્રીએ પોતાની સરળ, મધુર, તેમજ મૃદુ ભાષામાં તૈયાર કરીને મુમુક્ષુ આત્માઓના હિતની વાત્સલ્ય દૃષ્ટિથી આ પુસ્તકમાં યોજ્યા છે.

---

*સંપાદક મુનિશ્રી 'જિણભિકખૂ'એ લખેલું 'આદિવચન' પુસ્તકના પ્રારંભમાં વાંચી લેવા સહુ કોઇને આગ્રહ છે. જે, પુસ્તકનાં મહત્ત્વ, તેમજ તેના વિષયોને સમજવા માટે ખૂબ જ અગત્યનું તેમજ ઉપયોગી છે.

પ્રસ્તુત પ્રકાશનમાં આદિ પ્રેરક, ધર્મબંધુ મોટીમારડ (સોરઠ) વાળા ભાઇ **શ્રી જીવણલાલ સોમચંદભાઇના** સૌહાર્દભાવને ભૂલી શકાય તેમ નથી. 'શ્રી વીતરાગ પરમાત્માનાં તત્ત્વોનું સુંદર, શિષ્ટ અને લોકોપકારક સાહિત્ય રોચક ભાષામાં પ્રકાશન પામે અને તે દ્વારા અર્થિ આત્માઓ પોતાનું કલ્યાણ સાધે !' આ ઉત્તમ કોટિની સદ્‌ભાવના તેઓનાં હૃદયમાં છેલ્લા કેટલાક સમયથી રમી રહી હતી. જેથી તેઓએ પોતાની આ ભાવના પૂ. મહારાજશ્રીની સેવામાં રજુ કરી હતી. અને આના પ્રકાશનનું ખર્ચ પોતે કરવાનું જણાવ્યું હતું. પરિણામે પૂ. મહારાજશ્રીએ મહેનત લઇને આ પુસ્તકનું મનોરમ પદ્ધતિયે સંપાદન કર્યું છે. જે સહુ કોઇ જિજ્ઞાસુ આત્માઓને જગતનાં શ્રેષ્ઠ તેમજ દિવ્ય તત્ત્વોનું દર્શન આપનારૂં નીવડે તેમ છે.

વધુમાં રાણપુર નિવાસી ધર્મબંધુ **શ્રી નરોતમદાસભાઇનો** આ પ્રકાશનની પૂંઠે લાગણી પૂર્વકનો સહકાર ભાવ કેમ વિસરી શકાય ? તેઓએ આ પુસ્તકમાં પ્રકાશન કાર્યને અંગેની જવાબદારી પોતાને શિરે ઉપાડી લઇને દરેક પ્રકારની કાળજી પુર્વક આ કાર્યને પાર પાડવા જાતમહેનત લીધી છે. દ્રવ્ય સહાયક ઉદાર દિલ ભાઇ **જીવણભાઇના** તેમજ ભાઇ **નરોત્તમદાસ** મોદીના—સહકાર ભાવથી વિના મહેનતે હું પ્રસ્તુત પુસ્તકને સંસ્થા દ્વારા પ્રકાશિત કરવાને ભાગ્યશાલી બન્યો છું.

જેઓશ્રીની અમીદૃષ્ટિથી, આ સંસ્થા જન્મી, સ્થિર થઇ, તેમજ વિકાસને સાધવા દ્વારા પ્રગતિ કરતી રહી છે તે પૂજનીય મુનિરાજ **શ્રી કનક વિજયજી મહારાજશ્રીનો**, અનન્ય ઉપકારભાવ, અમારા માટે સદાકાલ સ્મરણીય સંભારણા રૂપે રહેશે, કે, જેઓશ્રીની સ્વાધ્યાય રૂચિ, તેમજ સ્વર્ગીય પરમ ગુરૂદેવ આચાર્ય મહારાજ શ્રીમાન્ **વિજય-**

**દાન સૂરીશ્વરજી** મહારાજશ્રી પરત્વે બહુમાન ભર્યો ભક્તિભાવ ઈત્યાદિ જ આ સંસ્થાને ફાલી ફૂલી રાખવાનાં પ્રબલ પ્રેરકબલો છે.

પ્રસ્તુત પ્રકાશનના સંપાદન કાર્યમાં ઘટતી કાળજી રાખવા છતાં પ્રેસદોષ, કિંવા દષ્ટિદોષથી છદ્મસ્થસુલભ જે કાંઇ ક્ષતિઓ; ત્રુટિઓ કે સિદ્ધાન્ત વિરૂદ્ધ પ્રતિપાદનો; જણાય તો સારગ્રાહી મુમુક્ષુ આત્માઓ અવશ્ય સંશોધન કરી, અમોને જણાવશે. જેથી સંસ્થાના વ્યવસ્થાપકોને માર્ગદર્શન મળી રહે.

**પ્રાન્તે** પુસ્તકના વિષયોના અભ્યાસ, મનન કે પરિશીલન દ્વારા સ્વાધ્યાય કરી; પ્રતિપાદિત દિવ્ય તત્ત્વોને, સિદ્ધાન્તોને કે આરાધના માર્ગના સાધનોને, સહુ કોઇ કલ્યાણના અભિલાષુકો જીવનમાં આચરી; કર્તવ્ય પરાયણ બની; નિજના આરાધના પંથને ઉજાળી પરંપરાયે સ્વાધીનતાનાં અખંડ સુખને પામો ! **એજ અભિલાષા.**

તા. ૨૫-૫-૪૩ } **-પ્રકાશક**

# વિષયાનુક્રમ


| વિષય | | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|
| નિવેદન | ... | ... | ... | ૩ |
| વિષયાનુક્રમ | ... | ... | ... | ૬ |
| આદિવચન | ... | ... | ... | ૭ |
| શુદ્ધિસૂચન | ... | ... | ... | ૫૦ |
| અર્ધ્ય | ... | ... | ... | ૫૨ |
| ૧ જીવનનાં મૂલ્ય [ખંડ ૧ લો] | | ... | ... | ૧ |
| ૨ કલ્યાણની કેડી | ,, | ... | ... | ૧૨ |
| ૩ શાન્તિની સાધના | ,, | ... | ... | ૨૫ |
| ૪ સાચું સ્વરાજ | ,, | ... | ... | ૩૯ |
| ૫ પવિત્રતાની ગંગા | ,, | ... | ... | ૫૦ |
| ૬ પાંચ કલ્પવૃક્ષો | ,, | ... | ... | ૬૩ |
| ૭ તેજ અને છાયા | ,, | ... | ... | ૭૬ |
| ૮ સાધ્યને માર્ગે | ,, | ... | ... | ૮૮ |
| ૯ જાગતા રેજો | ,, | ... | ... | ૯૮ |
| ૧૦ સંસ્કારોના ઘડવૈયા | ,, | ... | ... | ૧૦૭ |
| ૧૧ ઉલટાં વહેણ | ,, | ... | ... | ૧૨૧ |
| ૧૨ રસ ઝરણાં [૧ થી ૧૩] | | ... | ... | ૧૩૫ |
| ૧ ધન્ય જીવન [ખંડ ૨ જો] | | ... | ... | ૧૯૯ |
| ૨ પ્રતિજ્ઞા સ્વીકાર | ,, | ... | ... | ,, |
| ૩ નિત્ય નિયમો | ,, | ... | ... | ૨૦૬ |
| ૪ ગૃહસ્થનાં ધર્મવ્રતો | ,, | ... | ... | ૨૧૯ |
| ૫ વિભાગ-૧ | ,, | ... | ... | ,, |
| ૬ વિભાગ-૨ | ,, | ... | ... | ૨૩૦ |
| ૭ મહાસાગરનાં મોતી | ,, | ... | ... | ૨૪૫ |
| ૮ સ્વાધ્યાય પાઠ | ,, | ... | ... | ૨૬૫ |
| ૯ શ્રી દેવાધિદેવ પ્રત્યે | ,, | ... | ... | ૨૮૧ |

॥ ॐ नम सिद्धेभ्यः ॥

# આ દિ વ ચ ન

## ધર્મ : જીવનનું અમૃત :

**[ धर्मो वै अमृतम् ]**

**ધર્મ** એ આત્માનું સંજીવિની તત્ત્વ છે. જડ શરીરથી ભિન્ન આત્માનું પોષક વીટામીન [ Vitamin ] ધર્મ છે. ધર્મ શબ્દની મોહકતા, ધર્મ શબ્દની સુંદરતા વિશ્વવ્યાપી છે. જીવનના પ્રત્યેક વ્યવહારોમાં ધર્મ; શબ્દથી તો છેવટે ગુંથાઈને તાણા-વાણાની જેમ રહેલો છે. 'ધર્મી' તરિકે પોતાની જાતને ઓળખાવવાને આજે, ભૂતકાલની જેમ સહુ કોઈ એક સરખી રીતે આતુર છે.

'અધર્મી' શબ્દ પણ આજે જેમ ગાળરૂપે કે શ્રાપરૂપે સહુ કોઇ, ડાહ્યા કે ગાંડા, સમજુ કે અણુસમજુને કાનમાં કાંટાની જેમ ભોંકાય છે, તે જ રીતે પોતાની જાતને માટે સામા તરફથી 'ધર્મી' તરિકેની ઓળખ મળતાં છાતી ગજગજ ફૂલી જાય છે. મુખ પ્રસન્ન બને છે. હૈયામાં હર્ષ માતો નથી, તેમ જ શરીરમાં શેર-શેર લોહી ચઢી જાય છે.

આ રીતે જ્યારે ધર્મ શબ્દનું સૌંદર્ય કે મોહકપણું કલ્પનાની પેલે પાર છે, વુર્ણનને કે શબ્દશાસ્ત્રની સામાન્ય મર્યાદાઓને લંઘીને

ત્રું છે, તો ધર્મતત્ત્વ કે ધર્મના સ્વરુપનું મહત્ત્વ, મૂલ્ય કે ·ઠર્ય સાચે મહાતત્ત્વજ્ઞાનિઓની વાણીને અગોચર હોય એ તદ્દન જ છે.

છતાં પણ ખૂબીની વાત છે કે, 'ધર્મની જરૂર શી હોઇ શકે !' પ્રશ્ન આજે વિકટ બની ગયો છે, ભલભલા પ્રાજ્ઞો, વિદ્વાનો કે ત્રહ'ર કુશળ ગણાતાઓ પણ, આજે ધર્મની બાબતમાં આમ નારાઓની સામે કેટલીયે વાર માથું ખંજવાળતા આંખ આડા કાન છે. જો કે આવાઓને પ્રાજ્ઞ, વિદ્વાન કે કુશળ તરિકે ગણવા કે ળખવા એ પણ આપણી સરળ પ્રજ્ઞાને છેહ દેનારૂં એક પ્રકારનું ડુસ જ ગણી શકાય, છતાં પણ લોકવ્યવહારને નજર સન્મુખ ીને આ વાત થઇ રહી છે.

'ભલા ! જ્યારે ધર્મશબ્દ કે ધર્મનું યથાર્થ સ્વરુપ આ રીતે ત્ત્વભર્યું, વચન કે કલ્પનાતીત તેમજ મહાજ્ઞાનિપુરૂષોની અનુભવ- ણીમાં પણ આવવું દુષ્કર છે, તો તેની આવશ્યકતા માટે શંકા ો કેમ થઈ શકતી હશે વારૂ ?' આની સામે કહેવું જોઇએ કે, ઈ પણ સારી કે સુંદર ગણાતી વસ્તુને પોતાની માનીને, તેને વધુ તું મહત્ત્વ આપીને વિના ભોગે કે કોઇ પણ પ્રકારના ઐહિક સ્વાર્થ ગ વિના પતંગીયાની જેમ તેની પૂંઠે ઝંપલાઈ જનારા આત્માઓ આ તમાં પ્રાયઃ સેંકડે સાડી નવાણું ટકા લગભગ મળી રહેશે.

પણ આથી તે તે વસ્તુનું સાચું મૂલ્યાંકન તેઓ કરી શકે છે યા તે વસ્તુ તત્ત્વની વાસ્તવિક મહત્તા કે આવશ્યકતાને તેઓ સ્વીકાર- ા છે આવું કાંઈ માનવાની ઉતાવળ આપણે કરવી જોઇએ નહિ. ણ કે, ધર્મને જે મહત્ત્વ અપાય છે, તે ધર્મની ખાતર સર્વસ્વનો ગ કરવાની ઉમદા નિઃસ્વાર્થવૃત્તિ કે લઘુકર્મિતાના યોગે નહિ પણ જના વ્યવહારોમાં ધર્મ શબ્દ રૂઢિ માત્રથી જે ઘરગથ્થુ બની ગયો

છે, એટલા માત્રથી જ ધર્મને પોતે આચરનારો કે ધર્મમાં માનનારો પોતે છે, આમ સહુ કોઈને વ્યવહારમાં દેખાડવું છે.

આથી મોટે ભાગે બને છે એવું કે, ધર્મી તરિકે પોતાની જાતને ઓળખાવવા માટેના પ્રયત્નો, પ્રચારો કે કાવાદાવાઓ આજે જે રીતે થઇ રહ્યા છે. અથવા પોતાની કોઇપણ પ્રવૃત્તિને ધર્મના નામે જાહેર કરવામાં જે શક્તિ, બુદ્ધિ કે સાધન–સામગ્રીઓનો વ્યય થઈ રહ્યો છે, તે તે સાધન સામગ્રીઓનો સહસ્રાંશ પણ શ્રી અનંતજ્ઞાની પરમાત્મા પ્રરૂપિત કલ્યાણકર ધર્મનાં યથાર્થ સ્વરૂપની પ્રાપ્તિ કે આરાધનાની પૂઠે નહિ ખરચાતો હોય એ સાચું છે.

માટે જ ઉપર કહ્યું તેમ જનરૂચિ એ પ્રકારની ઘડાઈ છે કે, કોઇ પણ સારી દેખાતી વસ્તુને, પોતે એનું એટલું મહત્ત્વ સ્વીકાર્યું હોય કે ન હોય, એની ખાતર મારૂં સર્વસ્વ છે આમ શ્રદ્ધાભાવ કેળવ્યો હોય કે ન હોય, પણ અમે આને માનનારા છીએ આમ દેખાડવાને માટે સમાજનો મોટો ભાગ કેવળ વારસાગત રૂઢ સંસ્કારોને લીધે તૈયાર જ હોય છે. એટલે જ 'વધારે પડતું મહત્ત્વ' આ શબ્દ ઇરાદાપુર્વક અહિં યોજ્યો છે. કારણ કે, 'ધર્મ વિષે હૃદયગત આદરભાવ મૂળથી ન હોવા છતાં કેવળ દેખાડવાને માટે આંધળીયા થાય છે'– એથી જ આમ કહેવું પડયું છે.

જીવનમાં જેમ શ્વાસોશ્વાસની જીવવાની ખાતર જે જરૂર છે, પાણી કે હવાની વ્યવહાર માત્રમાં થોડા-ઘણા અંશે જે આવશ્યકતા છે તેના કરતાં અધિક અને અનેક ગુણી વિશેષ જરૂરીયાત નિરપવાદ રીતે આત્માને માટે ધર્મની છે. ખાન–પાન કે શરીર ધન યા સ્વજન વગેરેનાં જીવન વ્યવહારોનું યંત્રની જેમ થતું સંચાલન સફળ રીતે પાર પડતું હોય તો તે પણ કેવળ એક ધર્મતત્ત્વના યોગેજ એમ સહૃદયતાથી કબૂલવું જોઇએ.

આથીજ ધર્મતત્વની મહત્તાં સાચે જગતમાં અમાપ છે, એનુ બલ અજેય છે, એના સામર્થ્યનો મહિમા વાણીની પેલે પાર છે આ પ્રતિપાદન સભર છે. શાસ્ત્રીય તેમ જ નિષ્પક્ષ રીતે વિચારતાં બુદ્ધિના ત્રાજવાથી તોળી શકાય તેમ છે. આની સામે જે કાંઇ કહેવામાં કે લખવામાં આવ્યું છે તે કેવળ એકાન્ત પૂર્વગ્રહ પૂર્વક અને યેન કેન ધર્મની બાબત હસી કાઢવા જેવી કે ફેંકી દેવા જેવી છે આમ માનીને જ.

ધર્મને નહિ માનનારા સમાજનો પ્રચાર જો કે આજે વિસ્તારને પામતો જાય છે. એમાં વર્તમાન યુગનું વાતાવરણ અનુકૂળ બનતું જાય છે. એટલું જ નહિ કિંતુ પૂરેપૂરો સહકાર આપી રહ્યું છે, આથી સહુ કોઇ જાણે અજાણે ધર્મની બાબતો જેમ કે આચારો તેમજ વિચારોની શુદ્ધિ–વગેરે આ કે આના જેવી મહત્ત્વની વાતોને હસી કાઢવામાં આજે એક પ્રકારની સભ્યતા સમજી રહ્યા છે.

આ એક ભયંકર પ્રકારનો અનિષ્ટ રોગચાળો છે. આનો ચેપ ડાહ્યા ગણાતા ભલભલા માણસોને લાગુ પડી ચૂકયો છે, આની સામે આથી લાલબત્તીરૂપે કાંઇ પણ કહેવાજોગું કહેવું એ ધર્મ ગુરૂઓનો કે ધર્મ-નાયકોનો, તથા ધર્મ કે સમાજના સાચા હિતચિંતકોનો, કર્તવ્યધર્મ યા આપદ્ધર્મ આવી લાગ્યો છે.

ધર્મને નહિ માનનારા કે તેને હસી કાઢનારા સમજુ કે પોતાની જાતને શાણા તરિકે માનનારા આપણા બહુમાન્ય તે તે મહાભાગ પુરૂષોને સૌથી પહેલાં આપણે આટલું પૂછી શકીયે છીએ–પૂછવાને અધિકાર યા હક્ક ધટાવીએ છીએ કે,

'ઓ પુણ્યવાનો ! આ જગતમાં આપને આપનાં જીવનની, જીવનના પ્રત્યેક આવશ્યક વ્યવહારોની, કે નિજની માની લીધેલી જીવનની નજીવી–નાનીસૂની જરૂરીયાતોને પોષવાની, જે જરૂર લાગે છે

તો એ સઘળાયનું આદિકારણ, મૂળ ઉપકારક તત્ત્વ અને જેના ઉપકારના મેરૂભાર નીચે તમે આ જીવનમાં કેવળ દબાઇને અદના સેવકની જેમ બનીને રહેવાને પણ યોગ્યતા હજુ મેળવી શકયા નથી, તે ધર્મ જેવા મહામૂલ્ય અને સમૃદ્ધ વૈભવશાલી મહાનાયકની જરૂર શા માટે નથી વારૂ ? ધર્મનો અપલાપ શા માટે ભલા ! જ્યારે તમને જીવવાની જરૂર છે, તો તમને અથવા જગત માત્રને જીવાડનાર ધર્મને જીવવાની જરૂર નથી શું ? '

સારૂ, 'ધર્મનો અપલાપ કેમ કરો છો ?' આમ પૂછ્યું એ કદાચ વધારે પડતું લાગશે. તો ધર્મની સામે લખનાર કે બોલનાર તે તે બુદ્ધિમાનોને એક જ સીધો સાદો અને સરળ પ્રશ્ન પૂછવાનું અમને મન થાય છે, ' આજે આ સ્થિતિમાં તમે હરી ફરી શકો છો ! બોલી ચાલી શકો છો ! કે કાંઇ પણ તમારી અનુકૂળતા મુજબ તમો મેળવી શકો છો ! એનું કારણ શું હશે ? બુદ્ધિ, આવડત કે હુંશીયારીથી આ બધું બનવા પામે છે એમ રખે માની લેતા ! બુદ્ધિ, હુંશીયારી કે કુશલતાથી તમારા કરતાં દરેક રીતે ચઢીયાતા એવા કેટલાયે આજે જગતની સપાટી પર જન્મીને જીવી રહ્યા છે, કે; જેઓને શ્વાસોશ્વાસ લેવામાં પણ અનેક પ્રકારની નિતનવી મુશ્કેલીઓ આવીને ઉભી રહે છે. '

માટે જ વારંવાર તમારી સામે અમારી નમ્ર ભાષામાં અમારે એક જ જણાવવું પડે છે કે, 'આવડત, હુંશીયારી, શરીર બલકે જે કાઇ સુંદર પ્રકારની વર્તમાન સ્થિતિ યા અનુકૂલતાઓ; આજે જીવનમાં મળી રહી છે, એનું મૂલ ખરેખર ધર્મ છે. આ વસ્તુ છેવટે કૃતજ્ઞતા ગુણની ખાતર પણ કોઈ પણ બુદ્ધિમાન ગણાતા પુરૂષે ભૂલવી જોઇતી નથી.

ધર્મની મહત્તા સમજાવતી વેળાયે કે ધર્મની સર્વગ્રાહ્યતાનું પ્રતિ-

પાદન કરતી વેળાયે; સંભવ છે કે કદાચ કોઈ શ્રદ્ધાળુ આત્મા લાગણીવશ બની જાય, કદાચ કોઈ સીધી અને સરળ વાતનું કેવળ પ્રતિપાદન કરીને 'हिते न पौनरौक्त्यम्' એ ન્યાયે પુનરૂક્તિ દોષને અવગણીને પણ ગુણગાન ગાવા મંડી જાય એથી ધર્મ જેવા આવશ્યક, સર્વજન માન્ય અને પૂજનીય તત્ત્વનાં મૂલ્ય ઘટતાં નથી પણ વધે છે.

પોતાની માતાનાં વાત્સલ્ય, પ્રેમ કે હેતને નહિ ભૂલી શકનારો ડાહ્યો સમજુ અને કૃતજ્ઞ દીકરો પોતાની કાલીઘેલી કે સ્નેહભીની જબાનમાં પોતાના કૃતજ્ઞતાગુણને જાગ્રત રાખવા કદાચ માતાના ઉપકારોને પ્રકટ કરે એથી તે માતાનાં પોતાના પુત્ર પ્રત્યેનાં વાત્સલ્ય, પ્રેમ કે હેત–જે વાસ્તવિક રીતે મહા મૂલ્ય છે, તે શું મૂલ્ય વિહોણાં કે નકામાં ઠરે છે વારૂ?

માટે જ ધર્મની મહત્તાનાં કે મહામૂલ્યતાનાં વર્ણનો તેની અમીભરી હુંફ નીચે પોતાનાં સુખ, સ્વાસ્થ્ય કે આબાદીને મેળવનારા તેમ જ મેળવવા મહેનત કરનારા પ્રાજ્ઞ પુરૂષો શા સારૂ [ તેની મહત્તાનું જગતને ભાન કરાવવા માટે] ન કરે? ધર્મની મહત્તા, આવશ્યતા તેમ જ જરૂરીયાતને જનસમાજની આગળ દાંડી પીટીને જાહેર કરવી એ જ તેઓનો કર્તવ્યધર્મ ગણાય છે. આના પાલનમાં જ તેઓ પોતાના કૃતજ્ઞતા ગુણની વફાદારી જાળવી શકે છે. આ સિવાય એ પ્રાજ્ઞ પુરૂષોને પોતાની કે પરની ઉન્નતિનો ઉપાય હજુ સુધી શોધ્યો જડ્યો નથી. વાસ્તવિક રીતે ધર્મની મહત્તાનાં ગુણગાન કરવામાં જ એ આપ્ત પુરૂષોએ કલ્યાણનો માર્ગ સ્વીકાર્યો છે, અને એ માર્ગની લોક હિતકર કેડી પર તેઓ ચાલીને પોતાની જાતનું શ્રેયઃ સાધી રહ્યા છે. ભૂતકાલના અનાદિ સંસારમાં આ રીતે મહાત્મા પુરૂષોનો ઉપકાર માર્ગ ચાલી રહ્યો છે.

બેશક ધર્મનાં સિદ્ધાન્તો, તેનું યથાર્થ સ્વરૂપ કે તેનાં તત્ત્વોનું તલસ્પર્શી જ્ઞાન, આ સઘળું પ્રાપ્ત કરવું, એ કપરૂં કામ છે. કેટલીયે વેળાયે એને માટેના પ્રબલ પુરૂષાર્થો પૂર્વકાલીન અશુભોદયે કદાચ નિષ્ફલપ્રાયઃ બને છે, આ બધું સંભાવ્ય છે. ધર્મ કે ધર્મનાયકોના મતભેદો અનાદિથી સંસારમાં અસ્તિતાને ધરાવે છે, આ પણ એટલું જ સાચું છે. પણ છતાં ધર્મની મહત્તાને કે તેનાં મૂલ્યને આ હકીકતો ઢાંકી શકતી નથી. આથી તો ઉલટું સાચા ધર્મનું મૂલ્ય વધતું જાય છે. કારણ કે, જે માલમાં કૃત્રિમતા કે બનાવટો ઉભી થતી હોય તે માલના જો કે સાચાપણાને શોધવાની વૃત્તિ અવશ્ય ઊભી થાય, પણ તેનાં સાચાં તત્વોનું મૂલ્ય ખૂબજ વધી જાય છે. તેની મહત્તા, આથી નિતનિત વધતી જ જાય છે.

ધર્મનું મહત્ત્વ સમજાવવાને માટે, તેમજ તેના યથાર્થ સ્વરુપની સમજણ આપવાને માટે, ભૂમિકારૂપે ટુંકમાં આટલું જણાવીને આ ધર્મની મહત્તા કે મૂલ્ય વર્તમાન જગતમાં વિચારશીલ ગણાતા પુરૂષના શબ્દોમાં વિચારીયે. તેઓ કહે છે કે,[૧] 'આપણું મનોબળ, આપણો સ્વાર્થત્યાગ આપણી આશાઓ, એ શિથિલ અને મંદ થઈ પડયાં છે, એનું એક મુખ્ય કારણ ધાર્મિક શિક્ષણનો અભાવ એજ છે. જેમ આત્મા એ શરીરથી ભિન્ન છતાં શરીરનાં અણુઅણુમાં વ્યાપી રહીને શરીરને ચૈતન્ય અર્પે છે, તેમ ધર્મ એ મનુષ્યની સર્વ ઐહિક પ્રવૃત્તિઓથી વિલક્ષણ હોવાની સાથે સર્વના અંતરમાં પ્રવેશ કરીને એમને ચૈતન્ય અર્પે છે, અર્થાત્ એમનામાં જ્ઞાન, રસ, સ્થૈર્ય, બળ અને ગતિ પૂરે છે.'

'વળી ધર્મ મનુષ્યને [ આત્માને ] સ્વભાવ સિદ્ધ છે. એટલું જ નહિ પણ આવશ્યક પણ છે. જડવાદના આચાર્યો એમ મનાવવા

---

૧ આનન્દશંકર ધ્રુવ : ['આપણો ધર્મ'] માંથી.

મથે છે કે 'ધર્મ કદાપિ જંગલી દશામાં અને ત્યાર પછી કેટલોક સુધારો પ્રાપ્ત થતાં સુધી આવશ્યક હશે, પણ વિદ્વાનોને અને સારી પેઠે સુધરેલી પ્રજાઓને તો તે નિરર્થક છે.' આ મતના જવાબમાં માત્ર એટલું જ કહેવું બસ છે કે વિચારશીલ મનુષ્ય આ સિદ્ધાન્ત લાંબો વખત સ્વીકારી શકે તેમ નથી.'

પૂર્વકાલીન તત્ત્વદષ્ટા મહાપુરૂષોએ, પોતાની કલ્યાણકર આર્ષ-વાણીમાં ધર્મની જે યથાર્થતા ઉપદેશી છે, તેના સામાન્ય આભાસરૂપનું આ આલેખન ધર્મની મહત્તા કે આવશ્યકત્તાને સમજવા માટે બસ થઇ પડશે. વળી આ પ્રસંગે પૂર્વકાલીન તે ઉપકારી મહા પુરૂષોનાં સઘળાંયે પ્રતિપાદનો અહિં મૂકવા એ કદાચ લંબાણ થવાનો સંભવ છે. આથી કલિકાલ સર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી **હેમચંદ્ર સૂરીશ્વરજી** મહારાજ ધર્મનું મૂલ્ય, પોતાની ગંભીર વાણીમાં જે રીતે આંકે છે, તેજ ટુંકમાં અહિં જણાવવું ઉચિત છે. તેઓ શ્રી ફરમાવે છે કેઃ–[૨]

'કલ્પવૃક્ષ આદિ પદાર્થો જે ઇષ્ટ આપનારા બને છે, તે ધર્મનો પ્રભાવ છે. ધર્મથી હીન એવા આત્માઓને આવી વસ્તુઓ પ્રાપ્ત થતી નથી. સાગરની પેઠે અપાર એવા સંકટોમાં મૂંઝાતા આત્મા-ઓને હંમેશા રક્ષણ આપનાર જો કોઈ હોય તો પાસે રહેલો, હિત-વત્સલ એવો બાંધવ શ્રીધર્મ છે, સાગર મર્યાદા મૂકીને જગતને ડુબાડી દેતો નથી, તેમજ સૂર્યના તાપથી તપી ઉઠેલી ધરતીને મેઘ જે ટાઢી પાડીને લોકોને અનુકૂળતા કરી આપે છે, આ સાચે એક ધર્મનો જ પ્રભાવ છે.'

'અગ્નિ તિર્ચ્છી ગતિથી સળગતો નથી પણ ઉર્ધ્વ ગતિયે સળગે છે કે વાયુ ઉંચે ગતિ કરતો નથી, પણ પોતાની સ્વાભાવિક જન અનુકૂલ ગતિથી તિરછો વહે છે. આમ દરેક પ્રકારની સર્વ અનુકૂળતાઓ

૨ યોગશાસ્ત્ર પ્ર. ૪ઃ શ્લો. ૯૪ થી ૧૦૨.

આવા પદાર્થો તરફથી પણ આપણને વિના પ્રેરણા કે પ્રયત્ને સંસારમાં મળી રહે છે. તેમાં અચિન્ત્ય મહિમાવાળા કેવળ ધર્મની જ બલવત્તર આરાધના કામ આપી રહી છે. તે તે ધર્મશીલ મહાપુરૂષોની ધર્મસેવા ધર્મ સાધના કે પૂર્વકાલીન ધર્મનો પ્રબલ પ્રભાવ આ રીતે જગતમાં પોતાની અસર પાડી રહ્યો છે.'

'આલંબન વિનાની તેમજ આધાર રહિત છતાં પણ સમગ્ર વિશ્વના એક આધારરૂપ પૃથ્વી; જે આ રીતે સ્થિરપણે ટકી રહી છે તેમાં ધર્મ સિવાય અન્ય કોઇ કારણ હોવું સંભાવ્ય નથી—છે નહિ એમ નિઃશંક બનીને અમે કહીયે છીએ. વળી સૂર્ય કે ચન્દ્ર જગતની ક્ષિતિજ પર દરેક પ્રકારની અનુકૂળતા મુજબ પ્રકાશીને પોતાનાં તેજ ફેલાવી રહ્યાં છે, તે કેવળ ધર્મ ભૂપતિના શાસનને શિરોમાન્ય કરીને જ.'

'માટે જ બંધુતાનાં, મિત્રતાનાં કે સનાથપણાનાં વાસ્તવિક સુખોથી વંચિત તેમજ મૃગજળની જેમ કેવળ તે તે કાલ્પનિક સુખોમાં ભ્રમિત સંસારી આત્માઓને તેનાં અનુપમ સુખોની–એટલે કે, બન્ધુજનનું, મિત્ર કે આપ્તજનનું અને નાથની જેમ યોગ રક્ષણનું સુખ આપનાર વિશ્વવત્સલ શ્રીધર્મ છે.'

'રાક્ષસો, યક્ષો કે ક્રૂર સર્પો, વળી વાઘ, સિંહ કે વ્યાલ જેવા ક્રૂર જાનવરો તેમ જ અગ્નિ કે કાતીલ ઝેર–આ સઘળાં યે અનિષ્ટ પદાર્થો; ધર્મના શરણભાવને મેળવનારનું કાંઇ પણ અહિત કરવાને સમર્થ નથી. વળી નારક કે પાતાલના પતનથી અશરણ આત્માઓને રક્ષણ આપનાર તેમ જ ક્રમશઃ સર્વજ્ઞતાની મહામૂલી સંપત્તિથી જગતના જન્તુગણને સમૃદ્ધ કરનાર એક ધર્મ છે.'

આ રીતે સુંદર શૈલીમાં ધર્મના મહત્ત્વભર્યાં ગુણગાનો પૂર્વકાલીન મહાપુરૂષોએ જે કર્યા છે, તે કેવળ જગતના કલ્યાણકામિ આત્માઓના

હિતને નજર સમક્ષ રાખીને જ. આ સિવાય અન્ય કોઈ સ્વાર્થસાધવાની તે પરમાર્થ દૃષ્ટા મહાપુરૂષોને આવશ્યકતા નહોતી, નથી અને રહેવાની સંભાવના પણ નથી.

જ્યાં સુધી ધર્મનું મહત્ત્વ વાસ્તવિક રીતે સમજમાં ન આવે ત્યાં સુધી ધર્મનાં સ્વરુપને સમજવાની જિજ્ઞાસુતા પ્રગટી શકતી નથી, આ વાત સાવ સામાન્ય છે.

સૂત્રકાર મહર્ષિ શ્રી શય્યંભવસૂરિજી મહારાજા 'શ્રી दशवैकालिक सूत्र'ની આદિગાથાના પ્રથમ પાદમાં ધર્મનું સ્વરુપ કહેવા પહેલાં આ ધર્મની મહત્તાનું વર્ણન કરતાં આ મુજબ ઉપદેશે છે—'धम्मो मंगल मुक्किट्ठं'—ધર્મ એ ઉત્કૃષ્ટ મંગલ છે.' વિઘ્નો, અનર્થો કે આપત્તિઓને એકાંત તેમજ આત્યંતિક રીતે ટાળવાનું અચિન્ત્ય સામર્થ્ય ધરાવનાર જો કોઇ તત્ત્વ, અનાદિકાલથી જગતના પટ પર અસ્તિત્ત્વને ધરાવતું હોય તો તે ધર્મ છે.

કેવળ શ્રદ્ધા કે આંધળીયા અનુકરણભાવથી જ આ કહેવાઇ રહ્યું છે, એમ રખે કોઇ માની લે! સીધી કે સાદી સમજમાં પણ આ હકીકત ઉતરી શકે તેમ છે. વારૂ! આપણે 'ધર્મનાં અસ્તિત્ત્વનો અપલાપ કરનાર કે ધર્મ જેવી વસ્તુનાં મહત્ત્વમાં નહિ માનનારને નમ્ર ભાષામાં મૃદુ ભાવે પૂછીયે શકીયે છીએ કે 'જગતમાં જે કાંઇ શાન્તિ, સ્વસ્થતા, આબાદી કે ઉન્નતિ થોડી-ઘણી આજે દેખા દઈ રહી છે તેનું કારણ શું હશે તે અમને કહેશો ભલા? પરસ્પરની મર્યાદા, લજ્જા કે ઔચિત્યતા જે સામાન્ય વ્યવહારોમાં જળવાઇ રહી છે તે શાને આધારે તે સમજાવશો ખરા?'

આ પ્રશ્નનો ઉત્તર સીધો અને સરળ છે. ધર્મને નકારનારા એનો જવાબ આપે કે ન આપે, મૌન પકડે કે વિતંડાવાદ કરે છતાં આ પ્રશ્ન જ પોતાની મેળે જવાબમાં ધર્મનું મહત્ત્વ, આવશ્યકતા કે જરૂરી-

ઘાત બોલી રહ્યો છે. લુંટીને ભેગું કરવાથી કે લૂંટવામાં જ જીવનની શક્તિઓ ખરચવાથી જગતમાં શાન્તિ નથી, એ તદ્દન સ્પષ્ટ છે. ત્યારે લૂંટવાનું ભૂલીને ઉદારતા ગુણને મમત્વના ત્યાગદ્વારા કેળવવામાં જ શાંતિ કે સમાધિભાવની પ્રાપ્તિ છે, આ નિર્વિવાદ સત્ય, ધર્મને ગમે તે કારણે નકારનારને દ્રાવિડ પ્રાણાયામથી સ્વીકારવું જ પડશે.

ઇન્દ્રિયનિગ્રહ, ઇચ્છાનિરોધ કે સંયમ આદિ ગુણો વિના ઉદારતા કે મમતાનો ત્યાગ; કદિ શકય નથી. આ સદ્દગુણોની જીવનમાં જ્યારે શાંતિ, સમાધિ કે સ્વસ્થતાની ખાતર આવશ્યકતા છે. જયારે જગતના વ્યવહારોમાં અરાજકતા, વૈર, વિરોધ કે વૈમનસ્યનાં અનિષ્ટોને ટાળવાને આ અને આના જેવા અનુપમ કોટિના સદ્દગુણોની જરૂર છે. આ જ હકીકત પૂરવાર કરે છે કે, જીવનમાં ધર્મની જરૂર છે, જીવનને જીવી જાણવા માટે ધર્મ કે, 'જે ઉત્તમ પ્રકારના લોકોત્તર કોટિના સદ્દગુણોની જડ છે, તે ધર્મ વિના જગતમાં કાંઈ નથી. જે છે તે ધર્મમાં. માટે જ કહેવું પડયું કે, धर्मो वै अमृतम्–જીવનનું સત્ત્વ પ્રાણ કે જીવનનું મૂળ ધર્મ છે. સાચે આત્માનું અજરામર તત્ત્વ કે અમૃત એ ધર્મ છે.

## ૨

## ધર્મનું સ્વરૂપ : તેનાં સાધનો :

ધર્મનાં માહાત્મ્યને સમજી, તેનાં સ્વરૂપને જાણવાને જિજ્ઞાસુતા જેનાં હૈયામાં પ્રગટી છે તે આત્માઓ कोऽयं धर्म અર્થાત્ 'ધર્મનું સ્વરૂપ શું?' આ પ્રશ્ન જ્યારે પૂછે છે,–પૂછવાની વૃત્તિ જ્યારે એમના આત્મામાં સહજ સ્ફૂરે છે, ત્યારે ધર્મના જ્ઞાતા તત્ત્વજ્ઞાનિ પુરુષો આવા આત્માઓના કેવળ હિતની આર્ષદષ્ટિથી ધર્મનું સ્વરૂપ ઉપદેશે છે.

શાસ્ત્રકાર ભગવાનના શબ્દોમાં તે ધર્મનું તત્ત્વ કે સ્વરૂપ આ પ્રકારે છે. दुर्गतौ प्रपतज्जन्तु धारणाद् धर्मः ' અર્થાત્ ' દુર્ગતિ કે કુગતિમાં પડતા આત્માને ધારણ કરવા પૂર્વક સદ્‌ગતિમાં લઈ જનાર ધર્મ કહેવાય.' આ રીતે જિજ્ઞાસુ આત્માઓને ઉદ્દેશીને પૂજનીય મહાપુરૂષોએ, ધર્મનો ઉપદેશ અનેક પ્રકારે વાણીદ્વારા પ્રરૂપ્યો છે, અને શબ્દો દ્વારા શાસ્ત્રોમાં ગૂંથ્યો છે.

હકીકત એ છે કે, ધર્મના સ્વરૂપનું વર્ણન યોગ્ય આત્માને જ અસર કરી શકે છે. જેનામાં સર્વ પ્રકારની યોગ્યતા ભલે અણવિકસી રહી હોય પણ માધ્યસ્થભાવરૂપ યોગ્યતા વિશેષ પ્રમાણમાં વિકાસને મેળવી શકી છે, એટલે ધર્મ, આત્મા, પરલોક, પુણ્ય કે પાપ જેવાં તત્ત્વ સ્વરુપ પદાર્થો પરત્વે કે તેનાં સ્વરુપની પ્રાપ્તિ માટેનાં સાધનો પ્રત્યે અરૂચિભાવ યા દ્વેષભાવ જેઓમાં ન હોય તેમ જ ઇન્દ્રિયોના વિષયોની આધીનતા, ક્રોધાદિ કષાયો, ઇચ્છા, લાલસા કે હિંસાદિપાપોની તીવ્ર રૂચિ; કે અમુક કોટિની ધર્મ વિમુખતાના યોગે ધર્મનાં તત્ત્વો પ્રત્યેનો પૂર્વગ્રહ; આ વગેરે કારણોથી જેઓ પર રહ્યા છે, તેઓ માધ્યસ્થ્યતા ગુણને પામી કે કેળવી શકયા હોવાથી ધર્મને માટે યોગ્ય કહેવાય છે.

આવા આત્માઓ જો કે, સમ્યક્ પ્રકારની ધર્મદૃષ્ટિ હજુ પામ્યા ન હોય તો પણ પાપ તેમજ પાપબન્ધના નિમિત્તોથી તેઓની મનોવૃત્તિ હંમેશા દૂર રહેનારી હોય છે. ધર્મ માટે આ યોગ્ય કક્ષામાં રહેલા આત્માઓ, કદિ નિર્ધ્વંસવૃત્તિથી કે પુનર્બન્ધ સ્થિતિથી પાપાચરણો આચરનારા હોતા નથી. સ્વાભાવિક રીતે પરમાર્થને શોધવાની શોધક વૃત્તિ તે માર્ગસન્મુખ આત્માઓમાં રહેલી હોય છે.

આથી આત્માના દુર્ગતિ પતનથી ભયને પામીને તેઓ ધર્મનાં સ્વરૂપની પ્રાપ્તિને માટે તેનાં સાધનોને સેવવા કે આરાધવા માટે

ઉલ્લાસપૂર્વક આત્મસામર્થ્યને વિકસાવી એ માર્ગે પગલીઓ પાડવાને પ્રયત્ન કરે છે.

કોઇ પણ વસ્તુનું સ્વરૂપ યા તેનું મહત્ત્વ; તેની પ્રાપ્તિનાં સાધનો, અનુષ્ઠાનો કે ક્રિયાકાંડોની આરાધનાથી જ પ્રાપ્તવ્ય બને છે. કારણ કે, વસ્તુનાં આંતર સ્વરુપની ઓળખ અતીન્દ્રિયતાનાં કારણે સામાન્ય રીતે સહુ કોઇને થઇ શકતી નથી. જ્યારે બાહ્ય વ્યવહાર-દૃષ્ટિથી જે ઓળખ કે પ્રાપ્તિ થવી વ્યવહારજીવિ આત્માઓને આવશ્યક છે, તે તેનાં બાહ્યસાધનોથી બેશક થઇ શકે છે.

આ રીતે ધર્મનાં સ્વરૂપને પ્રાપ્ત કરવાને સારૂ તેનાં સાધનોની સાધના કે આરાધના, એ ધર્માર્થિ મુમુક્ષુજનોનો કર્તવ્યધર્મ છે. કારણ કે 'ધર્મનાં વાસ્તવિક સ્વરુપની પ્રાપ્તિનાં અનન્યકારણ જે ગણાતા હોય તેની સેવા કે ઉપાસના વિના ધર્મનાં સ્વરૂપની પ્રાપ્તિ પ્રાયઃ થઈ શકતી નથી' આમ જ્ઞાનિમહાપુરૂષોનો આદેશ છે.

ધર્મનું સામાન્ય સ્વરૂપ આમ સ્થૂલ દૃષ્ટિયે પ્રતિપાદન દ્વારા જણાવી શકાય કે 'જીવનની શાન્તિ, મરણની સમાધિ આગામિભવની સુંદરતા યાવત્ પરમસુખનાં ધામરુપ સિદ્ધિપદની સાધના આનું સાક્ષાત્ કે પરંપરાયે પ્રધાન કારણ તેજ ધર્મ;' પરમ મંગલરુપ ધર્મનું સીધું અને સાદું તેમજ સ્પષ્ટ સ્વરૂપ આ શબ્દોમાં સહુ કોઇને ગ્રાહ્ય અને સ્વીકાર્ય બની શકે તે રીતે પરમકારૂણિક મહાપુરૂષોએ ફરમાવ્યું છે.

જ્યારે ધર્મનાં આ સ્વરૂપની પ્રાપ્તિ માટે, જગતમાં અનેક પ્રકારના વાદો, વિવાદો કે મતભેદો અનાદિ કાલથી જન્મતાં, જીવતા અને જાગતા રહ્યા હતા, છે અને રહેશે આ નિઃસંદેહ છે. છતાં પણ કોઇ પણ પ્રકારના રાગ-દ્વેષ વિના કેવળ કલ્યાણ કરવાની પરમાર્થ ભાવના પૂર્વક મધ્યસ્થદૃષ્ટિએ લોકોત્તર ધર્મનાં મૂળભૂત સાધનોની ગવેષણા કરનારા મુમુક્ષુ આરાધકો માટે, શાસ્ત્રકાર મહર્ષિઓએ ખૂબ વિસ્તૃતરીતે

સ્પષ્ટ, સરળ અને અનુપમ કોટિનાં સાધનો ઉપદેશ્યાં છે, કે જે હિતની રૂચિ ધરાવનારા માર્ગગામિ આત્માઓને અવશ્ય આચરણીય છે.

સૂત્રકાર ભગવાન શ્રી શય્યંભવસૂરિજી, ધર્મની મહત્તા, મંગલમયતા કે અવશ્ય આચરણીયતા સમજાવ્યા બાદ, તેનાં સ્વરુપભૂત સાધનોને આ પ્રકારની સર્વજનગ્રાહ્ય શૈલીયે સૂચવતાં ફરમાવે છે, 'अहिंसा संजमो तवो' એટલે કે, અહિંસા સંયમ અને તપ આ ત્રિવેણી સંગમ એજ ધર્મનું સ્વરુપ, યા તેની પ્રાપ્તિનાં અનન્ય સાધનો.

સંયમ અને તપ; જેને લોકગ્રાહ્ય સરળ ભાષામાં ઇન્દ્રિય નિગ્રહ અને ઇચ્છા નિરોધના નામથી ઓળખાવી શકાય, આ બન્ને સદ્‌ગુણો ધર્મનાં અદ્વિતીય સાધનરૂપ અહિંસાની રક્ષાને માટે મજબુત કિલ્લેબંધી ગણાય છે. અહિંસાની પ્રાપ્તિ, સ્થિરતા કે અખંડિતતા સંયમ તેમજ તપ દ્વારા જ શકય બને છે. તપની સાધના સંયમ દ્વારા છે, અને આ બન્નેની જાગવણીમાં સાચે બન્નેનું પરસ્પરનું મૂળભૂત સ્વત્ત્વ કે સર્વસ્વ અખંડિત રહે છે.

ઇચ્છા, લાલસા કે મનની ભૂખથી જ ઇન્દ્રિયો નિરકુંશ બની, મર્યાદા મૂકી સંયમના રાજમાર્ગ પરથી ખસી જાય છે, પરિણામે અહિંસા કે જે મન, વાણી કે કાયાના યોગોને પવિત્ર કરનાર ગંગા-યમુનાનાં નિર્મળ, મધુર અને શીતળ ઝરણારૂપ છે તેનો નાશ થાય છે. એટલે અસંયમના યોગે કે લાલસાના પાપે જીવનમાંથી ધર્મ ચાલ્યો જાય છે. જ્યારે હિંસાના યોગે અસ્પૃશ્ય બનેલા તે ત્રિવિધયોગો સાચે ભયંકર કોટિનાં વિષવૃક્ષો બની જાય છે. પરિણામે જેની છાયા, ફળો કે ફુલો અનન્ત મરણનાં રૌદ્ર દુઃખોને આપનારાં બને છે.

આ ત્રણ સાધનોની જેમ, શાસ્ત્રકાર મહાપુરૂષોએ અન્ય પણ ધર્મસાધનોને, સામાન્ય રીતે મુમુક્ષુ આત્માઓની અર્થિતાને સમજી, બાલ તેમજ મધ્યમબુદ્ધિતાને લક્ષ્યગત રાખી શાસ્ત્રોમાં સ્થાને સ્થાને

પ્રતિપાદિત કર્યા છે, પૂજનીય સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરિ મહારાજ આવી જ શૈલીમાં ફરમાવે છે કે,-*

'साधुसेवा सदाभक्त्या मैत्री सत्त्वेषु भावतः ।
आत्मीयग्रहमोक्षश्च धर्महेतुप्रसाधनम्' ॥ १ ॥

'ધર્મના હેતુને સાધનારા તેના સ્વરુપની પ્રાપ્તિના મૂળ અંગો આ ત્રણ છે-૧ નિરંતર ભક્તિપૂર્વક સાધુપુરૂષોની સેવા-શુશ્રૂષાઃ ૨ વિશ્વના પ્રાણિ માત્ર પ્રત્યે બદલાની આશા વિના મૈત્રી ૩ જગતના વિનશ્વર પૌદ્ગલિક પદાર્થો પરની મમતાનો ત્યાગ.'

'આ રીતે દાન, શીલ, તપ કે ભાવ જેને સામાન્ય ધર્મશાસ્ત્રની ભાષામાં ઉદારતા, સદાચાર, ઈંદ્રિયનિગ્રહ અને સદ્ભાવના—આ શબ્દોથી ઓળખાણ આપી શકાય છે તે; આ અને આના જેવા પરમ જ્ઞાનિપુરુષોએ ધર્મની સાધનાના-આરાધનાના મૂળ માર્ગો કે અંગો તરીકે ઉપદેશ્યા છે, તેની મહત્તાને ઉપદેશ દ્વારા સમજણ આપવી, કે જેના યોગે ધર્મના ખપી અને હજુ સુધી અભ્યાસ-વૃત્તિમાં જ રહેનારા અધિકારિ આત્માઓને શ્રી વીતરાગ પરમાત્માના લોકોત્તર ધર્મમાર્ગનું, તેનાં દિવ્યતત્ત્વોનું કે સિદ્ધાન્તોનું ક્રમશઃ દર્શન થાય, અને તે દ્વારા તે આત્માઓ શ્રદ્ધા, જ્ઞાન અને વિરતિના કલ્યાણ માર્ગને પામી પોતાનાં આત્માને ધન્ય બનાવી શકે.'

સામાન્ય રીતે આજ એક ધ્યેયને અનુલક્ષીને અનન્ત ઉપકારી શ્રી સર્વજ્ઞ પરમાત્મા વિહિત લોકોત્તર ધર્મની પ્રાપ્તિનાં આદિ સાધનો; પ્રથમ ભૂમિકા રુપ અંગો; તેમજ ધર્મપ્રસાદની પીઠિકાના સહાયકારી આલંબનો; અમુક પ્રકારની વિશિષ્ટ નિરૂપણ શૈલી પૂર્વક પ્રસ્તુત પુસ્તકમાં રજુ કરવામાં આવ્યા છે. કહેવું જોઈએ કે, 'વિષયોનું આ

---

* શાસ્ત્રવાર્તા સમુચ્ચય સ્તબક. ૧ : શ્લો૦ ૬

રીતે યોગ્ય સંયોજન; વિશિષ્ટ નિરૂપણુ પદ્ધત્તિ; તેમજ મૌલિક વસ્તુ ગૂંથણી; આ ત્રિવિધ યોગોની અપૂર્વ સંકલનાથી આમાં રજુ થયેલું સાહિત્ય જૈન જનેતર વર્ગના ખાસ 'અભ્યાસ રૂચિવાળા આત્માઓને અવશ્ય આદરણીય બનશે.'

હું કબૂલીશ કે, આમાં એવું ઉંડું ગંભીર કે મર્મગ્રાહી તત્ત્વ પર્યાલોચન નથી, કે નથી આત્મા, પરમાત્મા, પરલોક, પુણ્ય કે પાપ જેવા સર્વમાન્ય તત્ત્વોની સૂક્ષ્મ છણાવટ; છતાં આમાં છે જરૂર, મુમુક્ષુ દૃષ્ટિના ખપી આત્માઓને પોતાના કર્તવ્ય ધર્મનો સંદેશો આપનારા આચારો તેમજ વિચારો : અથવા જ્ઞાન કે ક્રિયા : કે 'જે સઘળાંયે તત્ત્વજ્ઞાન, સિદ્ધાન્તવાદો કે સૂક્ષ્મ પદાર્થ ગવેષણાઓના એકમાત્ર સર્વ-સાર રૂપ કલ્યાણુ પ્રાપ્તિનો અનન્તજ્ઞાનિ મહાપુરૂષોએ ઉપદેશેલ રાજમાર્ગ છે.' તે આમાં સૂચવ્યો છે. જે શાસ્ત્રીય શબ્દોમાં 'ज्ञान क्रियाभ्यां मोक्षः'ના સૂક્તથી નિરંતર ધર્મિસમાજના વાતાવરણુમાં પ્રચારને પામતો રહ્યો છે.

મધ્યસ્થ, માર્ગાભિમુખ તેમ જ અર્થિ ગણાતા સરળ આત્માઓને ધર્મના-શ્રી વીતરાગ દેવ પ્રરૂપિત જ્ઞાન કે ક્રિયાના સર્વશ્રેષ્ઠ માર્ગે દોરવણી આપવાની કેવળ પરમાર્થદૃષ્ટિ પૂર્વક આ પ્રકારની પદ્ધતિનું સાહિત્ય; સરળ ભાષામાં રોચકશૈલીયે ઉપદેશ, પ્રવચન કે પુસ્તકરુપે રજુ કરવાથી વર્તમાનકાળના વાતાવરણુમાં કહી શકાય કે 'આ દ્વારા અનુપમ કોટિનો ઉપકાર થઇ શકવો સંભાવ્ય છે.'

પૂજ્ય પરમકારુણિક હિતવત્સલ ગુરુદેવશ્રીનાં ધર્મપ્રવચનો કે, જે સર્વજન ગ્રાહ્ય ભાષામાં બાલ તેમજ મધ્યમબુદ્ધિના ધર્માર્થિ જન-સમાજની અર્થિતા તેમજ જિજ્ઞાસુતાને અનુલક્ષીને પ્રાયઃથયેલા છે. તે પ્રવચનોમાંની ઉપદેશવાણીના વહેતાં વહેણોને, યોગ્ય રીતે ભાષા; શબ્દસંકલના; તેમજ પ્રસંગ નિરુપણુ : ઇત્યાદિમાં આવસ્યક

પરિવર્તન કરવા દ્વારા ભાવને અખંડિત રાખવાની કાળજીપૂર્વક આ પ્રકાશનમાં સંકલિત કરવામાં આવ્યાં છે.

આ પુસ્તકના પ્રથમ ખંડમાં વિષયોની સંયોજના, સામાન્ય કોટિના આચારધર્મોની મહત્તાનાં પ્રતિપાદનને લક્ષ્યગત કરીને જ કરવામાં આવી છે. જે ગુણો, આચારો કે ધર્મવ્યવહારો; સ્થૂલ-દૃષ્ટિએ પણ માનવ તરિકે જીવનશુદ્ધિના પરમ અંગો ગણાય છે, તેની આવશ્યકતા યા મહત્તા તેમ જ પવિત્રતાને સરળ તેમ જ શિષ્ટ ભાષામાં આના પહેલા ખંડમાં વિસ્તારથી ભિન્ન ભિન્ન વિષય ગૂંથણી દ્વારા પ્રતિપાદન શૈલીયે સમજાવવા માટે પ્રયત્ન થયો છે.

## ૩

## સિંહાવલોકન

**પ્રસ્તુત** પ્રકાશનમાં પ્રતિપાદનો કે ઉપદેશવચનો એવી સર્વમાન્ય પદ્ધતિથી રજુ થયેલા છે, કે તેની સંવાદિતાને માટે સહુ કોઇ નિષ્પક્ષ વિચારકો એકમત બની શકે તેમ છે. આ દૃષ્ટિએ આની વસ્તુ સંકલના સાચે માર્ગાભિમુખ તેમજ માર્ગાનુયાયી બન્ને વર્ગને એક સરખી રીતે ગ્રાહ્ય બની શકશે એ નિઃસંદેહ છે.

જેમ કે, '**જીવનનાં મૂલ્ય**'માં 'નીતિ, પાપભીરૂતા કે ઇન્દ્રિય નિગ્રહ' આ ત્રણ ઉત્તમ સદ્‌ગુણોનાં સ્વરૂપદર્શન આપવા દ્વારા તેની મહત્તા માટે જે કહેવાયું છે તેની વર્ણન શૈલી; કોઈ પણ ધર્મ દર્શનમાં કે માનવીય સભ્યતા યા આદર્શ જીવન–વ્યવહારોમાં માનનાર વિચારક વાચકને જાણે કે; સુંદર વિચારણામાં કે ઉન્નત મનોરાજ્યમાં વિચરનારો મહા માનવ બનાવી દે છે.

જીવનનાં મૂલ્યને આંકતા સ્પષ્ટ ભાષામાં આ સ્થાને કહેવામાં આવ્યું છે, કે 'નીતિ, પાપભીરૂતા અને ઇન્દ્રિય નિગ્રહ આ ગુણ ત્રિવેણીનો સુંદર સહયોગ એજ માનવ જીવનનું મૂલ્ય છે.' નીતિ આદિ ઉપરોક્ત સદ્ગુણોના પરસ્પરના સંબંધને—સહકાર ભાવને સૂચવતા ત્યાં આમ કહ્યું: 'નીતિમાં દઢ રહેવા માટે પાપભીરૂતાની જરૂર છે. અને પાપની ક્રિયામાંથી બચવા માટે ઇન્દ્રિયો ઉપર કાબૂ હોવો એ જરૂરી છે.' 'નીતિ એ જીવનનો પાયો છે, માણુસ ગમે તે અવસ્થામાં હોય પણ તેણે પોતાના જીવન માટે જે કલ્યાણનો માર્ગ નક્કી કર્યો હોય તે માર્ગને વળગી રહેવાની શક્તિ, નીતિની આધીનતામાં રહેલી છે. નીતિ જીવનને મર્યાદિત બનાવે છે. સુનીતિવાનથી કોઇને હાનિ પહોંચતી નથી.' [જીવનનાં મૂલ્ય પૃ. ૫:]

નીતિની મહત્તાનું આ આલેખન કેટલું વાસ્તવિક, સ્પષ્ટ અને સરળ છે, કે જે સહુ કોઇને કબૂલ્યા વિના કે સ્વીકાર્યા વિના ચાલી શકે તેમ નથી. કોઇ પણ વસ્તુનું સ્વરૂપ દર્શાવતી વેળાયે તેની બન્ને બાજુનું યથાર્થ ચિત્ર અવશ્ય આપવું જોઇએ. જેથી તેમાં માનનાર જિજ્ઞાસુ પોતે હિતાહિતના વિચારપૂર્વક કર્તવ્યાકર્તવ્યનો વિવેક કરી શકે. નીતિ જેવા ઉમદા ગુણની બાબતમાં પણ આમજ છે. આથી જ શાસ્ત્રીય અને અશાસ્ત્રીય આ બન્ને વિભાગોમાં વિભક્ત નીતિના તત્ત્વને સ્પષ્ટ કરતાં આમ કહ્યું કે,

'જગતના આધિભૌતિક પદાર્થોની પ્રાપ્તિ માટે નીતિનો ઉપયોગ કરનાર, નીતિમાંથી કયારે લપસી પડે તે કહી શકાય નહિ, આથી કોઇનું પણ બુરૂં ન થાય એ નીતિવાને જોવાનું રહે છે.' નીતિનું આ શાસ્ત્રીય સ્વરુપ છે. આથી જ કેવળ દુનિયાના માનપાન કે કીર્તિને મેળવવાની વૃત્તિથી કે પ્રતિષ્ઠા જમાવવાના ઇરાદાથી જે નીતિ કે પ્રમાણિકતા જળવાય તે શાસ્ત્રીય યા ધર્મદષ્ટિતાપૂર્વકની નથી આમ

કહી શકાય. આ હકીકતને' **'નીતિનો સર્વશ્રેષ્ઠ આદર્શ'**માં સ્પષ્ટ કરી છે; 'જીવદયા કે અહિંસા આ જ વાસ્તવિક રીતે ધર્મની જડ છે, ધર્મના અન્ય સઘળાં અનુષ્ઠાનો, વ્રતો વગેરેની આરાધના જ્ઞાનિમહાપુરૂષોએ આની જ કેવળ રક્ષાને માટે યોજી છે. નીતિ કે પ્રમાણિકતા જેવો વ્યવહારધર્મ પણ દયાની ભાવનાથી સંકળાયેલો જોઇએ તો જ તે ધર્મરુપ બને છે.' [ પૃ. ૧૬૨ ]

આ પ્રકારની નતિનું સર્વ શાસ્ત્રકારોને માન્ય-ગ્રાહ્ય લક્ષણ આ શબ્દોમાં જણાવ્યું છે; 'નીતિ એટલે હૃદયની નિખાલસ વૃત્તિથી કાર્ય કરવાની રીતિ,' વળી 'હૃદયમાં હોય તેજ હિતકર રીતે વચનમાં આવવું જોઇએ અને તેજ પ્રમાણે વર્તવાનો સ્વ-પરહિતના ખ્યાલ પૂર્વકનો શક્ય પ્રયત્ન હોવો જોઇએ' [ પૃ૦ ૬ ] અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, કે અસંભવ દોષથી રહિત તદ્દન નિર્દુષ્ટ નીતિનું આ લક્ષણ કેવું સ્પષ્ટ, સરળ અને સાદું છે. સર્વ શાસ્ત્રોનો જાણે સાર આમાં લાવીને મૂક્યો હોય તેટલી જ ગંભીરતાપૂર્વકની વાણીમાં આ વસ્તુનું પ્રતિપાદન અહિં થયું હોય એમ વિચારક વાચકને જરૂર થાય.

નીતિ આદિના મૂળ કારણો કે સહાયક અંગો ઇન્દ્રિયનિગ્રહ અને પાપ ભીરૂતાની ગુણ બેલડી છે, આ વસ્તુને પુનઃ સ્પષ્ટ કરતાં તેઓશ્રી ઉપદેશે છે કે, 'નીતિને ભાંગી નાખનાર જેમ પાપ છે, તેમ પાપને જીવનમાં લાવનાર ઇન્દ્રિયોની આધીનતા છે.' 'ઇન્દ્રિયોને સ્વચ્છન્દતા પોષક સામગ્રીઓ આપી એટલે તે બધી ઇન્દ્રિયો હેવાન બની જાય છે, આ ઇંદ્રિયો જેટલી છૂટી તેટલી પાપની પરાયણતા અધિક.' 'ઇંદ્રિયો જેટલું માગે તેટલું આપીયે તો જીવન દુઃખમય બની જાય'

આથી સઘળા સદ્‌ગુણોને સ્થિર રાખનાર ઇંદ્રિયનિગ્રહ છે, આ કથન આમાંથી સ્પષ્ટ શબ્દોમાં ધ્વનિત થાય છે. આ માટે તેનો ઉપાય

દર્શાવતાં આગળ જણાવ્યું છે કે; ' માટે સઘળાં પાપોનું મૂળ ઇંદ્રિયોની આધીનતા છે, અને તે ઇંદ્રિયોને જીતવાને સારૂ મનોનિગ્રહની આવશ્યકતા છે.' આ મનોનિગ્રહ કે વૃત્તિઓના જયનો સર્વ દર્શન સમ્મત માર્ગ આ શબ્દોમાં સૂચવ્યો છે 'મન ઉપર કાબૂ મેળવવા માટે મનને તૃષ્ણાથી દૂર રાખવું જોઈએ, મનને વશ રાખવાનો એક રસ્તો એ છે કે, સારી યા ખોટી ઇચ્છાની પરીક્ષા કરવી જોઇએ, જેટલી ખોટી ઇચ્છાઓ હોય તેના ઉપર કાપ મૂકવો અને સારી ઇચ્છાઓનો અમલ કરવા પ્રબલ પ્રયત્ન કરવો.'

આ જણાવીને તેઓશ્રી કહે છે કે 'માત્ર સાધુઓએ જ નહિ, પણ સંસારિઓએ પણ સુખી બનવું હોય તો મન ઉપર સંયમ રાખવો જોઇએ. સંયમ ન રખાય તો છતી સામગ્રીએ દુઃખી થવાય, માણસે કોઇ પણ રીતે ખરાબ ઇચ્છાને દાબી રાખી સારી ઇચ્છા પ્રમાણે તેને પ્રવર્તાવવાનો પ્રયત્ન કરવો જોઈએ' [ પૃ. ૧૦ ]

કેવો સહેલો સીધો અને સાદો કલ્યાણ પ્રાપ્તિનો રાજમાર્ગ: પણ આ વસ્તુ શબ્દોમાં, જેટલી સરળ છે, તેના કરતાં બેશક જીવનમાં આચરવી અનેક ગુણી કપરી છે.

કલિકાલ સર્વજ્ઞ આચાર્ય ભગવાન્ **શ્રી હેમચન્દ્ર સૂરીશ્વરજી** મહારાજે, મનોનિગ્રહ પર જ સઘળાંયે સુખોની પ્રાપ્તિનો આધાર છે—આ સમજાવવાને અમુક ક્રમ, સામાન્ય રીતે સ્પષ્ટ કરતાં શરૂમાં ઉપદેશ્યું છે કે, ' કષાયો તેમ જ વિષયોથી જીતાઈ ગયેલો પરાધીન આત્મા પોતે જ સંસારમય છે, જ્યારે તેના પર વિજય મેળવનારો આત્મા સ્વયં મોક્ષનાં અનન્ત સુખરૂપ છે. ' આમ કહીને તેઓએ કષાયજયના ઉપાય તરીકે વિષયજય–ઇન્દ્રિયવિજય સૂચવ્યો છે. અને તેનાં પ્રધાનસાધન તરીકે મનોજયને જણાવ્યો છે. તેઓ શ્રી કહે છે કે ;

'तदिन्द्रियजयं कुर्यान्मनःशुद्ध्या महामतिः।
यां विना यमनियमैः कायक्लेशो वृथा नृणाम् ॥ १ ॥
[ શ્રી યોગશાસ્ત્ર : પ્રકાશ : ૪ : ૩૪ : ]

'આ કારણથી મહામતિ પુરૂષે, મનશુદ્ધિ દ્વારા ઇન્દ્રિયજય કરવો જોઇએ. ઈંદ્રિયો પરના જય વિના યમ કે નિયમો દ્વારા થઈ રહેલો શરીર કલેશ નિરર્થક છે' આ મનની શુદ્ધિને માટે તે મહાપુરૂષ ફરમાવે છે કે;

'મનની શુદ્ધિને સારૂ રાગ તેમજ દ્વેષનો જય સર્વ પ્રથમ કરવો જોઇએ, જેથી આત્મા સ્વયં વિકારોની મલીનતાને ટાળી નિજનાં નિર્મલ સ્વરૂપમાં સ્થિર થઈ શકે.'

આ ઉત્તમ સદ્‌ગુણોની પ્રાપ્તિ જેને નથી થઇ, તે માનવ ગણાતો આત્મા, ઉત્તમતાના શિખરેથી ખસી અધમ બની શું કરે? તેનું સામાન્ય દર્શન કરાવતાં **'કલ્યાણની કેડી'** માં ગુરૂદેવશ્રીએ ફરમાવ્યું છે, કે, 'હિંસક પ્રાણિઓને ભેળાં કરવામાં આવે તો ય એ જેટલું નુકશાન ન કરે તેટલું નુકશાન દુનિયામાં અધમ બનેલો એક માનવી પણ કરે' આ કલ્પના નથી કિંતુ વાસ્તવિકતાની મર્યાદામાં કહીને કરેલું વિધાન છે. આથી જ એઓશ્રીએ કહ્યું કે 'મનુષ્ય જેવી યોજનાપૂર્વક સંહાર કરી શકે છે, તેવી યોજનાપૂર્વક સંહાર કરવાની પશુમાં બુદ્ધિ કે શકિત નથી.' [ પૃ. ૧૬ ]

માટે સર્વથી પ્રથમ, માનવપણું કે માનવતા પ્રગટાવવી એ અતિ આવશ્યક છે, આથી જ તે માનવતા ગુણનું સીધું તેમ જ સાદું સ્વરૂપ દર્શાવતાં તેઓશ્રીએ કહ્યું છે 'જગતના જીવમાત્રનું પોતા તરફથી રક્ષણ કરવાની ઉંચામાં ઉંચી ભાવના આનું નામ માનવતા.'

'આ પ્રકારનો અનુપમ કોટિનો માનવતા ગુણ પ્રગટ કઇ રીતે થઈ શકે?—મુમુક્ષુના આ પ્રશ્નનો જવાબ, તેઓશ્રીનાં

ઉપદેશમાંથી મળી રહે છે, આ માટે તેઓશ્રી ફરમાવે છે કે, 'ત્યાજ્યનો ત્યાગ, કરણીયનો અમલ, પ્રશંસનીયની પ્રશંસા અને શ્રવણ કરવા યોગ્યનું જ શ્રવણ; માનવજીવનને સફલ બનાવનારાં આ સાધનો ગણી શકાય તેમ છે. ધર્મિતાની પ્રાપ્તિનાં આદિકારણ તરીકે આવી સુંદર ધર્મપ્રસાદની પીઠિકારૂપ ગુણશ્રેણી કોણ દર્શનકારોને અસમ્મત હશે વારૂ?

એક ઉત્તમ કોટિના આર્ષદૃષ્ટા તેમજ કલ્યાણ માર્ગના સદેશવાહક જ્યોતિર્ધર મહાપુરૂષ તરીકે, જગત માત્રના જીવોને માનવતા ગુણના વિકાસ દ્વારા જીવન જીવવાના સાચા હિતમાર્ગની ઉદ્‌ઘોષણા કરતાં તેઓશ્રી ઉપદેશે છે કે; 'હિંસા કરવાથી લાખ્ખોની મીલકત મળતી હોય કે જૂઠું બોલવાથી ગમે તેટલો લાભ થતો હોય પણ તે ન જોઇએ. કોઇની સારામાં સારી ચીજ પણ બદલો આપ્યા વિના લેવી ન જોઇએ. અબ્રહ્મચર્ય મહાપાપ છે. પરિગ્રહ પૈસા ટકા આદિની મૂર્છા છૂટે તો કલ્યાણ–આ માન્યતા આવે તો માનવતા પ્રગટવી કપરી નથી. [પૃ. ૧૯]

આ પાંચ મહાપાપો, કે જે જગતનાં સર્વ પાપોનાં આદિ બીજરૂપ છે. તેનો ત્યાગ, દાન–શીલ–તપ તેમજ ભાવધર્મની સેવા કે આરાધના દ્વારા શક્ય બને છે. આથી આ ચાર ઉત્તમ ગુણધર્મોનું સ્વરૂપ, સરળ અને રોચક ભાષામાં સ્પષ્ટ કરવા અગાઉ પ્રથમ તેની ઓળખ લોકભાષામાં આપતાં તેઓશ્રી કહે છે કે 'દાન, શીલ, તપ અને ભાવ એ ચારને ઉદારતા, સદાચાર, ઇચ્છાનિરોધ અને સદ્વિચાર એ નામે સમજાવવા માટે કહી શકાય' આ રીતે તે ચાર ધર્મોની ઓળખ આપી તેનાં સ્વરૂપને બાલ કે મધ્યમ બુદ્ધિના માનવ સમાજને નજર સામે રાખીને તેઓ ફરમાવે છે કે :

'ઉદારતા એટલે દુન્યવી સ્વાર્થના ભોગે પણ પરમાર્થનું સેવન,

પોતાના દુન્યવી સ્વાર્થને અવગણીને બીજા જીવોનું કલ્યાણવાળી આચરણા એ ઉદારતા છે. ત્યાગની બુદ્ધિએ લક્ષ્મીનો ત્યાગ એય ઉદારતા છે.' શીલનું સ્વરૂપ, આમભાષામાં સમજાવતાં તેઓએ કહ્યું કે, 'આ શરીર દ્વારા લેશ અગર વધુ પાપ ન થઇ જાય અને આત્માનું મૂળભૂત સ્વરૂપ પ્રગટ થાય એ બુદ્ધિયે ઉત્તમ આચારોનું જે પાલન એ સદાચાર,' જ્યારે 'તપ એટલે ઇચ્છાનો નિરોધ આ જોઇએ તે જોઇએ–આ બધી જે તૃષ્ણાઓ તેનો જે લોપ તેનું નામ તપ. ખરો તપ એ છે. બીજાં બધાં એ તપનાં સાધનો છે. વાસ્તવિક તપ એક પણ અયોગ્ય ઇચ્છાને આધીન ન થવું તે છે. સઘળી પાપની વાસનાઓનો જેમાં નાશ છે, તે તપ છે.' આ તપનાં સાધનરૂપ હાલ ઉપવાસ, આયંબીલ આદિ તપશ્ચર્યાઓ જે ગણાય છે. તે પણ લાલસા કે ઇચ્છાનિરોધના પ્રેરક સાધન તરીકે છે. આ વસ્તુના હાર્દને સમજાવતા કહ્યું કે; 'વાસનાઓને પોષનાર કારણોમાં રસના ઇંદ્રિય મુખ્ય છે. એમાંથી બધા દુર્ગુણો જન્મ્યા. માદક ખોરાક ખાવાથી અને અયોગ્ય પદાર્થો પેટમાં જવાથી વિકાર જાગે, બુદ્ધિભ્રષ્ટ થાય. એ વિકારને પોષવા નાટકને સીનેમા બે તૈયાર. મહિનામાં બે પાંચ વાર તો ખરાં, ત્યાં જઇને કુચેષ્ટા જોવાય, તેથી આવે ઉન્મત્ત અવસ્થા, પરિણામે અનેક પ્રકારનાં દુર્વ્યસનો જન્મે. માટે કોઇ પણ જાતની પાપ વાસનાઓને આધીન ન થવું.' [પૃ. ૨૧] તપધર્મની વ્યાખ્યા, મહત્તા તેમજ આવશ્યકતા આ કથનમાં સરળ તેમજ સાદી ભાષામાં સમજાવાઈ છે.

વિચાર કે વાતાવરણની શુદ્ધિ માટે આહાર શુદ્ધિની જરૂરિયાતને દરેક ધર્મદર્શનકારોએ એકમતે સ્વીકારી છે. તેમાં શ્રી જૈન દર્શન આચારોની શુદ્ધિમાં ખૂબ કડક અને ચુસ્ત છે. શ્રદ્ધા, જ્ઞાન વગેરે ગુણો, સ્થિર તેમજ અખંડ ત્યારે જ પ્રાયઃ જળવાઈ રહે કે ચારિત્રની શુદ્ધિ જીવનમાં ચોક્કસરીતે સચવાઈ હોય. આથી જ ભાર-

ધર્મની રક્ષાને માટે દાન, શીલ તેમજ તપની આરાધના જૈન શાસ્ત્રોમાં ઠામ ઠામ ઉપદેશવામાં આવી છે.

માટે ઉદારતા, સદાચાર કે ઇચ્છાનિગ્રહની ચુસ્ત ઉપાસનાના પરિણામે સુંદર પ્રકારની ભાવનાઓ, ઉત્તમ કોટિના વિચારો કે નિર્મળ મનોવૃત્તિઓ અન્તરમાં પ્રગટી જીવનમાં શાન્તિ કે સમાધિનાં દિવ્ય સુખોની પ્રાપ્તિ કરાવે છે.

'**શાન્તિની સાધના**'માં શાન્તિના ઉપાયો દર્શાવતાં આથી આમ કહેવામાં આવ્યું છે કે: 'જગતના પ્રાણી માત્રનું કલ્યાણ થાઓ! જગતના સઘળાય જીવો પારકાના હિતમાં રક્ત બનો! દુનિયાના દોષો માત્ર નાશ પામો અને લોક માત્ર સુખી થાઓ,–આ ચાર ભાવનાઓમાં જે રમણ કરે તેને સદા શાન્તિ જ હોય.' [પૃ. ૩૦] 'પણ શાન્તિનાં સુખનો જેને સાક્ષાત્કાર કરવો હોય એણે સર્વ પ્રથમ શું કરવું જોઇએ?' આ પ્રશ્નનો જવાબ તે જ પ્રકરણમાં સ્પષ્ટ શબ્દોમાં અપાયો છે. જેમાં કહ્યું છે કે; 'શાંતિના અર્થિએ ઇર્ષ્યા દુર્ગુણને ત્યજવો જોઇએ. અને 'સૌ સુખી થાઓ!'–આ ભાવનાને અપનાવવી જોઇએ. જેમ ઇર્ષ્યા, અશાન્તિની ઉત્પાદક છે, તેમ તૃષ્ણા પણ અશાંતિને ઉત્પન્ન કરવા સાથે વધારનારી છે.'–આ વિધાનોને જનસમાજ સમક્ષ રજુ કરતા તેઓશ્રી કેવળ વ્યાખ્યાનકાર કે ધર્મ-ગુરૂની જેમ ફક્ત ઉપદેશ આપીને નહિ રહેતાં સામા શ્રોતાજનોની લાગણીના તારને આ વસ્તુનાં વિધાનોમાં એકત્ર કરવા જાણે એક કુશળ કલાકારની જેમ મથતા હોય એ રીતે અહિં તેઓ સ્પષ્ટતા કરતાં ચાલુ વર્તમાન વાતાવરણનો નિર્દેશ કરવા પૂર્વક ઉપદેશ કરે છે કે:

'આજે તૃષ્ણા ઉપરના અંકુશના અભાવે, તે દિનપ્રતિદિન વધતી જ જાય છે. એ તૃષ્ણાના યોગે જરૂરીયાતો વધતી જાય છે અને તે પૂરી ન થાય એટલે પરિણામે અશાન્તિ આવીને ઉભી જ

રહે છે. માટે જ્ઞાનિ પુરૂષો ફરમાવે છે કે, ઇચ્છાઓની વૃદ્ધિ એજ અશાન્તિ. આશાઓ–લાલસાઓને આધીન બની અનેક પ્રકારની ઇચ્છા કરનારાઓ ઇરાદાપૂર્વક પોતાનાં જીવનની શાંતિનો નાશ કરે છે. નિરકુંશ ઇચ્છાઓ કર્યે જનારો જીવનભર શાન્તિ પામી શકતો નથી.' [પૃ૦ ૩૨]

અશાંતિ, દુઃખ કે દીનતા કે જે આજે જગતની ચોમેર દિન-પ્રતિદિન વધતાં જ રહ્યા છે, તેનું કારણ ઉપરોક્ત ઉપદેશમાં અસંદિગ્ધ શબ્દો દ્વારા પૂ. ગુરૂદેવશ્રીએ સ્પષ્ટ ફરમાવી દીધું છે. જેમ જેમ જગતમાં સાધનો વધતાં જાય છે, તેમ તેમ અશાન્તિ વધતી જ જાય છે. એ જ કહી આપે છે કેઃ જડ—અનાત્મ સાધનો જ એવાં છે કે, તે મળવા છતાં તેને વિષે અસંતોષ, ભોગવટામાં ઇર્ષ્યા વગેરે સહજ રીતે ઉત્પન્ન થાય છે. આજ તેનો સ્વભાવ છે. આથી તે પદાર્થોનો સંસર્ગ કે સ્વભાવ એ જ અશાન્તિ કે દુઃખનું મૂળ કારણ છે.

જર્મન વિદ્વાન શોપનહોર [ Sehopenhaur ] પણ આ વસ્તુને ગણિતની રીતથી ઘટાવતાં આ મતલબનું કહે છે કે, *'એકંદર મનુષ્યની જેટલી સુખેચ્છા થાય તેમાંથી કેટલી સફળ થાય છે તે ઉપરથી તે કેટલો સુખી છે, એમ સમજાય છે. અને જો સુખોપભોગ સુખેચ્છાથી કમી પડયો તો તેટલા પ્રમાણમાં તે દુઃખી સમજાય છે, આ જ પ્રમાણ ગણિતની રીત પ્રમાણે નીચે મુજબ આવે છે. 'Happiness divided by will' અર્થાત્ સુખોપભોગનો સુખેચ્છાથી ભાગાકાર કરવો એટલે અપૂર્ણાંકની રીતે સુખો-પભોગ ÷ સુખેચ્છા આ પ્રમાણે લખવું જોઈએ પણ આ અપૂર્ણાંક એવો તો વિલક્ષણ છે કે એનો છેદ (સુખેચ્છા), એના અંશ (સુખોપભોગ) કરતાં અધિક પ્રમાણમાં વધતો જ ચાલે છે. અર્થાત્

* ધર્મશ્રદ્ધા પૃ૦ ૧૫૦

પ્રથમ ૧/૨ હોય તો પછીથી ૩/૧૦ થાય છે. એટલે સુખોપભોગ ત્રણ ગુણો થાય તો સુખેચ્છા પાંચ ગુણી વધે છે એટલે પરિણામે વધારેને વધારે અપૂર્ણ જ થયે જાય છે.'

પાશ્ચાત્ય વિદ્વાનની આ અનુભવવાણી આર્યદેશની સંસ્કૃતિયે અનાદિકાલથી પોતાનાં તત્ત્વજ્ઞાન દ્વારા જનસમાજના સંસ્કારોમાં ચિરરૂઢ બનાવી છે. દરેક ધર્મશાસ્ત્રો પૌદ્ગલિક પદાર્થો જેવા કે–ધન, ધાન્ય, શરીર કે વૈષયિક સાધનો–તેના ભોગવટામાં સ્વભાવગત રહેલા અસંતોષ દુર્ગુણને સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરી, તેનાથી દૂર રહેવાનો ઉપદેશ આપતા જ રહ્યા છે.

કલિકાલ સર્વજ્ઞ આ૦ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજીના શબ્દોમાં આમ કહી શકાય કે; 'ધનહીન સો મેળવવાને ઇચ્છે છે. સોવાળો હજારને ઇચ્છે છે હજારવાળો લાખને મેળવવા માથા ફોડે છે. લાખવાળો ક્રોડને ઇચ્છે છે. અને ક્રોડવાળો જ્યારે અબજની મૂડીને ભેગી કરવાને તલપાપડ બને છે. અબજવાળો રાજા થવા ઇચ્છે છે. ત્યારે રાજા વળી ચક્રવર્તી થવાને ઇચ્છે છે, છ ખંડનો માલીક ચક્રવર્તી વળી દેવ થવાને ઇચ્છે છે તેમ જ દેવ વળી ઇન્દ્ર બનવાને ઇચ્છે છે, વળી ઇન્દ્રપણું પ્રાપ્ત થવા છતાં ઇચ્છાનો અંત આવતો નથી. કારણ કે, મૂલમાં નાનું કોડીયું જેમ વર્તુલમાં ક્રમશ: વધતું જાય છે, તેમ લોભ હંમેશા વૃદ્ધિને પામે છે.'+

ટુંકમાં આ કથનને ખૂબ સાદી તેમ જ ઋજુ ભાષામાં સમજાવતાં અહિં આ પ્રકારે કહેવાયું છે કે; 'જેમ લાભ તેમ લોભ વધે. ઇચ્છાનું કાંઇ માપ નથી જ, જ્યારે ઇચ્છાનું માપ નથી તો 'ભોગવ્યા પછી જ શાંતિ પ્રાપ્ત થાય'–આ સિદ્ધાન્ત ટકતો જ નથી' આમ કહીને ઉપદેશક વાણીમાં તેઓશ્રી આપણને આમ ફરમાવે છે કે;

+ યોગશાસ્ત્ર : પ્રકાશ ૪ : શ્લો : ૧૯ : ૨૭ :

'માટે ઇચ્છાના તરંગો રોકવા જોઈએ, દુનિયાનાં પદાર્થોની વધુને વધુ ઇચ્છા તે ઇરાદાપૂર્વક અશાંતિને આમંત્રણ આપવા જેવું છે. કારણ કે, દુનિયાના પદાર્થોને મેળવવાની ઇચ્છા એ અશાન્તિનું મૂળ છે, અને એ નહિ મેળવવાની ઇચ્છા એ જ શાન્તિનો રાજમાર્ગ છે.' (પૃ૦ ૩૫) વર્તમાનમાં અનેક પ્રકારની ધાંધલ, ધમાલ તેમજ અરાજકતા, નીતિનાશનો અવળચંડો માર્ગ, વગેરે જે કાંઇ અનિષ્ટો દેખા દઇ રહ્યા છે, તેમાં મૂળ નિદાન તરીકે આજ લાલસાનાં મહાપાપનો નિર્દેશ કરતાં તેઓ શ્રી કહે છે કે : 'આજની અશાંતિનું મુખ્ય કારણ એકજ છે, અને તે એ જ કે 'બધું જ મેળવવાની ઇચ્છા, દુનિયામાં અનીતિ આદિ ન થાય એ ભાવના આજે નથી. તેનું કારણ એ જ કે 'ચહા, પાન, સીગારેટ એ વગેરે નકામી વસ્તુઓ પણ જોઇએ જ' આ ભાવના થઇ, પછી ન મળે તો 'અનીતિ કરવામાં પણ હરકત નહિ' આ રીતે કામ આગળ વધ્યું. એકના બે કરે એ આજે વેપાર મનાય છે. પણ એ ભયંકર અનીતિ છે. જુગાર જેવો સટ્ટો પણ ધંધામાં ખપ્યો. ખિસ્સામાં પાંચ નહિ અને પાંચસોનો સટ્ટો કરે, કારણ કે ઇચ્છાનો અંત નહિં અને ભાવના જુદા પ્રકારની.' (પૃ૦ ૩૬)

થોડાં શબ્દોમાં સ્પષ્ટ રીતે રજુ થયેલું આ વસ્તુદર્શન; મૂડીવાદ જેવું પરિગ્રહનું મહાપાપ; વિશ્વયુદ્ધનો રૌદ્રમુખો દાવાનળ; વૈર, વિરોધ અને રાષ્ટ્રોમાં ચાલતી અસ્વસ્થતાની મહામરકી ઇત્યાદિ ચેપી રોગચાળાની સામે લાલબત્તીરૂપ છે.

વાસ્તવિક હકીકત એ છે કે; વાસનાથી પ્રેર્યા જન્તુઓ જેને ભોગવટા દ્વારા પૂર્ણ કરવા ઇચ્છે છે. તે વાસના, તેમજ તે પદાર્થો બન્નેની પ્રકૃતિ અપૂર્ણ રહેવામાં જ છે. હિંદુ ધર્મશાસ્ત્રોમાં પણ આ કથન સ્પષ્ટ શબ્દોમાં આપણને મળી રહે છે. સ્મૃતિકાર શ્રી મનુ ઋષિ આ મુજબ કહે છે કે;

×'વિષયોનો ઉપભોગ કરવાથી કામ કદાપિ શાન્ત થતો નથી, પણ જેમ અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિ વધતો જ જાય છે તેમ વિષયોને સેવવાથી કામ વધારે જ વધતો જાય છે.' વાસના માત્રનું સામાન્ય લક્ષણ એક જ અને તે એ કે 'ઉપભોગથી શમે નહિં, એટલે ભોગથી શમન ન થવું એને જ અહિં વાસનાનો નૈસર્ગિક ગુણ કહ્યો છે. **ડૉ. સિગ્મંડ ફ્રોઇડ** કહે છે કે* 'સર્વ જડ પદાર્થોના વિકારોમાં એ નૈસર્ગિક સ્વભાવ છે કે પૂર્ણ રીતે સમાધાન ન મળવું.'

અનાદિકાલથી ભયંકર ભૂતાવળની જેમ આત્માને લાગું પડેલું વાસના કે લાલસાનું આ મહાપાપ; કઇ રીતે આત્માથી છૂટું પડે, તેમ જ ક્યા સાધનો દ્વારા તેનું નિયંત્રણ શક્ય બને? આ વગેરે મૂંઝવણો માર્ગના ખપી મુમુક્ષુ આત્માઓના હૃદયસાગરમાં જરૂર ઉઠે આનો જવાબ, **'સાચું સ્વરાજ'** નામના પ્રકરણમાં સ્પષ્ટતાથી જિજ્ઞાસુ વાચકને મળી રહે છે.

આલંબનજીવી જગતમાં ઉત્તમ પ્રકારોના ગુણોને પ્રાપ્ત કરવા, સ્થિર રાખવા તેમ જ ખરાબ વાતાવરણમાંથી આત્માને અળગો રાખવા સુંદર આલંબનો જરૂર જોઇએ. જો કે; દેવ કે ધર્મ એ જરૂર ધર્મરૂચિ આત્માઓને માટે અનુપમ કોટિનાં તરણ તારણ આલંબનો છે પણ તેઓની ઓળખ, મહત્તા કે ઉત્તમતાનું ભાન કરાવી જગતને તે માર્ગની તરફ મમતાળુ બનાવનાર કોઈ પણ હોય તો તે નિર્ગ્રન્થ સાધુ પુરૂષો છે.

આથી એઓની સેવા કે ઉપાસના, આરાધક આત્માઓને ઘણું ઘણું મેળવી આપે છે. જગતનાં સઘળાએ અનિષ્ટો ક્લેશો કે સંતા-

× મનુસ્મૃતિ : અ૦ ૨ : શ્લો. ૯૪ :

* સમાજ રચના શાસ્ત્ર : પૃ૦ ૩૭૩.

ચોની અગ્નિ જ્વાળથી સંતપ્ત ભગ્ન હૃદયી આત્માઓ માટે સાચે સાધુપુરૂષોનું શરણુ, શીતળ સ્વચ્છ અને નિર્મળ જળભર્યું સરોવર સમું છે.

પૌદ્ગલિક–આધિભૌતિક પદાર્થોની તૃષ્ણાના વિકારોને દબાવી દઇ આત્મસ્વાસ્થ્યની મહામૂલી સંપત્તિની પ્રાપ્તિનું સાધન સાધુસેવા જ છે. આનાં ઉત્તમ તેમજ કલ્યાણકારિ ફલો દર્શાવતાં ઉપદેશકાર મહર્ષિ ફરમાવે છે કે: *

'હંમેશા શુભ ઉપદેશ, ધર્મના આચરનારા આત્માઓનું દર્શન અને સ્થાને વિનય: આ ત્રણ સાધુસેવાનાં મહાફલો છે. હંમેશા સાધુઓ પાસેથી સુંદર ઉપદેશ મળે, એના પરિણામે હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર વગેરે દુઃખનાં કારણરૂપ પાપોથી બચવાનો પ્રયત્ન સ્વાભાવિક રીતે જ થાય. વિષયોનું સેવન સર્વથા ન છોડી શકે તો તેના ઉપર અંકુશ તો આવે જ. સદ્‌ગુરૂઓના સદુપદેશને પામી તેને પરિણમાવનારા આત્માઓ; પૈસાના લોભથી અનીતિ ન કરે, વાતવાતમાં ગુસ્સે ન થાય, અક્કડ ન બને, કપટ જાળમાં જગતને ન ફસાવે, લોભને વશ થઈ સારાસારને ન ભૂલે, રાગમાં અંજાઈ અનર્થ ન કરે, દુશ્મન પ્રત્યે પણ દ્વેષ કરવાનું ભૂલી જાય, કજીયા કંકાસ ન વધારે, કોઇનાં ઉપર ખોટાં આળ ન મૂકે, સુખમાં છકી ન જાય, દુઃખમાં દીન ન બને, પારકાની નિંદા ન કરે, તેમજ સફાઈપૂર્વક સાચાને ખોટું અને ખોટાને સાચું કહેવાની અધમતા ન કરે આ વગેરે ઉત્તમ સ્થિતિને પામે.' [પૃ૦ ૪૧]

સાધુસેવાથી પ્રાપ્તવ્ય આ સુંદર વાતાવરણ અવશ્ય માનવ જીવનને ઉજાળીને દિવ્ય બનાવી શકે તેમ છે. મૈત્રી ભાવના કે વિશ્વબંધુતાની પ્રાપ્તિ આના યોગે જ થાય છે. તેમજ મમતા કે વાસનાનો

---

* શાસ્ત્રવાર્તા સમુચ્ચય: સ્તબક૦૧: શ્લો૦ ૬,

નાશ, સાધુસેવાના સતત આરાધનથી સ્હેજે થાય છે. આ બન્ને ઉત્તમ ફલો સાધુસેવાથી ફાલી, ફૂલીને મીઠાશને આપનારા બને છે. સાધુસેવાની મહત્તાનું તેમજ તેનાથી પ્રાપ્ત થતાં સદ્‌ગુણોનું વર્ણન કરીને ઉપસંહારરુપે ત્યાં જણાવ્યું કે, 'ગુરૂસેવાના યોગે જગત આટલું સમજી શકય પ્રયત્નો કરે, તો આજની ધાંધલ, ધમાલ, વર્તમાન વિગ્રહ, અને ચોમેર ભડકે બળતી અશાંતિની જવાળાઓ આપમેળે શમી જાય' [પૃ૦ ૪૨]

આ વગેરે હકીકત, એક પરમાર્થદ્રષ્ટા તેમજ જ્ઞાતા તરીકે સુંદર શબ્દોમાં ઉપદેશકાર સૂરિદેવે રોચક શૈલીમાં ત્યાં જણાવી છે, કે જે વાચકને જરૂર દિવ્ય અને ઉચ્ચ કોટિની વિચારણાના સુમધુર રસમાં ઝીલનારો બનાવીને કર્તવ્ય ધર્મનું ભાન કરાવે છે.

'**પવિત્રતાની ગંગા**'માં ઉદારતા ગુણનું જે સૂક્ષ્મ, સચોટ તેમજ ભાવવાહી નિરૂપણ થયું છે, તે બેશક શ્રોતાજનોના કે વિચારક વાચકવર્ગના હૈયામાં એક ધારી અસર પાડી શકે તેવી શૈલીમાં થયું છે. આ પ્રકરણમાં ઉદાર આત્માનું સ્વરૂપ દર્શાવતાં કહેવામાં આવ્યું છે કે; 'જે કોઇનું પણ અશુભ ઇચ્છે નહિ, પણ સંસારના સઘળા જ પ્રાણિઓનું ભલું ઇચ્છે, જે કોઈનાય કોઈ સાચા ગુણને જોઇને રાજી થાય, દુઃખને જોઇને જેને દયા આવે અને દુર્ગુણી તરફ પણ જે ગુસ્સે ન થાય, સુધારવાની મહેનત કરવા છતાં પણ ન સુધરે એવી કોટિના દુર્ગુણી પ્રત્યે પણ જેનામાં દુર્ભાવ ન હોય તેજ સાચો ઉદાર અને મહાન પુરુષ' [પૃ૦ ૫૧]

શ્રી જૈન શાસ્ત્રકારોએ તેમજ ઇતર ધર્મદર્શનકારોએ સામાન્ય રીતે મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય આ ચાર ભાવનાઓનું જે સ્વરૂપ ધર્મશાસ્ત્રોમાં દર્શાવ્યું છે. તેને જ લક્ષ્યગત કરીને ધર્મશીલ મહાનુભાવ પુરુષની ઉદારતાનું આછું પણ સ્પષ્ટ રેખાચિત્ર અહિં

દોરવામાં આવ્યું છે જે મહત્ત્વનું તેમજ ખપી આત્માઓને નિઃશંકતયા માર્ગદર્શન આપી શકે તેમ છે. ઉદારતા ગુણની મહત્તાનું ભાન કરાવવા માટે અહિં તેઓશ્રી ઉપદેશે છે કે :

'ઉદારતાનો ગુણ એક એવો અદ્દભૂત ગુણ છે, કે; એના યોગે બીજા અનેક ગુણો આત્મામાં બહુ જ સહેલાઈથી પ્રગટી શકે છે. કારણ કે, ઉદાર આત્માની વૃત્તિમાં અને પ્રવૃત્તિમાં સદ્દવિચારોની સુંદર છાયા સદાકાળ પથરાએલી રહે છે. અને એ સદ્દવિચારોની સુંદર છાયા સઘળીય દુન્યવી ઇચ્છાઓનો નિરોધ કરવા તરફ આત્માને સહજ રીતે વાળે છે. [પૃ. ૫૦]

ઉપરોક્ત ઉદારતાગુણ; જેના યોગે ટકી રહે છે, તે સદાચારગુણની મહત્તા, આવશ્યકતા તેમ જ તેનાં આછાં સ્વરૂપોનું આલેખન ઘણી હૃદયંગમ શૈલીયે 'પાંચ કલ્પવૃક્ષો'માં જણાવ્યું છે. પુણ્યના યોગે પ્રાપ્ત થયેલી દુન્યવી પદાર્થોની સુંદરતા કે અનુકૂળતાઓનો સાચો સદુપયોગ કરવા દ્વારા આત્માના હિતનો માર્ગ કઇ રીતે સાધી શકાય ? તેમજ પરનું કલ્યાણ કઈ રીતે કરવું શકય બને ? આ સઘળી હકીકતો ગ્રામ્યભાષામાં વિસ્તારથી આ વ્યાખ્યાનમાં જણાવવામાં આવી છે. જે રજુઆત સામાન્ય વ્યવહારૂ કે અણઘડ માણસના હૈયાના તારને હલાવી નાંખે તેવી રીતે અહિં કરવામાં આવી છે. દલીલો, યુક્તિઓ તેમ જ કુશલતા પૂર્વકની સમજાવટથી પાંચ પ્રકારના સદાચારોનું મહત્ત્વ સમજાવીને અંતે આ જ વસ્તુને ફરી ઉપસંહાર રૂપે ટુંકમાં તેઓશ્રી આ મુજબ ઉપદેશે છે કે;

'જ્ઞાન સાથે વિનીતતા જોઇએ, સુભગતા સાથે સુશીલતા જોઇએ, પ્રભુતા સાથે નીતિમત્તા જોઇએ, ધનાઢયતા સાથે ઉદારતા જોઇએ અને સત્તા સાથે પ્રશમિપણું જોઇએ. વિનીતતા, સુશીલતા, નીતિમત્તા, ઉદારતા અને પ્રશમિપણું એ પાંચ સદાચારો છે,' [પૃ. ૭૫] યોગ્ય અને હિતા-

ભિલાષી જનતાના કેવળ કલ્યાણુની વાત્સલ્યવૃત્તિથી પ્રેરાઈ ઉપદેશરૂપે એ શબ્દોમાં ત્યારબાદ ફરી પૂજ્યશ્રી ફરમાવે છે કે; ' જીવનની શાંતિ જોઈતી હોય, મરણુની સમાધિ જોઈતી હોય તેમજ પરિણામે મુક્તિ જોઈતી હોય, તો જીવનમાં મળેલી ઉત્તમ સામગ્રીઓને તે તે પ્રકારના સદા-ચારોથી વાસિત બનાવી કલ્પવૃક્ષની મીઠી, શીતળ છાયાનો અનુભવ કરવા પ્રયત્નશીલ બનવું જોઈએ ' [ પૃ. ૭૫ ]

બાલ્યકાલ, યૌવનવય અને વૃદ્ધાવસ્થા : આ રીતે મુખ્યતઃ જીવનના ત્રણ તબક્કાઓ સામાન્ય રીતે કહી શકાય. ઉપર જણાવેલા ધર્મસાધનાના મુખ્ય અંગો, સદ્‌ગુણો કે વિકાસની ભૂમિકાનાં આદ્યસાધનો–વગેરેની સાધના–આરાધના કરવા માટે જીવનની આ ત્રણ અવસ્થામાં બાલ્યાવસ્થા ઘણી જ અનુકૂલ છે. તેમજ આ વયમાં નાંખેલા સંસ્કારોની પરિણતિ ભાવિમાં સ્થિર બનવાની શકયતા છે. વળી યુવાવસ્થા કે વૃદ્ધાવસ્થાને સફલ કરવાને માટે આ કાળ ખૂબ જ ઉપયોગી છે. પણ આ અવ-સ્થાનું જીવન તદ્દન અજ્ઞાન તેમજ પરાધીન છે. આથી એ વયમાં બાળકોના જીવન સંસ્કારોનું ઘડતર માબાપ વગેરે વડિલજનોના હાથમાં રહે છે. આ વડિલો મોહ, પ્રમાદ, ઉપેક્ષા કે અન્ય કોઈપણ કારણે તે બાલકોમાં ધર્મ કે ધર્મનાં સાધનભૂત ઉત્તમગુણો કે સુંદર કોટિના સંસ્કારોનું વાવેતર કરવામાં બેપરવા બને તો તે બાળ–પ્રજાનું ભાવિ ખરાબ બનવાનો પૂરો સંભવ છે. જેથી પરિણામે તે બાળકો પોતાનાં ભાવિ જીવનના વિકાસ માટેની યોગ્ય ભૂમિકાને ખોઈ બેસે છે.

એટલે કે માબાપ કે અન્ય વડિલ હિતૈષિ વર્ગની બેદરકારીનું પરિ-ણામ તે બાળ પ્રજાની યુવાવસ્થામાં ઘણું અનિષ્ટ તેમ જ સ્વ–પરના અહિતમાં આવે છે. તે યુવાનો, યુવાવસ્થાના મદમાં સાચો માર્ગ ભૂલી વિવેકથી પર બની પોતાના કર્તવ્ય માર્ગથી ભ્રષ્ટ બની પ્રાયઃ નૈતિક

તેમ જ ધાર્મિક અધઃપતનના ગર્તમાં ગબડી પડે છે. યુવાનીના ઉંબરે પગ મૂકનારા યુવકોને આથી આવી સ્થિતિમાં તેઓ ન ધસડાઇ જાય તે માટે ચેતવણીનો કલ્યાણકર સંદેશ સંભળાવવા માટે, સર્વ પ્રથમ તેઓના હિતની જવાબદારી જેઓને શિરે ભૂતકાલમાં હતી અને વર્તમાનમાં પણ રહી છે તેઓએ યુવકોની પાસેથી કઈ રીતે કાર્ય લેવું જોઇએ ? તેમજ વડિલોએ યુવકોના માર્ગદર્શક અને આપ્તજન તરીકે ગંભીરતા, ધીરતા તેમજ ક્ષમાશીલતા પૂર્વક પોતાનું કર્તવ્ય કઇ રીતે કરવું ? ઇત્યાદિ : તે વડિલોને કહેવા જોગું કહેવા માટે '**તેજ અને છાયા**' માં પૂજ્યપાદ સૂરિદેવે વડિલોને ઉદ્દેશીને પોતાની લાક્ષણિક ભાષા શૈલીમાં આ મુજબ કહ્યું છે :

'યુવાની, એ એવી વય છે કે, એ વખતે ઉત્સાહ રોકયો રોકાતો નથી. યુવાવસ્થામાં લાગણીઓનું પૂર ઉઠે છે, એ લાગણીઓનું પૂર બાલ્યાવસ્થામાં જેવા સંસ્કારો મલ્યા હોય તેવું ઉઠે. શુભ સંસ્કારો મલ્યા હોય તો શુભ લાગણીઓનું પૂર ઉઠે, અને અશુભ સંસ્કારો મલ્યા હોય તો અશુભ લાગણીઓનું પૂર ઉઠે. એ વયજ એવી છે કે 'કાંઇક ને કંઇક કરવા જોઇએ' એટલે 'યુવાવસ્થામાં ઉર્મિઓના પૂર ઊલટે, અનેક પ્રકારની ભાવનાઓ ઉત્પન્ન થાય, વિચારોનો ધોધ-બંધ પ્રવાહ વહેવા માંડે તે સ્વાભાવિક છે. એને કેવળ રોકવાની મહેનત કરવી એ મૂર્ખાઇ છે, એ પૂર પણ રોકી શકાતું નથી. છતાં એ પૂરને યોગ્ય દિશાએ જરૂર વાળી શકાય છે. અને એમ કરવામાં જ ડહાપણ છે. આથી યુવાવસ્થાનાં વહેણો સન્માર્ગે વળે એવી જ યોજનાઓ હિતેચ્છુઓએ ઘડવી જોઇએ., [પૃ. ૭૯-૮૦]

આ રીતે આગળ પણ, યુવકોના સાચા હિતૈષિ વડિલોને યોગ્ય શબ્દોમાં ઘણું ઘણું કહેવાયું છે, અને યુવકોની જેટલી ગંભીર ભૂલો ઉદ્ધતાઈ, અજ્ઞાન કે અવસ્થાના મદ દોષથી વર્તમાનમાં થઇ રહી છે,

તેની જવાબદારી અમુક અંશે વડિલોની છે. આ બધું ખૂબ સચોટ રીતે આ પ્રકરણમાં પૂજ્યશ્રીએ નિષ્પક્ષ બનીને ગંભીરતાપૂર્વક કહી દીધું છે. વળી, વર્તમાનમાં યુવકોની પાસેથી કામ લેવામાં ઉતાવળા નહિ બનવું તેમજ કોઇ પણ પ્રકારની ઉશ્કેરણી કે મર્યાદાભંગનું કોઈ કારણ તેઓને પોતા તરફથી ન મળે તે રીતે વડિલોએ તેઓની સાથે વ્યવહાર રાખવો એ હિતાવહ છે. આ વસ્તુ તેઓશ્રીએ વડિલો તેમજ યુવકોની વચ્ચે ચાલી રહેલા સંઘર્ષણના નિરાકરણ માટે જાણે એક જવાબદાર મધ્યસ્થ તરીકે વડિલોને જણાવી છે. જે બન્નેને પ્રિય, પથ્ય તેમ જ રૂચિકર બની શકે તેમ છે.

તેઓશ્રીએ આ મુજબ કહ્યું છે કે; "શક્તિ છે, શક્તિ ખીલી છે, અમલનાં દ્વાર ઉઘડયાં છે, પછી યોગ્ય દિશાએ વાળનાર નહિ મળે તો એ ગમે તે માર્ગે વળશે માટે એ સારા માર્ગ વળે એવી યોજનાઓ ઘડવી એ હિતચિંતકોનું કાર્ય છે. માત્ર જુવાનીયા ખરાબ છે, જુવાનીયા ઉદ્ધત છે. આમ જ કહ્યા કરનારા અને વિવેકપૂર્વક યોજના નહિ કરનારાઓ, જુવાનીયાઓને ઉંધે માર્ગે જવામાં કેટલીક વાર ઉત્તેજન આપનાર નીવડે છે. [પૃ૦ ૮૦] યુવકો દ્વારા કાર્ય લેવામાં ધીરતા તેમજ ઠંડક રાખીને તાત્કાલિક પરિણામની આશા નહિ રાખતાં ખામોશથી કાર્ય કરવું, આ મુજબનું હિતસૂચન કરતાં તેઓશ્રી ફરમાવે છે કે; 'એ યુવકોને પોતાની બુદ્ધિમાં જે સારૂં લાગે છે તે તેઓ કરી રહ્યા છે. ત્યારે શાણા તરીકે આપણું કામ એ કે, ખોટું શું અને સારૂં શું ?—એ આ યુવાનોને સમજાવી દેવું, એથી જે પરિવર્તન શકય હશે તે એની મેળે આવશે. તાત્કાલિક પરિણામની આશા નહિ રાખવી. સારૂં થશે એમ ધારીને જે કાંઈ અવસરોચિત હિતકર હોય તે યોગ્ય પદ્ધત્તિથી કહી દેવું. અને જો એમ કહેવામાં આવશે તો તેનું કાંઇ પણ સુંદર પરિણામ આવ્યા વિના નહિ રહે.' [પૃ૦ ૮૦]

વડિલોને આ રીતે અવસરોચિત બે શબ્દો કહીને તેઓશ્રી યુવાવસ્થાના સદુપયોગને માટે યુવકોને કર્તવ્ય ધર્મનો બોધ આપતાં છેવટે આ પ્રકારના ત્રણ સદ્‌ગુણોને કેળવવાનો તેઓને ભારપૂર્વક ઉપદેશ કરે છે : જે આ મુજબ;

'ભાગ્યવાનો ! મળેલી આ યુવાવસ્થાને સફલ બનાવવાને તમારે અવશ્ય આટલું કરવું જોઇએ. ૧ અવસરે ધર્મને સાચવવાને માટે દુનિયાના પદાર્થોને તજવાની તૈયારી ૨ આફતમાં અદીનતા ૩ સાચા માલિકનો સ્વીકાર કરીને તે માલિકની આજ્ઞા સમજી એનો અમલ કરવાની તૈયારી અને અમલ કરતાં પણ ઔચિત્યને મૂકવાનું નહિ.' [ પૃ૦ ૮૬ ]

ઉપર જણાવ્યું છે તે મુજબ યુવાવસ્થાની પ્રાથમિક ભૂમિકા રૂપ બાલ્યાવસ્થામાં જે સંસ્કારો પડે છે, તે જ સંસ્કારો પ્રાયઃ યુવાવસ્થામાં પાંગળે છે, ફાલે છે અને ફુલે છે, તેમ જ પરિણામે તે સંસ્કારો પ્રાયઃ વૃદ્ધાવસ્થામાં સ્થિર, રૂઢ અને પૂર્ણવિકાસને પામે છે. આ માટે બાળકેળવણી કે બાળસુધારને સારૂ સહુ કોઇ ભારપૂર્વક આગ્રહ સેવી રહ્યા છે. પણ બાળસુધારનો પ્રશ્ન બાળકો સિવાયની વ્યક્તિઓ પર મુખ્યતઃ અવલંબીને રહ્યો છે. તેમાં મુખ્યત્વે માબાપ અને શિક્ષકો પર આ પ્રશ્ન આધાર રાખે છે એમ પ્રાયઃ કહી શકાય. આ હકીકત તદ્દન સ્પષ્ટ તેમજ અનુભવ ગોચર છે. આથી **'સંસ્કારોનાં ઘડવૈયા'**માં બાળસુધારના પ્રશ્ન પરત્વે શરૂમાં જ ઉપદેશકાર સૂરિમહારાજ આ મુજબ ફરમાવે છે કે, 'બાળકોમાં તો, જેવું દેખે એવું શીખે અને કહીએ તે કરે એ ગુણ હોય છે, એટલે આવા ગુણવાળાં બાળકોને સારા બનાવવાં કે ખરાબ બનાવવાં તે તેમના વાલીઓ કે વડિલોના હાથની વાત છે' [પૃ૦ ૧૦૮ ]

બાદ આગળ બાળકોનાં જીવનમાં જેઓનો પરિચય, સંસર્ગ કે સહવાસ; સામાન્ય રીતે વિશેષ રહેવાનો–હોવાનો સહજ સંભવ છે,

તે લોકોને પોતાના જીવનને સુધારવાની ખાસ જરૂર છે આ વસ્તુને તેઓશ્રી આ પ્રકરણમાં આ મુજબનાં શબ્દોમાં જણાવે છે કે;

'જો બાળકનાં માતાપિતા, અને શિક્ષક **ઉત્તમ** હોય તો **ઉત્તમ** કોટિના સંસ્કારો પડે અને માતાપિતા તથા શિક્ષક જો **અધમ** હોય તો અધમ કોટિના સંસ્કારો પડે માટે બાળકોને સુધારવા હોય તો પહેલાં તો એ ત્રણેએ અવસ્ય સુધરવું જોઈએ' [પૃ૦ ૧૩૯]

આ રીતે, આ પ્રકરણમાં બાળસુધારણાને અંગે ખાસ માતા, પિતા તેમજ શિક્ષકોને ઉદ્દેશીને ઘણી ઘણી વાતો કહેવાઇ છે. જે સરસ, હિતકર તેમજ સહુ કોઇ બાળકેળવણીના પ્રશ્નનાં મહત્ત્વને સમજનાર વર્ગ માટે માર્ગદર્શન આપનારી છે.

'**ઉલટાં વહેણ**'ના પ્રકરણમાં. સંતોષગુણના નામે જે ગુણાભાસરૂપના કેટલાક વ્યવહારો પ્રચલિત બન્યા છે, બનતા જાય છે તેની સામે લાલબત્તિ ધરીને વ્યાખ્યાનકાર મહર્ષિએ આવસ્યક ઘટસ્ફોટ કર્યો છે, તેમજ સાચા સંતોષનું યથાર્થ સ્વરૂપ પણ તેઓશ્રીએ આમાં સ્પષ્ટ કર્યું છે. તેઓશ્રી સાચા સંતોષગુણની ઓળખ કરાવતાં આ મુજબ કહે છે: 'જ્યાં સુધી ઇચ્છાઓ ઉપર આંશિક પણ અંકુશ આવી જાય નહિ, ત્યા સુધી સંતોષ આવે નહિ અને અસંતોષ જાય નહિ. ઇચ્છાઓ ઉપર અંકુશ ત્યારે જ આવે કે જ્યારે હ્રદયમાં જે ભોગની વ્રત્તિઓ ભરેલી છે તેના ઉપર કાબૂ આવી જાય.' [પૃ૦ ૧૩૨]

સંતોષનું તદ્દન સીધું અને સાદું સ્વરૂપ દર્શન; અને તેના સાચા અને પારમાર્થિક તત્ત્વને પામનારાના જીવનમાં જે સુંદર પરિસ્થિતિ આપમેળે વિકાસની પામતી જાય છે તેનું વર્ણન; તેઓશ્રી આ પ્રકારે કરે છે કે, 'સંતોષને સંયમથી અલગ પાડી શકાય તેમ છે નહિ, મન ઉપર, વચન ઉપર અને દરેક પ્રવૃત્તિ ઉપર સંયમ કેળવવાનો પ્રયત્ન થાય તોજ સાચો સંતોષ ગુણ પ્રગટે. સતોષગુણ માણસને

છીછરા બનાવી દેતો નથી, પણ ઉદાર બનાવી દે છે. એની જ્ઞાન સંપાદન કરવાની ભાવના દબાઇ જતી નથી પણ ખીલી નીકળે છે. એનામાંથી અસત્યના ત્યાગનું અને સત્યના આદરનું જોમ ઓસરી જતું નથી, પણ વધી જાય છે.' [ પૃ૦ ૧૩૨ ]

આ રીતે અગીઆર પ્રકરણોમાં વહેંચાઇને અહિં દોહનરૂપે પ્રસિદ્ધિને પામતી, પૂજ્ય પરમ કારૂણિક ગુરૂદેવની આ ઉપદેશ વાણીમાં; અનેક પ્રકારની વિવિધતા, ભાષાની સરળતા, શબ્દોની નિરાડંબર શૈલી; આવેગપૂર્ણ વાકયરચના, વગેરે નૈસર્ગિક આકર્ષણો રહેલા છે. આથી જ સુંદર તેમજ પ્રભાવપૂર્ણ વકતૃત્ત્વ અને અનુપમ પ્રભાવક શક્તિ; આ બન્નેના યોગે જ આજે તેઓશ્રી સાચેજ શ્રી જૈનશાસનની અનેક રીતે પ્રભાવના કરી રહ્યા છે.

## ૪

## પ્રસ્તુતપ્રકાશનને અંગે :

**અમે** જ્યારે ગત પોષ મહિનામાં સુશ્રાવક **ચુનીભાઈના** આગ્રહથી જોરાવરનગર ખાતે સ્થિરતા કરીને રહ્યા હતા. તે દરમ્યાન રાણપુરનિવાસી સુશ્રાવક **શાન્તિલાલ** મોદીએ અવસર મેળવીને મને કહ્યું કે, 'જો પૂજ્ય ગુરૂદેવશ્રીની ઉપદેશવાણીનું સુંદર રીતે દોહન થાય તો તેને ગ્રન્થરૂપે પ્રકાશિત કરવાની એક ભાઇની ઇચ્છા છે.' જવાબમાં મેં તે વેળાયે કહ્યું, 'કાર્ય જરૂર મહેનતનું છે કરવા ધારે તો કરી શકાય.' તેમણે મને ફરી આગ્રહ કર્યો, 'આપશ્રી જો કરી શકો તો કેવું સારૂં?' જો કે મને આ કાર્યમાં તે વેળાયે સામાન્ય રીતે અનુકૂળતા ન હતી પણ છતાં તેઓના આગ્રહથી અને પાછળથી મૂળ **મોટી મારડ** [સોરઠ] વાળા હાલ વ્યાપારાર્થે **કલકત્તા** ખાતે રહેતા સુશ્રાવક **જીવણ-**

લાલભાઈના ખાસ આગ્રહ પૂર્વકના કહેણુથી સામાન્ય માર્ગસન્મુખ આત્માઓના લાભની દૃષ્ટિથી મેં આના સંપાદનનું કાર્ય સ્વીકારી લીધું.

પૂજ્ય પરમ ગુરૂદેવશ્રીના વ્યાખ્યાન ગ્રન્થોમાંથી અમુક ખાસ વિષયો કે જે તેઓશ્રીએ શ્રોતાઓને ઉદ્દેશીને જ વ્યાખ્યાન પીઠ પરથી ઉપદેશેલા, તે વિષયોને કેવળ વિવેચનાત્મક નિબંધરૂપે સળંગ સંકલના કરી અમુક ભાષા કે વાકયરચનામાં પરિવર્તન કરવા પૂર્વક મેં તૈયાર કર્યા, જે આજે પ્રસ્તુત પુસ્તકનાં શરૂના ૧૧ પ્રકરણોમાં પ્રકાશિત થયા છે.

આટલું તૈયાર થયા પછી મને લાગ્યું કે, 'લોકોત્તર ધર્મની આરાધનાના અંગભૂત જે જે સુંદર ગુણો આમાં બતાવ્યા છે, કે જે માનવજીવનમાં ઉત્તમ પ્રકારની ધર્મિતા પ્રગટાવવા માટે અનન્ય સાધનરૂપે છે. તે ગુણોની વિશેષ મહત્તા, આવશ્યકતા તેમ જ આદરણીયતા સહજ રીતે વાચકવર્ગને સમજાય આ માટે આ ગુણોની પ્રાપ્તિદ્વારા જેઓએ પોતાના જીવનપંથને ઉજાળ્યો છે, આત્માને ધન્ય બનાવી ધર્મિતાને વિકસાવી છે, તે પવિત્ર મહાપુરૂષોનાં જીવનનાં તે તે પ્રસંગો; ટુંકમાં સીધા અને સાદા રેખાચિત્ર દ્વારા આ પુસ્તકમાં સંકલિત થાય તો તે વધુ ઇચ્છનીય કહેવાય.'

કારણ કે; જ્ઞાન અને ક્રિયાનો; સમજણ અને આચરણનોઃ સુમેળ પ્રાયઃ ક્વચિતજ હોય છે; એક મહાપુરુષે પોતાની અનુભવકથામાં આ મુજબનું કહ્યું છે; [1] 'કેટલાક જાણનારા હોય છે પણ તે જાણેલાં તત્ત્વને આચરણમાં મુકવાને અસમર્થ હોય છે. જ્યારે કર્તવ્યોને આચરણમાં મૂકવાનું સામર્થ્ય હોવા છતાં એવા પણ આત્માઓ હોય છે કે જેઓ તેનાં જ્ઞાનને જ હજુ પામી શકયા નથી. તત્ત્વના કર્તવ્યમાર્ગની દિશાના જાણકાર અને તેને આચરણમાં આણવાને

---

૧ હૃદયપ્રદીપષટ્ત્રિંશિકા : શ્લો૦ ૨ :

સમર્થ આવા ધન્યજીવી આત્માઓ સાચે આ જગતમાં વિરલ જ હોય છે.'

માટે જ્ઞાન તેમજ ક્રિયા દ્વારા જ જીવન ધન્ય બની શકે છે. અને શ્રી વીતરાગ પરમાત્માએ ભાખેલા કલ્યાણકર રત્નત્રયીની આરાધનાના માર્ગે સ્થિર પ્રગતિ સાધી શકાય છે. શ્રદ્ધા કે સમજણ; અથવા દર્શન કે જ્ઞાન; જે મોક્ષ માર્ગની આરાધનાનો રાજમાર્ગ છે, તે માર્ગની સફલતા; ચારિત્રધર્મ અથવા આચરણની પ્રાપ્તિ પર નિર્ભર છે, દર્શન કે જ્ઞાન સત્યરુપ છે, પણ તે સત્યને નક્કર તેમજ સફલ બનાવવા માટે ચારિત્ર અવશ્ય હોવું ઘટે. એક અંગ્રેજ લેખક આને અંગે લખે છે કેઃ 'સત્યને આચરણમાં મૂકવામાં આવતું નથી માટે માનવી પાયમાલ થયો છે. સત્ય એ કોઇ શબ્દનો શણગાર નથી, સત્ય એ કોઇ નાટક ચેટક નથી કે સત્ય એ કોઈ જીવનની જાહેર ખબર નથી. સત્ય તો માનવ મંદિરના ટોડલે ઝૂલતું આચરણ છે. બેશક સત્ય એ જીવન છે '*

આથી જ '**રસ ઝરણાં**' ના પ્રકરણમાં; સત્યને; ઉત્તમ ધર્મ સાધનોને કે સુંદર ધર્મ વ્યવહારોને જીવનમાં તાણાવાણાની જેમ વણી લેનારા પવિત્ર આત્માઓના જીવન પ્રસંગોને મુખ્યતઃ શબ્દોની રંગોળી પૂરીને મંગળ સંભારણારૂપે રજુ કરવામાં આવ્યા છે.

આ રીતે પૂજ્યશ્રીના વ્યાખ્યાનોમાંથી અમુક પ્રસંગો છૂટી છૂટી રીતે જે ગોઠવાયેલા હતા; તેને વાક્યરચના; ભાષા સંસ્કાર; ઈત્યાદિ દ્વારા નવો દેહ આપવામાં આવ્યો છે, અને સંકલનામાં પણ નવીન પદ્ધતિથી વસ્તુ મૂકવામાં આવી છે. પ્રસ્તુત ગ્રન્થમાં ખાસ આવશ્યકતા હોવાને અંગે જ આ પરિવર્તન કરવું યોગ્ય માન્યું હતું.

---

* ઓરીનિસીંગ, એમ, ડી. ના લેખ પરથી.

ગ્રન્થના બીજા ખંડમાં; ધર્મશીલ ગૃહસ્થોના વ્રત, નિયમો તેમ જ ઉત્તમ આચારોની રૂપરેખા ટુંકમાં દોરવાનો પ્રયાસ થયો છે. આ સંકલનાઓની યોજના કરવાનું મને કહીને વારંવાર યાદ આપનાર તેમજ આ ગ્રન્થના આદ્ય-પ્રેરક સુશ્રાવક **શ્રી જીવણભાઇ** છે, તેઓ એ ગત વર્ષમાં [ વિ. સં. ૧૯૯૮ ] **શ્રી સિદ્ધક્ષેત્રની** પૂનીત છત્ર-છાયામાં પૂજ્ય પરમશાસનપ્રભાવક **ગુરૂદેવની** ધર્મનિશ્રાયે ચૈત્ર મહિનાની શ્રી શાશ્વત ઓળીનું જીવનમાં પહેલી જ વાર વિધિવિધાન પૂર્વક આરાધન કરી જીવનનો મહામૂલો લ્હાવો લીધો હતો.

ત્યારબાદ પૂજ્યશ્રીના સદુપદેશ તેમજ સંસર્ગના પરિણામે તેઓના ધર્મભાવિત હૃદયમાં ઉત્સાહનું નવું ચૈતન્ય પ્રગટવા લાગ્યું. ધર્મની આરાધના કરવાને આથી તેઓ વધુ સમર્થ બન્યા. પરિણામે; તે વર્ષમાં **શ્રીસિદ્ધક્ષેત્ર** ખાતે પૂજ્યશ્રીની નિશ્રામાં તેઓએ ચાતુર્માસ કર્યું. અને ચાલુ વર્ષમાં શ્રી **સિદ્ધગિરિરાજની** પવિત્ર છાયામાં પૂજ્યશ્રીની પાસે શ્રી પંચમંગલમહાશ્રુતસ્કંધશ્રતધર્મના આચારરૂપ **ઉપધાન** તપની મંગલમય આરાધના કરી, માળ પહેરી જીવનની સાધન—સામગ્રીઓને એટલે અંશે સફલ બનાવી. તેઓની ખાસ ઇચ્છાથી **'ધન્ય જીવન'** તેમજ **'ગૃહસ્થનાં ધર્મવ્રતો'**-આ બન્ને વિભાગો લખીને આ પ્રકાશનમાં જોડી દેવામાં આવ્યા છે.

'ધન્ય જીવન'ના વિભાગમાં, શરૂઆતમાં પ્રતિજ્ઞાના સ્વીકારનું મહત્ત્વ, આવશ્યકતા તેમજ ધર્મિજીવનમાં તેનાથી થતા મહાલાભોનું ઝીણવટથી વિવેચન કરવા પૂર્વક સમજણ આપી છે. જ્યારે 'નિત્ય નિયમોની નોંધ'માં શ્રાવક ધર્મની આરાધના કરનારા ગૃહસ્થોના જીવન વ્યવહારોની અને પરંપરાયે ધર્મની શુદ્ધિ માટેના ખૂબ જ મહત્ત્વના નિયમોની આછી નોંધ આપવામાં આવી છે. વળી 'ગૃહસ્થનાં ધર્મવ્રતો'-વાળા વિભાગમાં બાર વ્રતો અને ચૌદ નિયમોની ઉદ્દેશ, ધ્યેય

વગેરેની સમજુતી સંક્ષેપથી આપવાનો પ્રયત્ન કર્યો છે. ત્યારબાદ **મહાસાગરનાં મોતી અને 'સ્વાધ્યાયપાઠ'**માં સુંદર પ્રકારના વિચારો જે શીઘ્ર હૈયાને અસર કરે તે રીતે ટુંકમાં વાકયો તેમજ મહાવાકયો દ્વારા મૂકવામાં આવ્યા છે. જે મુમુક્ષુ આત્માઓને અવશ્યક ઉપકારક બને તેમ છે.

એકંદરે આ પ્રકારે આ પ્રકાશન, સર્વદેશીય અને સર્વગ્રાહ્ય બને તે રીતે પ્રયાસ પુર્વક તૈયાર કરવામાં આવ્યું છે. સંપાદક કે સંગ્રાહક તરિકે પરિશ્રમ લઇને મેં માથે પડેલા આ કાર્યને પૂ. પરમ કારૂણિક તારક ગુરૂદેવોની પૂનીત કૃપાદષ્ટિથી પૂર્ણ કર્યું છે. આમાં જે કાંઇ યોગ્ય અને હિતકર છે, તે તેઓશ્રીની કૃપાની અમીવર્ષાનું મૂર્ત પરિણામ છે. જ્યારે જે કાંઈ ત્રુટિઓ; ક્ષતિઓ કે સિદ્ધાંત વિરૂદ્ધ પ્રતિપાદનો નજરે ચઢે તો તે મારા પોતાના પ્રમાદજન્ય સ્ખલનાના સીમા ચિહ્નો છે. આથી જ 'મિથ્યા દુષ્કૃતમ્'ના પ્રદાન પૂર્વક મારી અપૂર્ણ સ્થિતિની આ કબૂલાત હું અહિં કરી રહ્યો છું.

મારા આ પ્રયત્નમાં, પ્રેસકોપી, પ્રુફસંશોધન વગેરે કાર્યોમાં મને દરેક રીતે ઉત્સાહપૂર્વક સહાયક બની રહેનાર પરમશ્રધ્ધેય વડિલ મુનિરાજ **શ્રીમદ્ સુબુદ્ધિવિજયજી મહારાજના** તે અપૂર્વ સહકારભાવને હું કદિ ભૂલી શકું તેમ નથી. શ્રી વીતરાગ પરમાત્માના આરાધનાના માર્ગની સન્મુખ, વાત્સલ્ય ભાવે મને વાળવા દ્વારા તેઓએ મારા પર જે ઉપકારો કર્યા છે. તેના ઋણભારથી હજુ હું સાચે મુક્ત થઇ શકયો નથી.

**પ્રાન્તેઃ** સહુ કોઈ પરમાર્થ કલ્યાણના અભિલાષુકો; આ ગ્રન્થમાં પ્રતિપાદિત વિષયો કે જે દિવ્યતત્ત્વોનું દર્શન કરાવનારાં છે; તેન. વાચન, મનન અને નિદિધ્યાસનરુપ સ્વાધ્યાયદ્વારા શ્રી અનન્તજ્ઞાની

પરમાત્માના આરાધના માર્ગે પ્રગતિ કરી, ભવદુઃખથી મુક્ત બની ક્રમશઃ મહાનન્દનાં પરમસુખને પામો ! એજ **અભિલાષા.**

તા. ૨૯–૪–૪૩ : ગુરૂવાર.
**દશાપોરવાડ, સોસાયટી :**
એલીસબ્રીજ; **અમદાવાદ**

શ્રમણ સંઘ સેવક
શ્રી 'જિણભિકખૂ'

## : સુકૃતના સહભાગી :

**મૂળ મોટીમારડ** [સોરઠ]ના રહેવાસી પણ હાલ વ્યાપારાર્થે **કલકત્તા** રહેતા સ્વાધ્યાયપ્રેમી ધર્મશીલ **ભાઈશ્રી જીવણુલાલ સોમચંદ** કે, જેઓએ ગત પોષ મહિનામાં **શ્રી સિદ્ધક્ષેત્રની** પવિત્ર ધર્મભૂમિમાં, પૂ. પરમ શાસન પ્રભાવક વ્યા. વા. આચાર્ય દેવ શ્રીમાન્ **વિજય રામચંન્દ્રસૂરીશ્વરજી મ૦ની** છાત્રછાયામાં **શ્રી ઉપધાન તપની** મંગલમય આરાધના નિર્વિઘ્ને પૂર્ણ કરી; તેની પુણ્ય સ્મૃતિ નિમિત્તે તેઓએ આ પ્રકાશન-કાર્યમાં ઉદારભાવે પોતાના તરફથી જે સહાય કરી છે, તે અવશ્ય અનુમોદનીય છે.

**વળી વીરમગામ** નિવાસી ધર્મપરાયણ ભાઈ **શ્રીલલ્લુભાઈ રાયચંદની** શ્રુતભક્તિ તેમજ આવા પ્રકાશનોના પ્રચાર માટેની માયાળુ લાગણી જરૂર ઉલ્લેખનીય છે. સુકૃતના સહભાગી આ બન્ને ભાઈઓની સમ્યગ્ પ્રકારના સાહિત્યપ્રચાર માટેની શુભ ભાવના, અને તે માટે શક્તિ મુજબનો સહકાર આપવાની તૈયારી, અવશ્ય પ્રશંસા માંગી લે છે.

**સહુ** શક્તિ સંપન્ન ધર્માત્માઓ, આવા અનુમોદનીય જ્ઞાન-પ્રચારના કાર્યનું પોતાનાં જીવનમાં અનુકરણ કરી સુકૃતના સહભાગી બનો !

# શુદ્ધિ સૂચન

| પૃ. | પં. | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨૦ | ૨૧ | સદ્બુદ્ધિપૂવક | સદ્બુદ્ધિપૂર્વક |
| ૨૬ | ૫ | શાતિ | શાંતિ |
| ૨૬ | ૧૫ | सवजगतः | सर्वजगतः |
| ૨૬ | ૧૬ | भवतु | भवतु |
| ૩૪ | ૪ | આ ચર | આ ચાર |
| ૩૪ | ૮ | प्रमोदमात्मन् ? | प्रमोदमात्मन् ! |
| ૩૮ | ૩ | भवार्ति दीनेषु | भवार्तिदीनेषु |
| ૩૯ | ૯ | धर्महेतुप्रसाधम् | धर्महेतुप्रसाधनम् |
| ૪૧ | ૬ | नित्यं | नित्यं |
| ૪૧ | ૭ | इश्येतत् | इत्येतत् |
| ૪૩ | ૧૦ | द्वेषाग्नि- | द्वेषाग्नि |
| ૭૪ | ૧૦ | પેલું પડે | પોલું પડે |
| ૧૦૩ | ૨ | समग्रप्राणिवेर्ग | समग्रप्राणिवर्गे |
| ૧૧૦ | ૧૪ | સ્વપરય | સ્વપરનું |
| ૧૪૦ | ૧૧ | ચારોના | ચોરોના |
| ૧૪૪ | ૭ | પૌદ્ગુલિક | પૌદ્ગલિક |
| ૧૫૫ | ૬ | ચારણે શ્રમણોએ | ચારણ શ્રમણોએ |
| ૧૭૬ | ૨ | નપુસક છું | નપુંસક છું |
| ૧૯૫ | ૨૪ | રજાને | રાજાને |
| ૧૮૪ | ૧૭ | કાઇ રીતે | કોઇ રીતે |
| ૧૯૮ | ૪ | तवेन्द्रिय जय | तदेन्द्रियजयं. |

| પૃ. | પં. | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨૦૫ | ૩ | જાત સલાસતી | જાત સલામતી |
| ૨૭૦ | ૧ | ગંગામેયા | ગંગામૈયા |
| ૨૭૮ | ૨ | ચરિત્ર | ચારિત્ર |
| ૨૨૦ | ૨૦ | ત્રાસ | ત્રસ |
| ૨૩૧ | ૧૬ | ત્રિકાલ | ત્રિકરણ |
| ૨૩૩ | ૧૭ | આથી જે | આથી જ |
| ૨૪૨ | ૧૩ | નિયમધારિઓને | નિયમધારિઓએ |
| ૨૪૪ | ૭ | વિશિતિ | વિરતિ |
| ૨૫૭ | ૨૨ | બનેલાઓમ | બનેલાઓમાં |
| ૨૬૫ | ૧૫ | નિર્યંચ | તિર્યંચ |
| ૨૬૬ | ૧૪ | બજાવવામાં | બનાવવામાં |
| ૨૭૧ | ૨૨ | ગયલા | ગયેલા |
| ૨૭૩ | ૮ | જ્ઞાન પ્રાપ્ત થતું તે | તે પ્રાપ્ત થતું જ્ઞાન |
| ૨૭૪ | ૫ | –પ્રતિકુળતાથી | –પ્રતિકૂળતાથી |
| ૨૮૧ | ૩ | પૌદ્‌લિક | પૌદ્‌ગલિક |
| ૨૮૩ | ૧૬ | અશ્વર્ય | ઐશ્વર્ય |



## અર્ઘ્યાંજલિ

જેઓશ્રીની સરસ્વતીનાં સ્વચ્છ, શાન્ત
અને મધુર વહેણોને સંકલિત
કરવાનો અહીં પ્રયત્ન થયો છે,
તે પરમકારુણિક ગુરુદેવને



॥ नमो जिणाणं सव्वन्नूणं ॥

# દિવ્ય દર્શન

**( Divine Sight )**

આપ્તપુરૂષોની વાણી દ્વારા
દિવ્યતત્ત્વોનું દર્શન થાય છે.

: શ્રી જિણભિક્ખૂ :

विविक्तवर्णाऽऽभरणा सुखश्रुतिः
प्रसादयन्ती हृदयान्यपि द्विषाम् ।
प्रवर्तते नाऽकृतपुण्यकर्मणाम्
प्रसन्नगंभीरपदा सरस्वती ॥ १ ॥





વિવિધ વર્ણોરૂપ ભૂષણોથી સુન્દર, સાંભળવામાં સુખને આપનારી અને રિપુજનોનાં હૃદયોને આનંદ દેનારી તેમજ પ્રસાદયુક્ત એવા ગંભીર-પદોથી શોભતી શ્રી સરસ્વતી-[વાણી] એ, પ્રાયઃ પુણ્યહીન જનોને પ્રાપ્ત નથી થતી. અર્થાત્ આવી વાણી પુણ્યવાનોને પ્રાપ્ત થાય છે.

## જીવનનાં મૂલ્ય : નીતિ પાપભીરૂતા અને ઇન્દ્રિયનિગ્રહ

૧

આ દુનિયાના સર્વ કોઇ તત્ત્વજ્ઞાની પુરુષોએ એકી અવાજે જે જીવનની મહત્તા સ્વીકારી છે અને જગતની સન્મુખ જે જીવનની મહત્તા ઘણા જોરશોરથી ગાઇ છે, તે માનવજીવનની પ્રાપ્તિ આપણને થઈ ચૂકી છે: છતાં તેની સાર્થકતા જો ન સાધી શકાય, તો એ મળેલી વસ્તુને આપણે સમજી ન શકયા-તેની પીછાન ન કરી શકયા એમ કહેવાય. અને એમ બને, તો તે આપણી મોટામાં મોટી કમનશિબી ગણાય. જ્ઞાની પુરૂષોએ જે જીવનની પ્રશંસા કરી છે, તે જીવન દ્વારા આપણે સારુ કાંઈ જ મેળવી શકીએ નહિ અને જે મેળવીએ તે એવું મેળવીએ કે જેથી આવાં જીવનની પુનઃ પ્રાપ્તિ ઘણા કાલે પણ થવી મુશ્કેલ બને, એ ઇચ્છવા યોગ્ય નથી જ.

આ જીવન માત્ર ખાનપાન અને મોજશોખમાં પસાર કરવા માટે નથી. આ કિંમતી જીવનને કેવળ રંગરાગમાં અને બાહ્ય સુખોમાં રાચતા રહેવા દ્વારા આપણે જો પાયમાલ કરી નાખીએ, તો માનવ-

જીવન પામ્યા કે ન પામ્યા એ બન્ને સરખા જેવું છે. એમે ય બને કે આ જીવનના ભોગે આપણે જે નુકશાનને પામીએ, તે આ જીવનના અભાવે ન પણ પમાય. દુનિયામાં જ્યાં ને ત્યાં મનુષ્ય-કર્તવ્યનો વિચાર થાય છે, પણ પશુકર્તવ્ય કે દેવકર્તવ્યનો વિચાર કોઇ કરતું નથી.

આ વાત દરેકે વિચારવા જેવી છે. જો નહિ વિચારાય, તો જ્ઞાનીઓએ વખાણેલી જીંદગી પણ આપણે માટે તો કિંમત વિનાની જ બની જશે. આથી આપણે માનવકર્ત્તવ્યની દિશા ઓળખવી જોઇએ.

આજે જે કારવાઇ ચાલી રહી છે, તેથી જુદી જ કારવાઇ મનુષ્યોની હોવી જોઇએ, એમ સંસારના પરમ અનુભવી, સમર્થ-જ્ઞાની અને જગતના સાચા હિતૈષી મહાપુરુષોનું કહેવું છે: આ કદાચ ઘણાઓને નવાઇભરેલું પણ લાગશે. કારણ કે દુનિયાના તુચ્છ પદાર્થોમાં ઘણાઓ એવા લીન થઇ ગયેલા છે કે તેમને એ સિવાયની બીજી વસ્તુના વિચારો કરવાને ફુરસદ પણ નથી. પરંતુ જે વસ્તુના યોગે આ કિંમતી જીવનની સાર્થકતા સાધવી શકય છે, તે વિષેનું જ્ઞાનીપુરુષોની આજ્ઞા મુજબનું કથન અવશ્ય સાંભળી લેવું જોઇએ અને તે વિષે વિચાર કરવો જોઇએ.

સમજવું જોઇએ કે માણસને ઉચ્ચ કોટિના બનવા માટે કોઇ જુદીજ કારવાઇની જરૂર છે. ખરો માનવ તે, કે જે વિચાર કર્યા વિના એક પણ પગલું ન ભરે. '**મારી ક્રિયા અને મારી પ્રવૃત્તિથી બીજાને હાનિ પહોંચવી ન જોઈએ.**'—એ મનુષ્ય જીવનનો મુદ્રાલેખ હોવો જોઇએ. જે બીજાનું રક્ષણ કરે તે ઉચ્ચ કહેવાય. રક્ષણ ન થાય તો પણ બીજાને તકલીફ પડે તેવું કામ તો તેનાથી ન જ થવું જોઇએ. પોતાના સુખ માટે બીજાને દુઃખ ઉત્પન્ન કરવાનું જે ઇચ્છે, તે મનુષ્ય માનવકોટિમાં રહી

શકતો નથી. જે મનુષ્ય અનેકનું રક્ષણ અને પાલન કરીને ઉચ્ચ કોટિનો ગણાવાને લાયક બની શકે છે, તે જ મનુષ્ય જો વિવેકહીન બને–મર્યાદા છોડે, તો પશુ કે પશુ કરતાં પણ અધમ ગણાવાને લાયક બની જાય છે અને એ અધમતાના યોગે તે પોતાના આત્માને માટે તેમજ બીજા પણ ઘણા જીવોને માટે ઘણુંજ કારમું પરિણામ લાવનારો પણ નિવડે છે.

જીવનની સાર્થકતા માટે જેમ અનેક વસ્તુઓ જ્ઞાનીજનોએ બતાવી છે, તેમ નીતિ આદિ ત્રણ વસ્તુઓને પણ આવશ્યક જણાવી છે. **એ વસ્તુઓ તે–નીતિ, પાપભીરૂતા અને ઇન્દ્રિયનિગ્રહ છે. આ ગુણત્રિવેણીનો સુન્દર સહયોગ એજ માનવ જીવનનું સાચું મૂલ્ય છે.** નીતિ ઉપર મનુષ્ય જીવનની સાર્થકતાનો પાયો રહેલો છે: નીતિમાં દૃઢ રહેવા માટે પાપભીરૂતાની જરૂર છે અને પાપની ક્રિયામાંથી બચવા માટે ઇંદ્રિયો ઉપર કાબૂ હોવો એ જરૂરી છે. જો આ ત્રણ ,વસ્તુઓ જીવનમાં એકતાર બની જાય, તો જીવન ઉચ્ચ કોટિનું બને અને સર્વને નમસ્કરણીય થાય. ઇંદ્રિયનિગ્રહ માટે મનઃશુદ્ધિની પણ જરૂર છે. જેના જીવનમાં નીતિ પરિણત થઇ જાય છે, તેનાથી સઘળા પ્રપંચ વેગળા રહે છે.

નીતિ એ જીવનનો પાયો છે. માણસ ગમે તે અવસ્થામાં હોય પણ તેણે પોતાના જીવન માટે જે કલ્યાણનો માર્ગ નક્કી કર્યો હોય તે માર્ગને વળગી રહેવાની શક્તિ, નીતિની આધીનતામાં રહેલી છે. નીતિ જીવનને મર્યાદિત બનાવે છે. સુનીતિવાનથી કોઇને હાનિ પહોંચતી નથી. સારી વસ્તુનો ઉપયોગ દુન્યવી તુચ્છ સ્વાર્થ માટે ન થવો જોઇએ, જગતના આધિભૌતિક પદાર્થોની પ્રાપ્તિ માટે નીતિનો ઉપયોગ કરનાર, નીતિમાંથી ક્યારે લપસી પડે તે કહી શકાય નહિ. આથી કોઇનું પણ બૂરૂં ન થાય એ નીતિવાને જોવાનું છે.

**'નીતિ એટલે હૃદયની નિખાલસવૃત્તિથી કાર્ય કરવાની રીતિ**, એમ પણ કહી શકાય. નીતિના અનેક અર્થો થઇ શકે. વચન એક, પ્રવૃત્તિ એક અને વિચાર એક, તે પણ નીતિ છે વિચારમાં કાંઇ અને વર્તનમાં ઇરાદાપૂર્વક જુદું, તે નીતિમાં ન ચાલે. હૃદયમાં હોય તે જ હિતકર રીતે વચનમાં આવવું જોઇએ. અને તેજ પ્રમાણે વર્તવાનો સ્વપરહિતના ખ્યાલ પૂર્વકનો શકય પ્રયત્ન હોવો જોઇએ.

જેમ દરેક કાર્યમાં શિષ્ટ પુરુષોની સલાહનો સ્વીકાર કરવો જરૂરી છે. તેમ અહીં પણ, આત્માનાં કલ્યાણની વાતમાં પણ, શ્રી સર્વજ્ઞની અને એ તારકની આજ્ઞાને અનુસરતા સાચા શિષ્ટ પુરુષોની સલાહનો સ્વીકાર કરવો હિતકર છે, આમ કરવાથી જ માનવજીવનની વાસ્તવિક સાર્થકતા સાધી શકાશે.

આ રીતે શિષ્ટ પુરુષોનું શરણ સ્વીકારાય, તો નીતિ આદિનું પણ સાચું સ્વરૂપ સમજાયા વિના રહે નહિ. નીતિ પરઘાતક અને કેવળ સ્વાર્થસાધક ન જોઇએ. એ નીતિ તો સ્વપરનું કલ્યાણ કરનાર જોઇએ. સ્વપરનું કલ્યાણ કરનારી નીતિને ટકાવવા–મજબૂત બનાવવા માટે પાપભીરુ બની, પાપથી બચવા ખાતર સર્વસ્વનો ત્યાગ કરનાર થવું જોઇએ: સર્વસ્વનો ત્યાગ કરવાનું સામર્થ્ય ન હોય, તો બની શકે તેટલા વધુ પ્રમાણમાં ત્યાગી બનવું જોઇએ, પણ હૃદયમાં પાપને મૂળમાંથી તજવાની મજબૂત ભાવના તો હોવી જ જોઇએ.

પાપભીરુ બનેલા આત્માને અનીતિ કરતાં સેંકડો વિચારો આવશે. અનીતિ ન થઇ જાય, તેને માટે તે કાળજી રાખનાર બનશે. પાપનો ડર રોમેરોમ વસવો જોઇએ. નીતિને પાળનાર પાપથી અવશ્ય પાછો હઠે. કિંમતીમાં કિંમતી, પર્વ દિવસે પહેરવાની, ઘણા દિવસથી સાચવી રાખેલી મૂલ્યવાન પાઘડી પહેરીને જનારને આસપાસ કાદવ કીચડ હોય અને કોઇ બૂમ પાડે કે, 'પાઘડીમાં સાપ છે' તો

તે પાઘડી કાઢીને ફેંકી દે છે. કારણ કે, 'સાપ એટલે જીવલેણ જંતુ' એમ તે સમજે છે અને માને છે. એને, એ વખતે પાઘડી ફેંકી દેતાં આસપાસના કાદવ કીચ્ચડનો વિચાર આવે નહિ, ઉલટું ઘેર જઇને એ વિચાર કરે કે, 'પાઘડી બગડી ગઇ તો કાંઇ નહિ, પણ જીવતો ઘેર આવ્યો એ જ બસ છે.'

જ્યારે અનીતિ આદિનું પાપ તો સાપથી ય ભયંકર છે: કારણ કે સાપના દંશનો અન્ત છેવટમાં છેવટ જીવનના અન્ત સાથે તો આવી જ જાય, જ્યારે પાપનો અંશ અનેક ભવો સુધી પણ આત્માને બરબાદ કરે છે. જ્યારે સાપના જેટલી પણ પાપની ભીતિ લાગે તો હિંસા ઘટે. જૂઠ, ચોરી, વ્યભિચાર અને લોભ ઘટે, આજે જે 'વાત વાતમાં જૂઠું બોલાય છે અને જરા જરામાં ચોરી થાય છે.'–મોટી ચોરીની આ વાત છે–આમ થાય છે એનું કારણ એ જ કે, 'પાપની ભીતિ રહી નથી.' પરમ કારૂણિક જ્ઞાની પુરૂષો કહી ગયા છે કે 'પરને પીડા થતી અટકાવવા માટે પોતે પોતાના પૌદ્‌ગલિક સુખને જતું કરતાં જરાય ખંચકાવું નહિ. સામા આત્માને તકલીફ આપવાથી આપણા આત્માને શાંતિ થાય એવી સ્વપ્ને પણ આશા રાખવી નહિ.'

સાપ કરતાં પાપ તો કોઇ ગુણુ વધારે હેરાનગતિ કરનાર છે, સાપ કરડે અને ઝેર ચઢતાં મૃત્યુ થાય તો ય તેનાથી માત્ર આ ભવનો જ નાશ થાય છે: જ્યારે ભયંકર પાપો તો ભવોના ભવો સુધી પણ આત્માને દુઃખ દેનાર બને છે. **પાપનો ડર એ તો ગુણની જડ છે.** પાપના ડર વિનાનો ગુણી હોતો નથી અને પાપના ડરવાળો સર્વથા ગુણ રહિત હોતો નથી. પાપથી નહિ ડરનારો માત્ર પોતાનું જ બગાડતો નથી, પણ બીજા અનેકોનું બગાડે છે. જ્યાંસુધી આત્મા પાપથી ડરનાર ન બને. ત્યાંસુધી એના હાથે કોઇનું વાસ્તવિક

ભલું થાય, એવી આશા રાખવી એ પણ વ્યર્થજ છે. જેને પાપનો કે અનાચારનો ભય નથી તે સ્વ–પરનું ભલું નહિ સાધી શકે. પાપ-રસિક તો કોઇના ભલાનો દેખાવ કરીને પણ, પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે બીજાના ભૂંડામાં જ રાચનારો હોય છે. એનાથી તો સામાનું જેટલું ભૂંડું ન થાય તેટલું સારૂં એજ માનવું પડે.

નીતિને ભાંગી નાખનાર જેમ પાપ છે, તેમ પાપને જીવનમાં લાવનાર ઇન્દ્રિયોની આધીનતા છે. સુંદર પ્રકારના શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ મેળવવા માટે આંખને સુંદર જોવાનું જોઇએ છે, કાનને સુંદર અવાજ સાંભળવો છે, નાકને સુંદર ગંધ જોઇએ છે, જીભને સુંદર રસ જોઇએ છે અને સ્પર્શેન્દ્રિયને સુંદર સ્પર્શ જોઇએ છે. આ જ પાપનું મૂળ છે. પાપ કરાવનાર, આ પાંચેય ઇન્દ્રિયોની આધીનતા છે. બધી ઇન્દ્રિયોની પોષક રસનાઇન્દ્રિય છે, બધી ઇન્દ્રિ-યોને મજબૂત કરી બહેકાવી મુકનાર રસના એટલે જીભ છે. રસના, ખાનપાન અને ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ભૂલાવે છે.

ઇન્દ્રિયોને સ્વચ્છન્દતા પોષક સામગ્રીઓ આપી એટલે તે બધી ઇન્દ્રિયો હેવાન બની જાય છે. આ ઇન્દ્રિયો જેટલી છૂટી, તેટલી પાપની પરાયણતા અધિક. બધી ઇન્દ્રિયોએ જ્યાં મનગમતી વસ્તુઓ ઉપર ત્રાપ મારવા માંડી, ત્યાં પાપની ભીતિ ન રહે: અને પાપની ભીતિ ન રહે એટલે નીતિ પણ ન રહે. ઇન્દ્રિયો જેટલું માગે તેટલું આપીએ તો જીવન દુઃખમય બની જાય; ઉત્તમમાં ઉત્તમ ચીજો ભાણામાં આવી જાય, તે જમીનેય સુખ તે જ ભોગવી શકે કે જે રસના ઉપર કાબૂ રાખી શકે છે. રસનાઇન્દ્રિયને આધીન બનેલ આત્મા પટકાયા વગર ન રહે. જે કાબૂ ગુમાવીને ખાય, તે ઘેર જઇને સુખે સુઇ શકતો પણ નથી, કારણ કે તેને અકળામણ થાય છે, અને અનેક પ્રકારના વ્યાધિઓ પણ થાય છે. વ્યાધિ થયા પછી પણ ઘણા માણસો પાટલે બેસતી વખતે પાછા કાબૂ ગુમાવી બેસે છે.

**આ રીતે જ્યાં ઇન્દ્રિયોની આધીનતા આવી, એટલે પાપનો ભય ગયોઃ પાપનો ભય ગયો, એટલે નીતિ ગઈ: અને નીતિ ગઈ એટલે માનવતા ગઈ પછી તે માનવ તરીકે જીવી શકતો નથી.** પછી તો માત્ર આકૃતિએ મનુષ્ય છે એમ માનવાપણું રહે. એનામાંથી સ્વ–પરનો, સારા–નરસાનો અને લાભદાયી યા નુકશાનકારક વસ્તુનો વિચાર નાબૂદ થાય છે.

આ રીતે જ્યારે સારા–ખોટાનો વિવેક કરાવનારી વિચારશક્તિ ગઇ એટલે તેના જીવનમાં સારું કાંઇ રહેતું નથી. માટે સઘળાં પાપોનું મુળ ઇન્દ્રિયોની આધીનતા છે. અને તે ઇન્દ્રિયોને જીતવાને સારૂં મનોનિગ્રહની આવશ્યકતા એટલે મન ઉપર સંયમ રાખવો જરૂરી છે. કહ્યું છે કે :

'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः'

[છૂટું મૂકેલું મન બંધનનું કારણ છે, અને કાબૂમાં રાખેલું મન મુક્તિનું કારણ છે] જેનું મન સ્વચ્છન્દપણે પ્રવર્તે છે તે પાપ કરે છે અને એથી આત્માનું અકલ્યાણ કરે છે. જે મન ઉપર કાબૂ મેળવે છે અને તેને શ્રી સર્વજ્ઞની આજ્ઞા મુજબ પ્રવર્તાવે છે, તે પોતાનું તથા પરનું પણ કલ્યાણ સાધી શકે છે.

સિંહ, એ મનુષ્ય કરતાં બળવાન અને ઘાતકી હોય છે છતાં કુશળ માણસ તેના ઉપર કાબૂ મેળવી શકે છે. તો તે રીતે મનને વૃત્તિઓના નિગ્રહપુર્વક નિયંત્રિત કરી શકાય છે. સિંહને પહેલાં તે, પાંજરામાં પૂરે છે. તે પાંજરૂં દેવદારના પાટીઆનું નહિ, પણ લોખંડથી મજબૂત બનાવેલું રાખવામાં આવે છે. સિંહ આ પાંજરામાં પૂરાયા પછી છૂટવાને માટે ધમપછાડા કરવા છતાં ય છૂટી શકતો નથી. એટલે તે પાંજરામાં આમતેમ આંટા મારતો ઘૂમે છે. આખરે થાકીને તે એક જગ્યાએ બેસી જાય છે. પેલો કુશલ માણસ તે પછી તેની પાસે આવીને કહે છે, 'કયાં ગયું તારૂં બળ? દેખાડ હોય તો !'

આટલેથી ન અટકતાં તેને મારી ઊભો કરે, એમ કરતાં ધીમે ધીમે તેનું બળ હરી લે. કુશળ કળાકાર તે પછી સિંહને ખાવાનું પણ ન આપતાં ભૂખે મારે, તે પછી તેને થોડું ખાવાનું આપી, તેની પાસે અમુક ક્રિયાઓ કરાવે. તે આવડયા પછી તેને બહાર કાઢે, પણ સાવધગીરી પૂરી રાખે. કામ પતી ગયા પછી તો તેને પાછો પાંજરામાં જ પૂરે. કારણ કે આખર તો તેની જાત જંગલી અને હિંસક જ રહી. એવા જ કુશળ કળાકાર બનીને સિંહની જેમ મન ઉપર આપણે અંકુશ રાખવાનો છે. મનની ઇચ્છાને આધીન આપણે થવાનું નથી, પણ તેને આપણી ઇચ્છાને આધીન બનાવવાનું છે. જે માગે તે તેને આપવાનું નથી. પણ આપણે ઇચ્છીએ તે તેને આપવાનું છે. આ રીતે પ્રયત્નપૂર્વક મનનો સંયમ કેળવવાની જરૂર છે.

આથી મન ઉપર કાબૂ મેળવવા માટે મનને તૃષ્ણાથી દૂર રાખવું જોઇએ. મનને વશ રાખવાનો એક રસ્તો એ છે કે, **સારી યા ખોટી ઇચ્છાની પરીક્ષા કરવી જોઈએ.** જેટલી ખોટી ઇચ્છાઓ હોય તેના ઉપર કાપ મૂકવો અને સારી ઇચ્છાઓનો અમલ કરવા પ્રબળ પ્રયત્ન કરવો. માત્ર સાધુઓએ જ નહિ, પણ સંસારીઓએ પણ સુખી બનવું હોય, તો મન ઉપર સંયમ રાખવો જોઇએ. સંયમ ન રખાય તો છતી સામગ્રીએ દુઃખી થવાય. માણસે કોઇ પણ રીતે ખરાબ ઇચ્છાને દાબી રાખી સારી ઇચ્છા પ્રમાણે તેને પ્રવર્ત્તાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. એટલે, મહામૂલ્ય માનવજીવનની સાર્થકતા માટે મનના તરંગો, મનસ્વી ઇચ્છાઓ અને અયોગ્ય તૃષ્ણાઓને દબાવી દેવી જોઇએ. પાંચે ઇંદ્રિયો કે જે વિષયોની વાસનામાં લીન થઈ ગઈ છે તેને અંકુશમાં લેવી જોઇએ. એને અંગે જે પાપ થઇ રહ્યું છે, તેનાથી બચી આ જીવનને સુંદર બનાવવું જોઇએ, તેમ કરવાથી જૂઠ, ચોરી, અનાચાર અને લોભને વશ પડી કોઇ પણ

પ્રાણીને દુઃખી કરવાની પ્રવૃત્તિમાંથી બચી શકાશે. અને એવી જાતિની ઉત્તમ નીતિને જીવનમાં ઉતારી શકાશે. તો આ લોકમાં ઉંચામાં ઉંચી કોટિની ઉત્તમ આત્મશાંતિ અનુભવી–પરલોકમાં જ્યાં જવાનું થશે ત્યાં પણ અનુકૂળ સ્થિતિ અને સામગ્રી પ્રાપ્ત કરી, ઉન્નતગામી બની, આધિ, વ્યાધિ અને ઉપાધિમાંથી છૂટી, જે જાતિનાં સુખની ઇચ્છા-ચાહના છે તે મેળવી શકાશે. ગણતરીના ભવોમાં તે મેળવવા જેવી સ્થિતિ આ જીવનમાં પ્રાપ્ત થાય તો જ આ જીવન સાર્થક થયું એમ કહેવાય. અને આ રીતે આ બધાં અનુપમ તત્ત્વોની પ્રાપ્તિમાં જીવનનાં મૂલ્ય મૂલવી શકાય.

## કલ્યાણની કેડી : માનવતા, આત્મશુદ્ધિ અને અન્ય સદ્‌ગુણો.

૨

એક 'નાસ્તિક દર્શન' વિના સર્વ દર્શનકારોએ શરીરથી ભિન્ન એવા આત્માનાં અસ્તિત્વનો સ્વીકાર કર્યો છે. સ્વરૂપ તેમજ વર્ણનમાં ભેદ હોવા છતાં, આત્મતત્ત્વ માનવામાં કોઇ પણ આસ્તિક દર્શનનો ઇનકાર નથી. માટે જ આત્મા શરીરથી ભિન્ન છે. શરીર અને આત્મા એ જુદી જુદી વસ્તુઓ છે. શરીરના ઉદયથી આત્મશુદ્ધિ નથી, વગેરે માન્યતાઓ સિદ્ધાન્તરૂપે તત્ત્વજ્ઞાની પુરૂષોએ સ્વીકારી છે. એટલે તત્ત્વજ્ઞાની પુરૂષોની દૃષ્ટિએ શરીરની કિંમત આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધન સિવાય કશી જ નથી. સાધનરૂપ શરીરને સાધ્ય માની, સારીય દુનિયાના અજ્ઞાન પ્રાણીઓ પોતાનાં જીવનને તેની સેવામાં જ ખપાવી દે છે. એ વસ્તુ ઉપકારી આત્માઓને જરૂર ડંખે છે. કારણ કે, જે વસ્તુને નિશ્ચયપૂર્વક છોડીને જવાનું છે, રાખવાં માગે તો પણ જે વસ્તુ નથી રહેવાની તેની જ સેવામાં જે, પોતાની સારીય જીંદગી વ્યતીત કરી નાખે તેને બુદ્ધિમાન કેમ કહેવાય ?

જ્ઞાનીઓએ મનુષ્યોને બુદ્ધિમાન સાથે શક્તિસંપન્ન અને વિશિષ્ટ લાયકાતવાળા પણ માન્યા છે, માટે જ એમને ઉદ્દેશીને આત્મવિષયક વાત કરી છે. બીજામાં તે જાતિની શક્તિ અને લાયકાત નથી. આમ છતાં, જ્યારે મનુષ્યો પણ કેવળ બાહ્ય પદાર્થોમાં જ લીન થઇ જાય અને તેમાં જ જીવનને યથેચ્છપણે ગુમાવી દે ત્યારે ઉપકારી મહાપુરુષોને દુઃખ થયા સિવાય રહે નહિ. મળેલાં માનવ-જીવનમાં પણ આજના સારા સારા ગણાતા માણસો પાસે, પણ, તેમની મોટાઈ માટે પાંચ–પચીસ લાખ રૂપીયા, સારી પેઢીઓ અને મોટી લાગવગો વગેરે જ હોય અને એ સિવાય, એમની નોંધપો-થીમાંથી પ્રાયઃ બીજું કાંઇ એવું ન મળે કે જે એમના આત્માને ઉજાળનાર હોય, તો એ દશા ઉત્તમ કોટીનાં મનુષ્યપણાને એળે ગુમાવવા જેવી છે. લાભને બદલે નાશને નોતરવાનો જ એ ધંધો છે.

જ્ઞાનીઓએ મનુષ્યપણાને દુર્લભ કહ્યું છે અને મનુષ્ય જીવનને બીજા ભવોનાં જીવનો કરતાં શ્રેષ્ઠ ફરમાવ્યું છે, પણ તે કઈ દૃષ્ટિએ, એ ખાસ વિચારવા જેવું છે. આકૃતિએ તો મનુષ્ય ઘણાં છે, પણ માણસાઇથી મનુષ્યો બહુ થોડા છે. આત્મશુદ્ધિનો પહેલામાં પહેલો ઉપાય માનવતા કેળવવી એ છે, એ આવે એટલે માનવી સ્વયં કલ્યાણ માર્ગની કેડી પર આવીને ઊભો રહે છે. એટલે એક માણ-સાઇ આવી જશે, તો બાકીના બધાય સદ્‌ગુણો સહેલાઇથી જીવનમાં આવી જશે. એ માણસાઇની જ આજે મોટામાં મોટી પહેલી ખામી છે, મનુષ્ય એટલે સર્વ પ્રાણીઓમાં ઊંચી કોટીનો આત્મા, આ સનાતન સત્ય આપણે સમજવું જોઇએ.

એવા પણ મનુષ્યો હોય છે, કે જેઓને પશુની અને રાક્ષસ આદિની પણ ઉપમાઓ આપવામાં આવે છે. એવા પણ માણસો હોય છે, કે જેને જોતાં જ ત્રાસ થાય. એનો સહવાસ ન થાય

તો સારૂં એવું થઈ આવે. માણુસ તો ઘણુએ જન્મે છે અને મરે છે. માણસોની ખોટ કોઈ દિવસ પડવાની નથી, છતાં મનુષ્યપણુાને જે ઊંચું કહેવામાં આવે છે તે તેનામાં રહેલી માનવતાથી જ.

ઉત્તમ પ્રકારની સામગ્રીઓ સહિત મેળવેલ મનુષ્યજીવન દ્વારા આત્મા જો ધારે તો દુશ્મનનું પણ ભલું કરી શકે, પણ જે મિત્રનુંય ભલું ન કરે તે માનવતાની મીઠી, શીતળ સુવાસ વિનાનો, કેવળ બાહ્ય પદાર્થોની જ સેવામાં પડેલો બીજાનું ભલું ન કરી શકે એમાં નવીનતા નથી. જેઓનાં જીવનમાં દરરોજ શરીરશુદ્ધિનાં સઘળા ઉપાયો ચાલુ હોય–સ્નાન કરે, મોઢું સાફ કરે, સારાં કપડાં પહેરે, તેલ લગાવે, મેલે શરીરે મેલે કપડે, કપડાં રીતસર પહેર્યા વિના બહાર ન નીકળે, ઢંગ બરાબર રાખે. આ રીતે કેવળ બાહ્ય શુદ્ધિમાં જ શ્રેય માની, બાહ્યથી જ રૂપાળા જેઓ રહેતા હોય અને અન્તરના મળને કાઢવાની દરકાર પણ ન રાખે તેઓ માનવતાને કઈ રીતે વિકસાવી શકે?

દુનિયાની દૃષ્ટિ આજે કેવળ બાહ્ય તરફ વળેલી છે. આપણે તેને બીજે રસ્તે વાળવી છે. અમુક કાર્ય કરાવવું છે એ નિશ્ચિત છે. પરંતુ એ કાર્યનું સૂચન કરવાને હજુ વાર છેઃ કારણુ કે જેને દાતાર બનાવવો હોય, એનામાંથી પારકાનું ઝુંટવી લેવાની વૃત્તિને પહેલી જ કઢાવવી જોઈએ. જ્ઞાનીઓ કહે છે કે દાતાર ભલે મોડો બને, પણ પારકાનું ઝૂંટવી લેવાની વૃત્તિ તો પહેલી જ જવી જોઈએ. કારણુ કે જે દાતાર નથી બન્યો તે બહુ નુકશાન નહિ કરે, માત્ર તેના દાનથી જે લાભ થવાનો તે નહિ થાય, પણ જેનામાં લૂંટવાની વૃત્તિ છે તે તો બીજાઓને પણ હાનિજ કરવાનો છે. માણુસ દાતાર ન હોય તો ચાલે, ત્યાગ ન કરી શકે તો તેય નભે, પણ લૂંટણવૃત્તિનો હોય તે ન ચાલે. તે રીતે ગુણવાન ન હોય તો ચાલે, પણ ગુણના પ્રતિપક્ષી

દુર્ગુણો આવ્યા હોય તો ત્યાં સુધારણાનું કાર્ય કપરું છે. એટલે જેઓ માનવતાને ભૂલી કેવળ સ્વાર્થની જ ચિન્તામાં પડયા છે, માનવ તરીકે મારે શું કરણીય છે, એ સ્વપ્ને પણ જેઓને યાદ નથી આવતું અને શરીરની સેવામાં પડીને માનવતાને ભૂલી ગયેલા તેઓ, મનુષ્યપણું પામવા છતાં ઉચ્ચ સ્થાનની પ્રાપ્તિ કર્યા છતાં, જગતને લાભરૂપ નહિ થતાં, શ્રાપ રૂપ થાય છે.

પોતાની શક્તિને સન્માર્ગે ન વાળે, તો શક્તિહીન કરતાં શક્તિવાળાઓ પોતાને માટે અને જગતને માટે પણ ઘણાજ ભયંકર નિવડે એ સ્વાભાવિક છે. **જેના જ્ઞાનમાં ત્યાગ નથી, જે જ્ઞાનીને ત્યાગ વરેલો નથી, તેવા જ્ઞાની અજ્ઞાની કરતાં ભયંકર છે.** શક્તિ આવી તે કામ તો કરશે, કામ કર્યા વિના રહેવાની નથી, એટલે તેની પાસેથી જો યોગ્ય કામ લેવાનો પ્રયત્ન કરવામાં નહિ આવે તો જરુર તે ઊંધું કામ તો કરવાની જ.

આપણને મનુષ્યજીવન રૂપી ઉંચામાં ઉંચી વસ્તુ મળી છે, તેથી આપણે પુણ્યવાન તો ખરા; શક્તિ અને સામગ્રી તો મળી. હવે આપણે ભયંકર છીએ કે મનોહર છીએ એ વિચારવાનું છે. મનુષ્ય બન્યા એથી જ મલકાવાનું નથી. પશુ કરતાં મનુષ્ય થયા એટલા માત્રથી જ રાજી થવાનું નથી. રાજી તો ત્યારે જ થવાય કે જ્યારે સાચી માણસાઇ આવી જાય. દુનિયાની સરકાર પણ પશુઓ માટે કાયદા કરતી નથી. પશુ માથું મારે તો ફરીયાદ ન ચાલે, જ્યારે માણસ ઠોંસો મારે તો ચાલે, કારણ એજ કે તે માણસ છે. દુનિયાની સરકાર પણ માણસનો હોદ્દો ઉંચો ગણે છે. વધારે યોગ્યતા સમજીને માણસો માટે જ સરકારે કાયદો કર્યો છે. પશુને અક્કલ વિનાનાં માન્યાં. એથી એ માથું મારે તો પણ એની ફરીયાદ એ કાયદાના પાલનમાં માનનારી સરકાર પણ ન સાંભળે.

એણે એ માન્યું છે કે, 'પશુ એ અજ્ઞાન છે.' જ્યારે મનુષ્યમાં જ્ઞાન આવ્યું તેથી એની યોગ્યતા વધી અને જવાબદારી પણ વધી.

જંગલનું શિકારી હિંસક જાનવર દુનિયાનો જેટલો સંહાર ન કરે તેટલો સંહાર કારમો હિંસક બનેલો માનવતાથી પરવારેલો એક માનવી કરે. સંખ્યાબંધ **હિંસક પ્રાણીઓને ભેળાં કરવામાં આવે તોય એ જેટલું નુકશાન ન કરે, તેટલું નુકશાન દુનિયામાં અધમ બનેલો એક માનવી** પણ કરે. કારણ કે **મનુષ્ય જેવી યોજનાપૂર્વક સંહાર કરી શકે છે તેવી યોજના-પૂર્વક સંહાર કરવાની પશુમાં બુદ્ધિ કે શકિત નથી.** મનુષ્યમાં બુદ્ધિ અને શક્તિ આવી, એટલે એ ઉંધો થાય તો પરિણામ ભયંકર.

**આથી જ જગતના જીવ માત્રનું પોતા તરફથી રક્ષણ કરવાની ઉંચામાં ઉંચી ભાવના એનું નામ માનવતા.** અમલ ન થાય તો પણ વિચારણા તો એ ચાલવી જ જોઇએ. એક જ વિચાર કરવામાં આવે કે, 'માનવજીવન પામ્યા છીએ તો અમારા નિમિત્તે અમારા પ્રયત્નથી અમારા દ્વારા કોઇની પણ હાનિ ન થવી જોઇએ,' તો માનવતાને વિકાસ પામતાં વાર ન લાગે. બીજાનું રક્ષણ કરવાની–હિત કરવાની ભાવના આવી, તેમાં પોતાના રક્ષણની વાત તો આવી જ ગઈ.

સાચી જનકલ્યાણ વૃત્તિ કે રક્ષણબુદ્ધિ આત્મહિતને અવલંબીને જ રહેલી છે. અને એથી તે દ્વારા આત્માને નિયમા લાભ થાય છે. જે જનસમાજના કલ્યાણની વૃત્તિ, આત્માને માટે હાનિકર હોય, તેને જ્ઞાનીઓ સાચી જનકલ્યાણની વૃત્તિ કહેતા જ નથી, રક્ષણની ભાવના અને રક્ષણની કાર્યવાહી એ સઘળું ય આત્મિક કલ્યાણની દૃષ્ટિવાળું હોવું જોઇએ. જેમાં કેવળ પારમાર્થિક હિતની દૃષ્ટિ હોવી જોઇએ. પ્રશંસા માટે કે મોટાઇ અંકાવવા માટે દાતાર બનેલાને લૂંટ ચલાવતાં વાર નહિ લાગે.

જ્યારે સામાનું ભલું કરવા દાતાર બનેલાથી કોઇ દિવસ પણ લૂંટ ચલાવાશે નહિ. **દાતાર સાચો તે, કે જે અનીતિથી એક પાઈ પણ તીજોરીમાં મૂકવાની ભાવના ન રાખે.** રોજ પાંચ ઘર ફાડું અને રોજ સેંકડોનું દાન દઉં એવું કોઇ કહે અને કરે તો એવા દાતારની પ્રશંસા કરવા આપણે તૈયાર નથી. કારણ, દાન-ધર્મની આરાધના કરવા માટે ચોરી કરવામાં પાપ છે. આ પ્રકારની માનવતા આવી જશે તો બીજા ગુણો આપોઆપ આવવા માંડશે: કારણ કે જેનામાં માણુસાઇ પ્રગટી છે, તે સ્વપરહિતકારક પ્રયત્નથી પર રહી શકવાનો નથી. આથી પહેલાં મનુષ્યભવને પામેલા આત્માઓએ પરના રક્ષણની પરમાર્થવૃત્તિરુપ માનવતા પ્રગટાવવી જોઇએ. તે ન પ્રગટે તો પણ સર્વથી પહેલાં સ્વાર્થવૃત્તિને અલગી કરવી પડશે. તેમ જ તે જાતિના ઉત્તમ વિચારમાં સુનિશ્ચિત બની જવું જોઇશે. કદાચ મનુષ્ય પરમાર્થવૃત્તિવાળો નહિ હોય તો ચાલશે પણ કેવળ સ્વાર્થી નહિ ચાલે. ઊંચી નીતિપૂર્વક ચાલનારો નહિ હોય તો નભશે, પણ અનીતિની વૃત્તિવાળો તો નહિ જ નભે. ઉપકાર ન કરે એ જૂદી વાત છે, પણ અપકારની વૃત્તિ તો નહિ જ હોવી જોઇએ ! રોજ સવારે ઉઠીને આત્માને પૂછવું જોઈએ કે, 'મેં કર્યું શું ? કરવા લાયક શું ? ખોટા આડમ્બર માટે, મોટાઇ માટે મેં કેટલું કર્યું અને મારામાં માનવતા પ્રગટાવવા મેં કેટલું કર્યું ?'

આથી સમજી શકાશે કે, માનવજીવનને પામ્યાં છતાં જ્યાં સુધી ઉત્તમ પ્રકારની માનવતા સુંદર રીતે પાંગરી શકી નથી, ત્યાં સુધી આત્મશુદ્ધિ પ્રગટી શકતી નથી. આ પરનું રક્ષણ કરવાની ભાવના-પૂર્વકની પ્રવૃત્તિવાળી માનવતા પ્રાપ્ત કરવી તે ઘણું જ કપરું કામ છે, એ બેશક સાચું છે. પણ તે વિના આત્મા, કદિકાલે નિજનું

કલ્યાણ શ્રી સર્વજ્ઞદેવ પ્રરૂપિત સાધના દ્વારા સાધી શકે એ શકય નથી. કલ્યાણમાર્ગની કેડી પર તે ઉભો રહી શકે તેમ નથી.

આ માટે તત્ત્વજ્ઞાની મહાપુરૂષોએ માર્ગ બતાવ્યો છે, જે માનવતાની મીઠી મેરામણમાં માણનાર પ્રત્યેક કલ્યાણકામી આત્માને માટે આદરણીય છે. તે આ મુજબનો છે :

हेयं हानोचितं सर्वं कर्त्तव्यं करणोचितम् ।
श्लाघ्यं श्लाघोचितं वस्तु श्रोतव्यं श्रवणोचित्तम् ॥ १॥

આમાં ચાર વસ્તુઓ બતાવવામાં આવી છે. આ ચાર વસ્તુઓનો સુન્દર પ્રકારે અમલ કરવામાં આત્મા જો અપ્રમત્ત બને, તો તેની માનવતા સંપૂર્ણ રીતે સધાયા વિના રહે નહિ, એ સુનિશ્ચિત વાત છે. આત્મશુદ્ધિની સાધક આ ચાર વસ્તુઓમાં–'ત્યાજ્યનો ત્યાગ, કરણીયનો અમલ, પ્રશંસનીયની પ્રશંસા અને શ્રવણ કરવા યોગ્યનું જ શ્રવણ–' એ પ્રકારનો સંયમ કેળવવાનું જણાવાયું છે.

પહેલી વાત એ છે કે હેયનો સર્વથા ત્યાગ કરવો. અર્થાત્-તજવા લાયકને તજવા લાયક જાણીને અને માનીને તેનો ત્યાગ કરવાને ઉદ્યમશીલ બનવું.

બીજી વાત એ છે કે, જે ક્રિયાઓ કરવા યોગ્ય હોય તે સઘળી ક્રિયાઓ યથોચિતપણે આચરવી. તેમાં શક્તિ અને સામગ્રીનો વ્યય કરવામાં પ્રમાદી ન બનવું.

ત્રીજી વાત એ છે કે, પ્રશંસાને પાત્ર વસ્તુની પ્રશંસા કરવી, પ્રશંસા કરતાં, સ્વ કે પર–કોઇને પણ નુકશાન ન થઇ જાય તે જોવાનું. માટે પ્રશંસને પાત્ર કયી વસ્તુ હોઇ શકે, તેનું જ્ઞાન મેળવીને પછીજ પ્રશંસા કરવાની.

અને ચોથી વસ્તુ એ છે કે, સાંભળવા યોગ્ય હોય તેનું જ

શ્રાવણ કરવું. આત્મહિતબાધક વાતો માટે બ્હેરા બની જવું, અને આત્મહિત સાધક વાતો સાંભળવામાં જરાય આળસ કરવી નહિ.

આત્મશુદ્ધિ કરવાને માટે પ્રયત્નશીલ બનેલા આત્માએ, સૌથી પહેલાં તો આત્માને અનર્થ કરનારી બધી વસ્તુઓને સમજીને, એને સર્વથા છોડવી જોઇએ : ન છૂટે ત્યાં સુધી એને છોડવાના પ્રયત્નમાં રહેવું જોઇએ. વ્યાધિ થાય અને ચિકિત્સક પાસે જાવ, એટલે તરત એ નાડી હાથમાં લે. સૌથી પહેલાં મળ સાફ કરવા દસ્તની દવા આપે કારણકે, જ્યાં સુધી અંદર મળ છે, ત્યાં સુધી આપેલ ઔષધ મળમાં વધારો કરશે એમ એ માને છે. તેવીજ રીતે મોટામાં મોટા ચિકિત્સક જ્ઞાનીપુરૂષોએ, આત્મશુદ્ધિ માટે પહેલામાં પહેલો ઉપાય એ કહ્યો કે, ત્યજવા યોગ્યને જાણી, તેને ત્યજનારા બનવું. ત્યજવા લાયક હિંસા, જૂઠ, ચોરી, અબ્રહ્મચર્ય અને પરિગ્રહ, વધારે ગણીએ તો ક્રોધ, માન, માયા, લોભ, રાગ દ્વેષ વગેરે.

હિંસા કરવાથી લાખ્ખોની મીલ્કત મળતી હોય કે જૂઠું બોલવાથી ગમે તેટલો લાભ થતો હોય, પણ તે ન જોઇએ. કોઇની સારામાં સારી ચીજ પણ બદલો આપ્યા વિના લેવી ન જોઇએ. અબ્રહ્મચર્ય મહાપાપ છે. પરિગ્રહ—પૈસાટકા આદિની મૂર્ચ્છા છૂટે તો કલ્યાણ. આ માન્યતા આવે તો માનવતા પ્રગટવી કપરી નથી.

અઢારે પાપસ્થાનકો ત્યાજ્ય છે. તેને તજવા યોગ્ય માની શક્તિપૂર્વક તજવાં એ આત્મશુદ્ધિનાં સાધનરુપ માનવતાને પામવાનો પહેલામાં પહેલો ઉપાય છે. ખોટી માન્યતા રુપી મળ નાશ ન પામે, ત્યાં સુધી માનવજીવનની સફળતા સધાવાની નથી. ખોટાને ખોટા તરીકે, તજવા યોગ્યને તજવા યોગ્ય તરીકે માન્યા પછી, પાપને યથાશક્તિ તજ્યા પછી, કરવા યોગ્ય કર્યા સિવાય પણ છૂટકો નથી. શરીરનો મળ નીકળી ગયો એની

ખાત્રી એ છે કે, શરીરમાં સ્ફુર્તિ આવે. તેમ પાપનો મળ નીકળી ગયા પછી આચરવા યોગ્યને આચરવાની ઉત્સુકતા આવવી જોઇએ. એટલે કરવા યોગ્યને કરવું, એ આત્મશુદ્ધિનો બીજો ઉપાય છે. જેનામાં માણસાઇ નહિ હોય તે તો બતાવવામાં આવતા આ ચાર ઉપાયોની મશ્કરી કરશે. પરન્તુ માણસાઇવાળા તો નમસ્કાર કરશે. તરવાની કળા જાણનારો નદીમાં પડયા પછી હાથ ન હલાવે તો શું થાય? ડૂબી જાય. કળાનો જાણકાર પણ અમલ ન કરે તો તરી શકતો નથી.

તે રીતે તજવા યોગ્ય જાણ્યું ને માન્યું. પણ કરવા યોગ્ય ન થાય તો કેવી રીતે તરી શકાય? વગર પૈસે પણ આ ધર્મ થાય એમ છે. મર્યાદિત સંયમપૂર્વક નિર્વાહ કરનારા ગૃહસ્થ બનાય, તોય ઘણાં પાપોથી બચી શકાય. કારણ કે, જીવનનિર્વાહ માટેના ખર્ચા ઘટે. ખર્ચા ઘટે એટલે વહેપાર ઓછા કરવાનું મન થાય. એમ કરતાં અનીતિ ઘટે તથા શાન્તિનો સંતોષ મળી જાય. એથી સુખ થાય છે, અને દુઃખ ટળે છે. ઘરડા પણ મરતાં સુધી વેપાર છોડે નહિ. એમને ત્યારે જુવાનીઆઓને વેપારનો શોખ લગાડવાનો ને? તો ધર્મની સેવા કયારે કરવાની? અંગોપાંગ ચાલે ત્યાં સુધી પાપની ક્રિયામાં મસ્ત રહેવાનું અને ઠંડાં પડે ત્યારે ધર્મ કરવો એ વૃત્તિ ન જોઇએ. પણ આ દશામાં જીન્દગી ગુમાવનારને તે વખતે પણ ધર્મ સદ્બુદ્ધિપૂર્વક યાદ કેમ આવશે? અને અન્તિમ સમયે પણ ધર્મ જો સદ્બુદ્ધિપૂર્વક યાદ નહિ આવે, તો ગતિ સુધરશે શી રીતે?

કરવા યોગ્ય વસ્તુઓ પણ ચાર છે. દાન, શીલ, તપ અને ભાવ. એ ચારને ઉદારતા, સદાચાર, ઇચ્છાનિરોધ અને સદ્વિચાર, એ નામેય સમજાવવા માટે કહી શકાય.

પહેલી ઉદારતા: **ઉદારતા એટલે દુન્યવી સ્વાર્થના ભોગે પણ પરમાર્થનું સેવન.** પોતાના દરેક દુન્યવી સ્વાર્થને અવગણીને બીજા જીવોનાં કલ્યાણવાળી આચરણા એ ઉદારતા છે. ત્યાગની બુદ્ધિએ લક્ષ્મીનો ત્યાગ એય ઉદારતા છે. દાન એટલે પાંચ આપીને પચાસ લેવાનો સટ્ટો નહિ. ધર્મના ફલરૂપમાં પણ આજે સટ્ટો ખેલનારા છે. એમ કરનારા વસ્તુતઃ દાન કરનારા નથી. આ પહેલી કરણીય વસ્તુ.

બીજી કરણીય વસ્તુ સદાચાર: આ શરીર દ્વારા લેશ અગર વધુ પાપ ન થઇ જાય અને આત્માનું મૂળભૂત સ્વરૂપ પ્રગટ થાય, એ બુદ્ધિએ ઉત્તમ આચારોનું જે પાલન, એ સદાચાર. શરીરથી ઘણાં પાપો થાય છે. તેને રોકી લેવા માટે અને પૂર્વનાં પાપોના નાશ માટે ઉત્તમ આચારોનું સેવન એ સદાચાર કે શીલ કહેવાય છે.

ત્રીજી વસ્તુ: તપ. તપ એટલે ઇચ્છાનો નિરોધ. 'આ જોઇએ તે જોઇએ'–આ બધી જે તૃષ્ણાઓ, તેનો જે લોપ તેનું નામ તપ. ખરો તપ એ છે. બીજાં બધાં એ તપનાં સાધનો છે. **વાસ્તવિક તપ એક પણ અયોગ્ય ઇચ્છાને આધીન ન થવું તે છે. સઘળી પાપની વાસનાઓનો જેમાં નાશ છે તે તપ છે.** વાસનાઓને પોષનાર કારણોમાં રસના ઇન્દ્રિય મુખ્ય છે. હોટલમાં જતાં કોણે શીખવ્યું ! રોટલી અને એક શાકથી પેટ ભરાય કે નહિ ? પણ રોટલી એક અને આજુબાજુ બીજી વસ્તુઓ દશ. શરીરને પોષક રોટલી કે બીજું આજુબાજુનું ? ઘેરથી સાંજે ખાઇને નીકળવા છતાં, બજારનું વાસી અને સડેલું રાત્રે ખાવાની વૃત્તિ જો શીખવી હોય તો તે માત્ર સ્વાદે. ઘરના ખર્ચા કરતાં ચહા અને હોટલના ખર્ચા વધી ગયા. એમાંથી બધા દુર્ગુણો જન્મ્યા. માદક ખોરાક ખાવાથી અને અયોગ્ય પદાર્થો પેટમાં જવાથી વિકાર જાગે, બુદ્ધિ ભ્રષ્ટ થાય. એ વિકારને

પોષવા નાટકને સીનેમા બે તૈયાર. મહિનામાં બે પાંચવાર તો ખરાં. અને ત્યાં જઇને શું જોવાનું? કુચેષ્ટા. તેથી આવે ઉન્મત્ત અવસ્થા; પરિણામે અનેક પ્રકારનાં દુર્વ્યસનો જન્મે. માટે કોઈ પણ જાતની પાપ-વાસનાઓને આધીન ન થવું, એ ત્રીજું ઇચ્છાનિરોધ નામનું કર્ત્તવ્ય.

ચોથી વસ્તુ છે સદ્‌વિચાર. કોઇનું પણ ભૂંડું ન ચિંતવવું, ભલું સૌનું ચિંતવવું. વિચારથી, ઉચ્ચારથી ને વર્તનથી કોઇનું ય ભૂંડું ન થાય, એની કાળજી રાખવી.

પહેલો ગુણ હેયનો ત્યાગ અને બીજો ગુણ કરણીયનું આચરણ. આ બે મુખ્ય ગુણોને ટકાવવા માટે બીજી પણ બે વસ્તુઓ જોઇશે. અને તે એ છે કે, પ્રશંસા કરવા યોગ્યની જ પ્રશંસા કરવી અને સાંભળવા યોગ્યને જ સાંભળવું. આજે ભાટવેડા બહુ વધી ગયા છે. ગમેતેવાના ગુણગાવા એ ધંધો થઇ પડયો છે. આજે ગાંડાને ડાહ્યાં અને મૂર્ખાને બુદ્ધિમાન કહેવાનો મોટામાં મોટો પાપાચાર વધ્યો છે. ગુણ હોય ત્યાં ઝૂકી પડવું. ગુણવાનના ચરણોની ધૂળ માથે મૂકવી. પણ ગુણ અને ગુણાભાસનો વિવેક શીખવો. જેમ સુંદરતા અને સ્વચ્છતા એ ગુણ છે, છતાં પણ વેશ્યાની સુંદરતાનાં વખાણ થાય નહિ. તેમ જે ગુણનું પરિણામ સારૂં હોય, ને જેનાથી ભવિષ્યમાં એકાંતે લાભ થવાનો હોય તેની પ્રશંસા કે અનુમોદના, પણ તે સિવાયના બીજા ગુણોની પ્રશંસા ન હોય. પાપીની પ્રશંસા કરનારા, પાપમાર્ગને વહેતો કરનારા છે. પ્રશંસાને યોગ્ય હોય, તેની જ પ્રશંસા કરવી. અયોગ્યની પ્રશંસા કરવાથી આજે અનેક પ્રકારની અવ્યવસ્થા ઉભી થઇ છે. જેથી ધર્મ જેવી મહામૂલ્ય વસ્તુનો સંહાર થઇ રહ્યો છે.

આ ગુણોને પ્રગટાવવા અને ટકાવવા માટે સાંભળવા યોગ્યને જ સાંભળવું. આજે ચોરે ને ચૌટે પાયા વિનાની એટલી વાતો ચાલે છે છે કે, તે બધી સાંભળવાથી એકાંતે નુકશાન છે. એક પેટભરો આદમી

છેટે રહીને બોલે, પાંચ સાંભળે અને પચીસને સંભળાવે. એ નિંદક ને બાવીસ સાંભળનાર ન મળે તો થાકે ત્યાં સુધી બોલે. પછી એની મેળે બંધ થાય. ' સાંભળવા યોગ્ય ન હોય તેને સાંભળવું જ નહિ—' આ નિયમ થઇ જાય, તો ખરાબની પ્રશંસા ન થાય, ખોટું કામ અટકી જાય અને તજવા યોગ્ય તજાઇ જાય. અયોગ્ય વાતો કહેનારાના ફંદામાં પડવાથી આત્માનો ઉદ્ધાર દુઃશક્ય બને છે. પણ આજે શ્રવણેન્દ્રિય તેજ થઇ છેઃ કાન તીણા બન્યા છેઃ ખરાબ પણ સાંભળ્યા વિના રહેવાતું નથી. આજે નહિ વાંચવા જેવું વાંચીને, નહિ સાંભળવા જેવું સાંભળીને, અનેક પાપો, અનેક કારસ્થાનો ઊભાં થઇ રહ્યાં છે. એક તરફ આવી ભયંકર દશા થઇ છે અને બીજી તરફ સાંભળવા યોગ્ય સાંભળવા પ્રત્યે બેદરકારી વધી ગઇ છે. પોતાના દોષોને સાંભળવા જેટલી તાકાત પણ આજે ઘણામાં રહી નથી. તત્વજ્ઞાનની સાંભળવા, સમજવા અને યાદ રાખવા જેવી વાતો સંભળાવનાર કોઇ મળે તોય આજે ઘણાઓને રસ આવતો નથી. પરંતુ ખરૂં સાંભળવા જેવું તો એ જ છે, કારણ કે, એ વિના આત્માનો ઉદ્ધાર નથી.

' શરીરથી આત્મા જુદો છે : શરીર ગમે તેટલું સારું તો પણ પડી જવાનું. માટે મારે મને મળેલું આ નિષ્ફળ ચાલ્યું ન જાય કે નુકશાનકારક બનીને ન જાય એ રીતે વર્તવું જોઇએ.'—આ જાતિની ભાવના કેળવવી, એનું નામ માનવતા છે. માનવજીવનને નિષ્ફળ બનાવનાર ભક્ષણની ભાવના છે અને માનવજીવનને સફળ બનાવનાર રક્ષણની ભાવના છે. ભક્ષણની ભાવના જાય અને રક્ષણની ભાવના આવે, તો જ માણસાઇ આવી કહેવાય. જીવમાત્રના રક્ષણની ભાવનામાં જ સાચી માનવતા સમાએલી છે. કલ્યાણ માર્ગની કેડી રૂપ આત્મશુદ્ધિ માટે આવી માણસાઇ કેળવવાની સૌથી પહેલી જરૂર છે.

'શરીરની સેવામાં આત્મકલ્યાણ નથી એ માન્યા પછી પાપને તજવા યોગ્ય સમજીને પ્રયત્નશીલ બનવું,' એ આત્મશુદ્ધિ સાધવાનો પહેલો ઉપાય. 'ત્યાગબુદ્ધિએ લક્ષ્મીનો ત્યાગ, શરીરની સેવાનો એકી સાથે યા ક્રમેક્રમે અભાવ, રસનાની લાલસા ઉપર કાપ અને કોઇનું ભૂંડું નહિ ઇચ્છવાની ભાવના—એ' બીજો ઉપાય. ત્રીજો ઉપાય એ કે, 'જે પ્રશંસાને યોગ્ય હોય, તેની જ પ્રશંસા કરવી એટલે કે, ખોટા માનપાન ખાતર કે કોઇપણ લાલસાની ખાતર ભાટવેડાનો ત્યાગ અને સ્વપર ઉપકારક ગુણોની યથાસ્થિત પ્રશંસા' અને ચોથો ઉપાય એ કે, સ્વપરનું કલ્યાણ થાય તે સિવાયની કોઇ પણ વાત સાંભળવા માટે સાંભળવી નહિ.

આ ચાર ઉપાયો અજમાવવાનો પ્રયત્ન કરવામાં આવે, તો આત્મામાં જે મલિનતાઓ ઘૂસી છે, તે થોડા કાળમાં સાફ થઇ જાય, અનંત દુઃખો ટળી જાય અને અનંત સુખના સ્થાનરૂપ મુક્તિ સ્થાનને પામી શકાય. એટલે કહી શકાય કે, માનવભવ દ્વારા આત્મકલ્યાણ સાધવાનો આજ એક સાચો માર્ગ છે.

## શાન્તિની સાધના : સદ્‌ભાવનાઓથી વાસિત ઉન્નત જીવન.

### ૩

જગતમાં દરેકે દરેક પ્રાણી શાંતિની ચાહના રાખે છે, એ તો એક શંકા વિનાની વાત છે. જગતમાં અશાંતિની ઇચ્છા કોઇનીય હોય, એમ માનવાને એક પણ કારણ નથી. નાનાથી મોટા સુધી દરેક જીવ, શાંતિ ઇચ્છે છે અને શાંતિ મેળવવાના ઇરાદાથી પોતાથી શક્ય એટલા પ્રયત્નો કરે છે, પણ શાંતિનો અનુભવ કરનારા આ જગતમાં બહુજ વિરલ જીવો છે. સૌથી પહેલી વાત તો એ છે કે, શાંતિ એવી હોવી જોઇએ, કે જેના યોગે આત્મા વર્તમાનમાં પણ સુખ પામી શકે અને અંતે પણ સુખને પામી શકે. આપણે જે શાંતિ બતાવવા માગીએ છીએ, તે આવી કાર્યસાધક. આપણું ઇષ્ટ જેનાથી સુખે સધાય, એવી શાંતિ જોઇએ. આપણને સ્મશાનવત્ શાંતિ નહિ, પણ જીવંત શાંતિ જોઇએ છે. જ્યાં સુધી જીવન શાંતિમય ન બને, ત્યાં સુધી સત્ય વસ્તુની પ્રાપ્તિ ન થાય. દુનિયામાં જો બધાજ શાંતિના ઉપાસક છે, તો આજે ડગલે ને પગલે અશાંતિ કેમ દેખાય છે?

દરેકને કાંઈ ને કાંઇ અશાંતિ બેઠીજ છે. એ અશાંતિના હેતુઓને ટાળવામાં આવે, તોજ જીવનને શાંતિમય બનાવી શકાય.

જે વસ્તુ જોઇએ તેને, તેનાં સ્વરૂપને અને તેનાં સાધનોને ન વિચારાય તેમજ તેને બગાડનારાં સાધનોને જીવનથી દૂર ન ખસેડાય તો ધ્યેયની પ્રાપ્તિ ન થાય. મહાપુરૂષોએ તો ફરમાવ્યું છે કે, 'જો શાંતિ જોઈએ તો ખુદ શાંતિમય બનો.' સામો કેવો છે તે ન જોવું, પણ આપણે કેવા છીએ એ જોવું. આપણે જો વાસ્તવિક રીતે શાંત બનીશું, તો બીજામાં પણ, જો તે યોગ્ય હશે તો આપોઆપ શાંતિ લાવી શકાશે.

જીવનને વાસ્તવિક રીતે શાંતિમય બનાવવાના ઉપાયો, જ્ઞાની મહાપુરૂષોએ દર્શાવ્યા છે. એ ઉપાયોનો જો અભ્યાસ કરવામાં આવે અને આજ્ઞાંકિતપણે એ ઉપાયોને જો સેવવામાં આવે, તો સાચી શાંતિની પ્રાપ્તિ, એ કોઇ અશકય વસ્તુ છેજ નહિ.

મહાપુરૂષોએ શાંતિની પ્રાપ્તિ માટે આ પ્રકારની ભાવના બતાવી છે કે;

"शिवमस्तु सर्वजगत : परहितनिरता भवन्तु भूतगणा : ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः ॥ १ ॥"

(૧) સર્વ જગતનું કલ્યાણ થાઓ, (૨) ભૂતગણો–સર્વ પ્રાણિઓ પરહિતમાં રકત થાઓ, (૩) દુનિયાના તમામ દોષો નાશ પામો અને (૪) સર્વત્ર લોક સુખી હો !'–આ રીતે ચાર પ્રકારે વહેંચાએલી ભાવના, શાંતિના અર્થીઓમાં હોવી જોઇએ. જ્ઞાની પુરૂષોએ શાંતિને માટે દર્શાવેલી આ કેવી ઉમદા ભાવનાઓ છે?

દુનિયાનો કોઇપણ આત્મા હો, તેની સાથે સંબંધ હો કે ન હો, તેનાથી લાભ મળો કે હાનિ, પણ એનું કલ્યાણજ ઇચ્છવા રૂપ ભાવના હોવી ઘટે. જીવનને શાંતિમય બનાવવાનો આ એક અમોઘ

ઉપાય છે. જગતના જીવ માત્રનાં કલ્યાણની ભાવના હૃદયમાં વ્યાપી જવી જોઇએ. આ ભાવના સાથેજ '૧–ભૂતગણો પરહિતમાં રક્ત થાઓ, ૨–દોષો નાશ પામો અને ૩–લોક સર્વત્ર સુખી થાઓ'–આ ત્રણ ભાવનાઓ પણ શાંતિના અર્થી આત્માઓના રોમે રોમમાં વસી જવી જોઇએ. આ વિચારોથી રંગાએલો આત્માજ સાચી શાંતિનો સાક્ષાત્કાર કરી શકે છે.

માટે જ કહ્યું કે–

**૧ સારાય વિશ્વનું કલ્યાણ થાઓ**
**૨ પ્રાણી માત્ર પરહિતમાં રક્ત બનો**
**૩ દોષો સર્વ પ્રકારે નાશ પામો**
**૪ તેમ જ લોક સર્વ રીતે સુખી હો**

આ ભાવના સક્રિય રીતે દરેક શાન્તિના સાધકમાં હોવી જોઇએ.

જે આત્મામાં પ્રાણી માત્રના કલ્યાણની ઊર્મીઓ નથી ઊછળતી, જે આત્મા પ્રાણી માત્ર પરહિતમાં સક્રિયપણે રક્ત બને એવું હૃદયથી નથી ઇચ્છતો, જે આત્મા દોષોના નાશમાં ઉદાસીન છે અને જે આત્મામાં સર્વનેય સુખી જોવાની તાકાત નથી, તે આત્માના જીવનમાં અશાંતિ હોય, એમાં કશું જ આશ્ચર્ય નથી. જે શાંતિની ઝંખના કરવામાં આવે છે, તે શાંતિને સિદ્ધ કરી આપે તેવી સાધન-સામગ્રી મેળવ્યા વિના છૂટકો થવો જ નથી.

પરંતુ આજની પરિસ્થિતિ, વાતાવરણ કોઇ વિલક્ષણ છે. સામાનાં સુખોને જોવાની તાકાત જ દિન પ્રતિદિન વિલય પામતી જાય છે. સામાને સુખી જોવાની સાથે જ તે ચોંકે છે કે, 'હું દુઃખી છું, છતાં આ સુખી કેમ ?' જો આ રીતે ચોંકી નહિ ઊઠતાં, સામાને સુખી અને પોતાને દુઃખી જોઇને, સુખ અને દુઃખના હેતુઓનો તે વિચાર કરે, દુખના હેતુઓને દૂર કરે તથા સુખના

હેતુઓને સેવે, તો તો તેજ વખતે તેને શાંતિનો સાક્ષાત્કાર થવા માંડે, પણ આ તો એકદમ, સામાને સુખી જોતાંની સાથે જ, ચોંકી ઊઠે અને કહેવા માંડે કે, 'શા માટે અમુક સુખી મનુષ્યો પોતાના સુખનો ભાગ અમને ન આપે ? અમે દુ:ખી હોઇએ, ત્યાં સુધી સુખ ભોગવવાનો એમને અધિકાર શો ? જ્યાં સુધી અમે દુ:ખી હોઇએ, ત્યાં સુધી સુખીને પણ સુખ ભોગવવાનો હક્ક નથી !' આવી વિચારમાળાના પરિણામે આત્મા ઉપરનો કાબૂ ગયો, મનુષ્યોનાં મર્યાદાશીલ જીવને પલટો ખાધો અને તે આંતરભાવનાનું રૂપક બહાર આવ્યું. એનાજ યોગે આજે ચોમેર અશાંતિની જ્વાળા વિશેષ પ્રમાણમાં સળગી રહી છે.

જે કાળમાં આવા વિચારોનું સામ્રાજ્ય હોય, તે કાળમાં કોઇ ભાગ્યવાનજ સુખી હોય. આજે સાધનો ઘણાં છે એમ કહેવાય છે, છતાં શાંતિનો છાંટોય નથી દેખાતો.

'સાધન તેનું નામ, કે જે સાધ્યને સાધી આપે, પણ સાધન તે નહિ કે જે સાધ્યથી દૂર કરે.' આ સત્ય આજની દુનિયા સર્વથા ભૂલતી જાય છે. આજની દુનિયાએ, **'સાધન તેને કહેવાય કે જે જીવનને સહાયક થાય, પણ બોજારૂપ ન બને'** આ વાત ખાસ ધ્યાનમાં લેવાની જરૂર છે.

વિવેકપૂર્વક વિચારાય તો સમજાશે કે, આજના સાધનો જીવનમાં બોજા રૂપ છે, એટલે કે જીવનમાં બોજો વધારનારા છે. ખરેખર, 'હું દુ:ખી છતાં બીજાં સુખી કેમ ?' આ દુષ્ટ વિચાર જ્યાં સુધી હૃદયમાં છે, ત્યાં સુધી 'જગતના સઘળાય જીવો સુખી થાઓ'—એ ભાવના તો માત્ર મુખપાઠ રૂપેજ રહેવાની.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થો ગણાય છે. એ ચારેયમાં પુરૂષાર્થપણાની અપેક્ષાએ સમાનતા છે, કારણ કે,

ચારેયમાં પ્રયત્ન વિના છૂટકો નથી. એ દરેક પુરૂષાર્થ પ્રયત્નથી સિદ્ધ થાય છે. ચારમાંથી એકની પણ સિદ્ધિ કે સંરક્ષણ પ્રયત્ન વિના શક્ય નથી. પણ ઉપકારી મહર્ષિઓએ ઊંડામાં ઊંડી શોધ કરીને કહ્યું છે કે 'અર્થ અને કામ જીવનમાં શરણ રૂપ છે જ નહિ!' માનો કે અર્થ અને કામની સામગ્રીનો સુમાર ન હોય, માગે તે મળી શકે એટલાં સાધનો પાસે હોય, ધનની કે ભોગની ખામી ન હોય અને નોકર ચાકર સ્નેહી સંબંધી પણ અનુકૂળ હોય. આવા પણ સુખી આદમીને અંતિમ અવસ્થાએ એ બધી ચીજોમાંથી કહેવુંજ પડશે કે એક પણ ચીજ શાંતિ આપવાને સમર્થ નથી. બધા પાસે ઊભા હોય, પણ કરે શું? શરીરમાં તીવ્ર પીડા ઉત્પન્ન થઈ, ત્યાં થાય શું! એ બધી સામગ્રીઓ તે વખતે તો ઊલટી મૂંઝવણ ઊભી કરે. એવા સમયે જીવનમાં શાંતિ આપનાર જે ઉપકારક વસ્તુ છે તેની જ આપણે સાધના કરવી જોઈએ.

જડના સંસર્ગથી અલગ થયા વિના કે અલગ થવાની ભાવના વિના આત્મામાં શાન્તિ આવવી, એ સ્વપ્ને પણ સંભવિત નથી. સંપૂર્ણ અને શાશ્વત શાન્તિ તો આત્માને ત્યારે જ પ્રાપ્ત થશે, કે **જ્યારે તે જડના સંયોગરૂપ અશુદ્ધિથી સર્વથા મુક્ત બની જશે.** પરન્તુ તે પહેલાંય આત્મા જો સુયોગ્ય બને, તો સાચા સમભાવના યોગે પ્રાપ્ત થતી અનુપમ એવી શાન્તિનો, આ જગતમાં પણ અનુભવ કરી શકે છે. જડ પદાર્થોમાં તો શાન્તિ છે જ. કારણ કે જડ પદાર્થો ઉપર અગ્નિ મૂકો તો પણ તે ખસવાના નથી: પણ આપણે તો તે શાન્તિ નથી જોઇતી, કિન્તુ આત્મગુણના પ્રગટીકરણ રૂપ શાન્તિ જોઈએ છે. આત્મ શાન્તિના ફક્ત બે જ માર્ગ છે: અને તે આ પ્રમાણે:–

૧. એક તો આત્માની સાથે એકાકાર થઈ ગયેલા જડના સંયોગથી સર્વથા અલગ થવું: અને—

૨. બીજો માર્ગ એ છે કે, જડના સંયોગથી આત્માને સર્વથા મુક્ત ન બનાવી શકાય ત્યાં સુધી જડના સંયોગથી ભાવનાપૂર્વક અલગ થવાય તેવી ક્રિયાઓ ચાલુ રાખવી.

અર્થાત્—'કાં તો એ સંયોગથી સર્વથા મુક્ત બની જવું અથવા તો મુક્ત બનવાની ભાવનાવાળા બનવું.' તો જ શાન્તિ જેવી જે ચીજ જગતમાં વિદ્યમાન છે, એનો જીવનમાં અનુભવ થશે. જે આત્મામાં પોતાના આત્માને જડના સંયોગથી સર્વથા મુક્ત બનાવવાની ભાવના પ્રગટે છે, તે આત્મામાં આગળ કહેલી તે ચાર ભાવનાઓ ઉત્પન્ન થયા વિના રહેતી જ નથી અને જેનામાં એ ચાર ભાવનાઓ ઉત્પન્ન થઈ જાય, તેને સાચી શાન્તિનો તેટલા પ્રમાણમાં અનુભવ થયા વિના પણ રહેતો નથી.

(૧) જગતના પ્રાણી માત્રનું કલ્યાણ થાઓ, (૨) જગતના સઘળાય જીવો પારકાના હિતમાં રક્ત બનો, (૩) દુનિયાના દોષો માત્ર નાશ પામો અને (૪) લોક માત્ર સુખી થાઓ.'

આ ચારેય ભાવનાઓમાં જે રમણ કરે, તેને સદા શાન્તિ જ હોય. બાકી શાન્તિ કાંઈ એવો કોઈ રસ નથી, કે જે ઘોળીને પીઈ લેવાય. જે આત્મા પારકાનું સુખ જોવાની તાકાત નથી ધરાવતો, તે આત્માને શાન્તિ ન મળે. આજે આખા જગતમાં જ્યાં ને ત્યાં જણાતા ઉપદ્રવ માત્રની મૂખ્ય જડ એ છે કે, 'અન્યને સુખી દેખવાની કે સાંભળવાની તાકાત નાશ પામતી જાય છે.' જ્યાં સુધી એ ઉદારતા ન આવે, ત્યાં સુધી સાચી શાન્તિની પ્રાપ્તિ અશક્ય છે. 'ન કોઈનું સુખ જોવાય'—'બીજાઓ પરહિતમાં જોડાય તે પણ ન સહાય' અને 'દોષો સાથે મિત્રાચારી હોય-' આ ત્રણે ય મહાન દૂષણોથી ઘેરાયેલા આત્માઓ, શાન્તિને ન પામી શકે એ બનવા જોગ છે.

કેવળ લક્ષ્મી અને તેના ઉપભોગોની જ ગરજ હોય, ત્યાં ઇર્ષ્યા

આદિ દોષો ઉત્પન્ન થવા, એ કાંઈ અસ્વાભાવિક વસ્તુ નથી અને બીજાની પાસે લક્ષ્મી હોય તે અગર તો તે જે કાંઇ સુખ ભોગવતો હોય તે ખમાય નહિ, ત્યાં શાન્તિની આશા આકાશકુસુમ જેવી જ છે. બીજાનું સુખ જોઈને જેને મૂંઝવણ થાય, તેના હૈયામાંની ભડકે બળતી અશાન્તિની ચિતા, કદિકાળે શાન્ત ન થાય. જે આત્મા બીજાનું સુખ જોઇ શકતો નથી, તે આત્મામાં જગતનાં પ્રાણીમાત્રનાં કલ્યાણની ભાવના નથી પ્રગટી શકતી. જ્યાં પોતે પરહિત જોઇ શકતો નથી, ત્યાં 'બીજાઓ પરહિતમાં રક્ત રહે–' એ ભાવના ન આવે અને તે, બીજાનું ભલું ન જોઇ શકવાના દોષવાળો, જગતના જીવ માત્રના દોષો નાશ પામો–'એવી ભાવના કદી સેવવાનો નહિ. એટલે જો આત્મા પોતે પોતાના સ્વરૂપમાં સ્થિર થઈ જાય અને કર્મવશ થઈને કેળવી લીધેલી પોતાની કુટેવોને તજી દે, તો કાંઇ શાન્તિ કોઈની પાસે લેવા જવી પડે તેમ નથી : ખરીદ કરવી પડે કે ઊછીની લાવવી પડે તેમ પણ નથી : કારણ કે શાન્તિ પોતાના આત્મામાં જ છે. હરેક આત્માની શાન્તિ પોતાની પાસે જ છે, પણ તેનો ઉપયોગ કરતાં આવડવું જોઇએ. બીજાની શાન્તિ દેખીને બળનારને કદી જ શાન્તિ મળવાની નથી. બીજાનું સારૂં જોઇ શકાય નહિ–'એ તો ઇર્ષ્યા છે અને ઇર્ષ્યા એ દુર્ગુણ છે. કોઈને સુખી જોઈ શાન્તિ ન થાય, એવા આત્માને આ ભવે તો શું, પણ અનંતા ભવે પણ એ દશામાં શાન્તિ મળવી મુશ્કેલ છે.

આથી શાન્તિના અર્થીએ આ (ઇર્ષ્યા) દુર્ગુણને તજવો જોઈએ અને 'સૌ સુખી થાઓ'–એ ભાવનાને અપનાવવી જોઇએ. જેમ ઇર્ષ્યા અશાન્તિની ઉત્પાદક છે, તેમ તૃષ્ણા પણ અશાન્તિને ઉત્પન્ન કરવા સાથે વધારનારી છે. આજે તૃષ્ણા ઉપરના અંકુશના અભાવે,

તે દિન–પ્રતિદિન વધતી જ જાય છે : એ તૃષ્ણાના યોગે જરૂરીઆતો વધતી જ જાય અને તે પૂરી ન થાય, એટલે પરિણામે અશાન્તિ આવીને ઊભી જ રહે. માટે જ્ઞાનીપુરૂષો તો ફરમાવે છે કે,

'ઇચ્છાઓની વૃદ્ધિ એ જ અશાન્તિ'

આશાઓ–લાલસાઓને આધીન બની અનેક પ્રકારની ઇચ્છા કરનારાઓ ઇરાદાપૂર્વક પોતાનાં જીવનની શાન્તિનો નાશ કરે છે. નિરંકુશ ઇચ્છાઓ કર્યે જનારો જીવનભર શાન્તિ પામી શકતો નથી. 'આટલું આટલું કર્યું છતાં આ ન મળ્યું'–એય અશાન્તિ છે અને એ અશાન્તિ મરતાં પણ એને પીડે છે. તૃષ્ણાના તરંગોમાં નાચનારની મરતી વખતની દશા જોઇને પણ દયા જ આવે. કોઈ પરમાત્માનું નામ સંભળાવવા આવે તોય એનાથી ન સંભળાય. અસંતોષની ભાવનાથી જ એ દુઃખી ને દુઃખી હોય. એને ન જીવતાં શાન્તિ ન મરતાં શાન્તિ. માટે જ જો શાન્તિ જોઈએ તો જીવનને શાન્તિમય બનાવવું.

જીવનને શાન્તિમય બનાવવાને માટે તૃષ્ણાના વેગને રોકવો જોઇએ. મનનો વેગ એકદમ રોકવો એ શક્ય નથી, એટલે પહેલાં તો તેમાં કાયપલટ આણવી જોઇએ. એમ કર્યા વિના, પૌદ્ગલિક તૃષ્ણાના જ તરંગોમાં તણાવાથી ભાવિ ભયંકર બને છે. જ્ઞાની પુરૂષોએ ઉપદેશેલી કરેલી ભાવનાઓ જો જીવનમાં જડાઇ જાય, તો તૃષ્ણાના તરંગો આપોઆપ શમી જાય. પણ એ ભાવનાઓ જીવનમાં જડી દેવી એ સહેલું નથી. ગમે તેવા પ્રસંગે પણ એ વિચારોને અખંડિત રાખવાને માટે, જીવનને મર્યાદાશીલ બનાવવું જરૂરી બને છે. પૌદ્ગલિક તૃષ્ણાઓ ઊપર કાબૂ મેળવ્યા વિના પ્રાણી માત્રના કલ્યાણની ભાવના આવવાની નથી. આપણને શાન્તિ જોઇએ, તો આપણે જગતને શાન્તિ આપવી જોઇએ, આપણામાં શાન્તિ આવી,

એટલે જગતમાં આપોઆપ શાન્તિ દેખાશે. જેવો આરીસો તેવું મુખ દેખાય. આરીસો મેલો તો નિર્મલ મુખ પણ મેલું દેખાય અને આરીસો ચોખ્ખો તો મુખ ચોકખું દેખાય. મુખનો ડાઘો સારો, પણ અરીસાનો ડાઘો ખોટો.

આરીસા ઊપર ધૂળ ચડે એ ન ચાલે. નાહી, ધોઇ, અલંકાર પહેરી, બહાર જતી વખતે 'બરાબર છો'–એવું પ્રમાણ પત્રક આપનાર આરીસો છે. એટલે પ્રમાણપત્રક જ્યાંથી મેળવવાનું, તે શુદ્ધ જોઇએ જ. તેવી જ રીતે આત્માને શુદ્ધ સ્વરુપ પમાડનારાં આલંબનો પણ તદ્દન સ્વચ્છ જોઈએ. જ્ઞાનીઓએ 'શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મ' ને શુદ્ધ આલંબનો કહ્યાં. એ આલંબનોમાં મલિનતા ન ચાલે: શુદ્ધ આલંબનોને લક્ષ્યમાં રાખી તેને અનુસરીને ચાલવાનો પ્રયત્ન કરવો જોઇએ અને એમ થાય તો જ આત્મામાં રહેલી મલિનતાનો નાશ થાય. શાન્તિનો અખૂટ ખજાનો આપણી પાસે જ છે. કોઇ પાસે માગવા જવું પડે તેમ નથી. પરન્તુ તે ત્યારે પ્રગટ થાય, કે જ્યારે, આત્મા એને ભોગવવાને લાયક બને.

જ્યાં સુધી એ યોગ્યતા નહિ આવે, ત્યાં સુધી શાન્તિ નહિ મળે. 'જગતના પ્રાણી માત્રનું કલ્યાણ ઇચ્છવું'–એ ભાવનામાં કે 'બધા પારકાના હિતમાં રક્ત રહો, દુનિયાના દોષો નાબૂદ થાઓ અને લોક માત્ર સુખી થાઓ–' આ ભાવનામાં કાંઇએ કઠિનતા નથી. છતાં આ ચાર ભાવનાઓ જીવનમાં આવતી નથી. એ ભાવનાઓથી જીવન રંગાતું નથી, એજ અશાન્તિનું મૂળ છે. આત્માની શાન્તિ જોઇતી હોય, તો ચારે ભાવનારૂપ ગુણો જીવનમાં ઊતારવા જોઇએ. જગતના પ્રાણી માત્રનાં કલ્યાણની, જગતના પ્રાણી માત્ર પરહિતમાં રક્ત રહે તેવી, દુનિયાના દોષો નાબૂદ થવાની અને સર્વ સુખી થાવ તેની–ભાવનાથી રંગાઈ જવું જોઇએ. જીવનનો અપૂર્વ આનંદ લૂંટવો હોય

અને મુક્ત દશા પામતાં પહેલાં પણ અનુપમ શાન્તિનો રોમેરોમ અનુભવ કરવો હોય, તો આ ચારેય ભાવનાઓને જીવનમાં ઉતાર્યા સિવાય ચાલશે નહિ.

આ ચાર ભાવનાઓને જીવનમાં લાવવાને માટે 'મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય' એ ચાર વસ્તુઓને અપનાવવી પડશે. એ ચાર વસ્તુઓને દર્શાવતાં એક મહર્ષિ ફરમાવે છે—

> भजस्व मैत्रीं जगदङ्गिराशिषु
> प्रमोदमात्मन्? गुणिषु त्वशेषतः।
> भवार्तिदीनेषु कृपारसं सदा–
> ष्युदासवृत्तिं खलु निर्गुणेष्वपि ॥१॥

જગતના સર્વ જીવો વિષે મૈત્રીને ધારણ કરવી, ગુણસંપન્ન આત્માઓને વિષે સર્વ રીતે પ્રમોદને ધારણ કરવો, દુઃખ કે અરતિના યોગે દીન બનેલા આત્માઓને વિષે કૃપારસથી પરિપૂર્ણ બનવું અને નિર્ગુણી આત્માઓને વિષે પણ ઉદાસવૃત્તિનો સ્વીકાર કરવો.

આ ચાર ભાવનાઓ આવ્યા વિના, પહેલાં કહી તે ચાર ભાવનાઓ આવે નહિ અને એ વિના સાચી શાન્તિનો અનુભવ થાય નહિ. આમાં સૌથી પહેલાં તો, જગતના પ્રાણિગણ પ્રત્યે સાચી મૈત્રીને રાખવાનું કહ્યું: પણ આ 'परहितचिन्ता' સાચી મૈત્રી ભાવના, હૃદયની શુદ્ધિ વિના આવી શકતી નથી. શુદ્ધ હૃદયવાળો આત્મા, ઓછી મહેનતે પણ ધારેલો લાભ મેળવી શકે છે. ખરી મહેનત જ હૃદયરૂપ ભૂમિને વિશુદ્ધ બનાવવાને માટે કરવી પડે તેમ છે. હૃદયરૂપ ભૂમિ જેમ નિર્મળ, તેમ સાચી શાન્તિનો સાક્ષાત્કાર વધારે, અને એવો આત્મા શાશ્વત શાન્તિને પણ અલ્પ કાળમાં જ પામી શકે છે.

આ રીતે ભૂમિકાશુદ્ધિરૂપ હૃદયની શુદ્ધિને માટે સૌથી પ્રથમ ઇચ્છાઓ, આશાઓ અને પૌદ્ગલિક પદાર્થોની તૃષ્ણાઓ પર સંયમ

કેળવવો જરૂરી બને છે. કારણ કે એનાથી આત્મામાં દરેક પ્રકારની મલિનતાઓ પગપેસારો કરે છે, એટલે મૈત્રી આદિ સુન્દર પ્રકારની સદ્ભાવનાઓનો દીપક, સ્થિર, અને અખંડ પ્રકાશ આપનારો બની શકતો નથી. ખરેખર જગતમાં પૌદ્ગલિક પદાર્થોની ઇચ્છાને કોઈ માપજ નથી. એક મહાપુરૂષે આ વસ્તુસ્થિતિને આ મુજબનાં શબ્દોથી સ્પષ્ટ કરી છે કે,

'સો વાળો હજારને ઇચ્છે છે. ક્રોડવાળો અબજને ઇચ્છે છે, અબજવાળો રાજા થવા ઇચ્છે છે, રાજા વળી શહેનશાહ થવાને ઇચ્છે છે, શહેનશાહ ચક્રવર્તી થવાને ઇચ્છે છે, છ ખંડનો માલિક ચક્રવર્તી દેવ થવાને ઇચ્છે છે, દેવ વળી ઇન્દ્ર થવાને ઇચ્છે છે.' એટલે जहा लाहो तहा लोहो—જેમ લાભ તેમ લોભ વધે. ઇચ્છાનું કાંઇ માપ નથી જ. જ્યારે ઇચ્છાનું માપ નથી, તો ભોગવ્યા પછી જ શાંતિ પ્રાપ્ત થાય'—એ સિદ્ધાંત ટકતો જ નથી. અગ્નિ સળગતો હોય, એમાં લાકડાં નાખ્યે જાય કે ઘાસલેટના ડબા છાંટયે જાય, તો અગ્નિ બુઝાઇ જાય નહિ અગ્નિને બુઝાવવા માટે તો પાણી અગર ધૂળ જોઇએ. પાણી અગર ધૂળ ન હોય, તો પણ ઘાસલેટ છાંટવાનું તથા લાકડાં નાખવાનું તો બંધ કરવું જ જોઇએ, અને ભેગાં થએલાં લાકડાંને અલગ કરતાં, તો પણ બે-ચાર કલાકે આગ બૂઝાય. આજ રીતે ઇચ્છાનો અંત નથી, માટે ઇચ્છાના તરંગો રોકવા જોઇએ. **દુનિયાનાં પદાર્થોની વધુ ને વધુ ઇચ્છા, તે ઇરાદાપૂર્વક અશાન્તિને આમંત્રણ આપવા જેવું છે.** કારણ કે, દુનિયાના પદાર્થોને મેળવવાની ઇચ્છા એ અશાન્તિનું મૂળ છે અને એ નહિ મેળવવાની ઇચ્છા એ જ શાન્તિનો રાજમાર્ગ છે.

આજની અશાન્તિનું મુખ્ય કારણ એક જ છે અને તે એ જ કે, 'બધું જ મેળવવાની ઇચ્છા.' દુનિયામાં અનીતિ આદિ પાપો આથી

વધ્યાં. 'સુકો રોટલો મળે તે હા, પણ અનીતિ આદિ ન થાય' એ ભાવના આજે નથી, તેનું કારણ એજ કે ચાહ, પાન, સીગા-રેટ એ વગેરે નકામી વસ્તુઓ પણ જોઈએ જ, એ ભાવના થઈ, પછી ન મળે તો 'અનીતિ કરવામાં પણ હરકત નહિ' એ રીતે કામ વધ્યું. એકના બે કરે–એ આજે વેપાર મનાય છે, પણ એ ભયંકર અનીતિ છે. જુગાર જેવો સટ્ટો પણ ધંધામાં ખપ્યો. ખિસ્સામાં પાંચ નહિ અને પાંચસોનો સટ્ટો કરે, કારણ કે, ઈચ્છાનો અંત નહિ અને ભાવના જુદા પ્રકારની વર્તતી હોય.

આવી રીતે ધનની પાછળ પાગલ બનવાથી જ જો શાન્તિ આવતી હોત, તો આ મહેનતને સફળ કહેવાય પણ ઘણા મહાપુરુષો દુનિયાની સાહ્યબી, રાજપાટ, કુટુંબ પરિવાર છોડી ચાલી નીકળ્યા, મજબૂત મનોબળવાળા પણ રિદ્ધિ, સિદ્ધિ મૂકી એકાકી પણે ચાલી નીકળ્યા, એનો હેતુ શો? આ બધું વિચારાય તો આજે જીવનમાં શાન્તિ આવે. 'અનાજ અને પાણી વિના નથી ચાલતું'–એમ કહે તો એ મનાય, પણ 'ચાહ, પાન, ચીરુટ, સીગારેટ, નાટક અને હોટલ વિગેરે વિના નથી ચાલતું'–એમ કોઈ કહે, તો એ કેમ મનાય? **હિન્દુસ્તાનના માત્ર ચાહ–પાનના જ ખર્ચાનો ઢગલો કરીએ, તો એકના ખર્ચામાં આઠ જણને સારી રીતે ખીચડી મળી શકે તેમ છે. ભૂખમરાની અને બેકારીની બૂમો મારવી અને ખોટા ખર્ચાઓ બંધ ન કરતાં તેને વધાર્યે જ જવા એ શાંતિ માટેની પ્રવૃત્તિ નથી.** માટે જ શાંતિ મેળવવા ઇચ્છનારા-ઓએ જીવનને મર્યાદિત તેમજ સંયમી બનાવવું જોઈશે.

**'હિન્દના કોઈ પણ માણસે ચાહ, ચીરુટ, સીગારેટ વિગેરે ન પીવી, પાન ન ખાવું, નાટક–ચેટક ન જોવાં, અભક્ષ્યનું જ્યાં ભક્ષણ થતું હોય અને અપેયનું જ્યાં પાન થતું હોય તેવાં**

**સ્થળોએ નહિ જવું.'**–એવા એવા સુધારા શાન્તિ માટે પ્રચાર કરનારાઓએ અવશ્ય કરવા જેવા છે.

હવે પ્રમોદભાવના, એટલે ગુણ માત્રને વિષે હૃદયની કોઇ પણ જાતના ભેદ વિનાની પ્રસન્નતા. પણ જ્યાં અનીતિખોર નીતિવાનની ટીકા કરે ત્યાં પ્રમોદભાવના ન રહે. કોઈ એવો સદ્ગુણી નથી, કે, જેના સદ્ગુણ ઉપર અણસમજુઓ ટીકા કર્યા વિના રહે. કેવળ પોતાની વાહ–વાહ ખાતર ગુણના દ્વેષી બનેલાઓની હયાતિમાં, પ્રમોદભાવના ખીલવવામાં મુશ્કેલી પડે જ. જ્યાં જગતનું ભલું જોવાની જ બુદ્ધિ નથી, ત્યાં પ્રમોદ ભાવનાની હયાતિ હોઇ જ ન શકે. આજનો વ્યભિચારી બાલવયમાં થતા બ્રહ્મચારીને બેવકૂફ કહેવાની યુવાન વયે થતા બ્રહ્મચારીને વીર્યહીન કહેવાની અને વૃદ્ધવયે થતા બ્રહ્મચારીને પરવારી બેઠેલો કહેવાની ધૃષ્ટતા કરતાં પણ લાજે તેમ નથી. અને આજનો કરપીણ કૃપણ પોતાની સાથે વસતા ઉદાર દિલના આત્માની કીર્તિને ઢાંકી દેવા માટે, ગમે તે કહેતાં કે કરતાં જરાય આંચકો ખાય તેમ નથી. આજે આમ ભયંકર રીતે ગુણોનો દ્રોહ થઇ રહ્યો છે અને ગમે તેમ કરીને ગુણવાન આત્માઓને હલકા પાડવાનાં પ્રચારકાર્યો ચાલી રહ્યાં છે. જે અનિચ્છનીય છે.

નીતિમાનને હલકા પાડનારા અનીતિમાનોનો આજે સુમાર નથી. આજે હિંસા, અસત્ય, ચોરી અને કાવા–દાવાથી પોતાનું પેટ ભરનારો પણ, પવિત્ર સાધુઓ માટે ખુશીની સાથે મનગમતું બોલી શકે છે. આ ઓછી ભયંકર દશા નથી. ખરેખર, ગુણ ઉપર પ્રેમ અને ભક્તિ બહુ દૂર છે. આથી જ મૈત્રીભાવના સાથે પ્રમોદ ભાવના પણ ઘણી જ જરૂરની છે. કલ્યાણના અર્થી આત્માએ કોઇ પણ જાતના ભેદ વિના ગુણી માત્રને જોઇને પ્રમોદ પામતાં શીખવું જોઇએ.

પરન્તુ આવા પ્રમોદગુણનું અર્થિપણું આત્માને શુદ્ધ બનાવવાની સાચી ભાવના પ્રગટ્યા વિના નહિ આવે.

ત્રીજી કારૂણ્યભાવના : એટલે ' भवार्तिदीनेषु कृपारसं सदा ' ભવની પીડાથી દીન બનેલા આત્માઓ ઉપર હંમેશાં કૃપા-રસથી હૃદય આર્દ્ર રહેવું જોઇએ. વિષય-કષાય રૂપ સંસારથી જેમનો આત્મા પીડા પામતો હોય, તેમના ઉપર કૃપારસનો છંટકાવ કરવો જોઇએ. આ દયા સર્વોત્તમ છે. વિષય અને કષાયની આધી-નતા એ જ દુઃખની જડ છે. જે આત્મા વિષયોથી વિરાગી બને અને અપ્રશસ્ત કષાયોનો ત્યાગી બને, તે આત્મા પરિણામે મુક્ત બની શકે. બધા આત્માઓ વિષય અને કષાયથી મુક્ત બનો, એવી કૃપાભાવના હોવી જોઇએ અને એ ભાવનાને ફલવતી બનાવવાનો શક્ય પ્રયત્ન પણ કરવો જોઇએ.

હવે રહી ચોથી ભાવના. નિર્ગુણી આત્મા ઉપર પણ માધ્યસ્થ્ય-ભાવ રાખવો. દુર્ગુણી કે ગુણહીન આત્માઓને સુધારવાનો પ્રયત્ન કરવો. પ્રયત્ન કર્યા છતાં ન સુધરે, તો તેનું ભાગ્ય આમ વિચારી ઉદાસવૃત્તિને સ્વીકારવી.

આ ચાર ભાવનાઓ આવી એટલે– ' शिवमस्तु सर्वजगतः ' 'સર્વ જગતનું કલ્યાણ થાઓ'-એ ભાવના આવે જ. એ આવ્યા પછી, 'પરહિતમાં પ્રાણી માત્ર રક્ત રહો'—એવી ઊર્મિઓ એના અંતરમાં આપોઆપ ઉછળે અને તો જ રોમેરોમમાં શાન્તિ અનુ-ભવાય, રોમાંચ ખડાં થાય અને જીવન શાન્તિવાળું બને : અને પરિણામે શાશ્વત શાન્તિનો સાચો સાક્ષાત્કાર થઇ શકે.

## સાચું સ્વરાજ્ય : સાધુસેવા, મૈત્રીભાવના અને મમત્વત્યાગ

૪

જગતના પ્રાણિઓ સુખને ચાહે છે, તેમાં બે મત નથી જ. તેને માટે ધમધોકાર પ્રયત્નો કરી રહ્યા છે તેમાં પણ બે મત નથી અને તે છતાં સુખી નથી, એ વાત પણ નિશ્ચિત છે. એટલે એમાંય બે મત નથી : સુખ ધર્મથી જ થાય છે, બીજાથી નહિ એ પણ નક્કી છે : અને એ ધર્મ તે, કે, 'પોતાને પ્રતિકૂળ બીજાની પ્રતિ આચરવું નહિ.' નીચે મુજબનાં ત્રણ સદ્‌ગુણો જીવનમાં આવે તો ધર્મ આવે તે દર્શાવતાં એક મહાપુરુષ ફરમાવે છે :–

'साधुसेवा सदा भक्त्या, मैत्री सत्वेषु भावतः।
आत्मीयग्रहमोक्षश्च धर्महेतुप्रसाधम् ॥ १ ॥

૧ હમેશાં હૃદયના બહુમાનપૂર્વક સાધુસેવા,

૨ પરમાર્થવૃત્તિથી પ્રાણિ માત્ર પ્રત્યે બદલાની આશા વિનાની પ્રીતિ, અને

૩ દુનિયાના નાશવંત પદાર્થો પ્રત્યેની મારાપણાની બુદ્ધિનો ત્યાગ.

ધર્મના હેતુને સિદ્ધ કરી આપનારાં આ ત્રણ સાધનો છે, માટે જ તે સાચા સુખનાં પણ સાધનો છે.

સુખનું પહેલું સાધન : ' साधुसेवा सदा भक्तया ' એ છે. હમેશાં ભક્તિથી–હૃદયના બહુમાનથી, સાધુજનોની સેવા કરવા તત્પર રહેવું; એ સાચા સુખનું પહેલું સાધન છે. સાધુ એટલે ગુણોએ કરીને વૃદ્ધ–વયે કરીને જ નહિ. વયે ઘરડા તો એવા ઘણા છે, કે જે નામ દેવાને પણ લાયક નથી; માટે ગુણવૃદ્ધની સેવા, એમની આજ્ઞાનું પાલન, એટલે હૃદયના બહુમાનપૂર્વક હમેશાં ગુણોથી વડિલની આજ્ઞામાં રહેવું, એ સુખનું પહેલું સાધન છે. વિશ્વમાં સુખનું પહેલામાં પહેલું સાધન આ છે. આ ગુણ જેનામાં આવે તેનામાં વિનય અને ઉદ્ધતાઇ ન હોય, લઘુતા હોય. મોટાઇ ન હોય. એ નીચું જોઇને નમ્રતાપૂર્વક ચાલે. છાતી કાઢીને ચાલવું એ એની નમ્રતાને લાંછનરૂપ છે.

ગુણથી મોટા પ્રત્યે હૃદયથી બહુમાન હોય અને હમેશાં એની આજ્ઞાની ઝંખના કરતો હોય, તે નમેલો જ રહે. અક્કડતા એનામાં હોય જ શાની. દુઃખની વાત છે કે, 'આજે જ્યાં જ્યાં જોઇશું, ત્યાં ત્યાં ધર્મસ્થાનોમાં પણ મોટાઇની ખોટી અને તુચ્છ વાસના કાઢવાના પ્રયત્નો થતા નથી. દુનિઆના પરમતારક પાસે છાતી કાઢીને ઊભા રહેવું અને તેમાં બહાદુરી માનવી તેના જેવી પામરતા અન્ય કઇ હોઈ શકે વારુ? જેને ગુણવાન પ્રત્યે આ રીતે બહુમાન નથી, તેને સુખ સાંપડે કઇ રીતે? આત્માના ગુણોની પ્રાપ્તિમાં જ વાસ્તવિક સુખ રહેલું છે, અને ગુણવાન આત્માઓ પ્રત્યે બહુમાન, એ ગુણ પ્રાપ્તિનું એક અનુપમ આલંબન છે.

આથી સ્પષ્ટ છે કે, સાચા ગુણવાનની આજ્ઞા મુજબ જીવન ઘડવા જે જે આત્માઓ તૈયાર થાય છે, તે તે આત્માઓ જ્ઞાનીભાખ્યા

સ્વાધીનતાના સાચા માર્ગે સુન્દર પ્રકારે ગતિ કરી શકે છે. કારણ કે : સ્વાધીનતા એ સુખનું એક અભિન્ન રુપાન્તર છે, એટલે સ્વાધીનતાનું સુખ, સાચા સુખની પ્રાપ્તિમાં જ રહેલું છે. આના પહેલાં સાધન તરીકે ગુરુસેવા કહી. એના યોગે આ લોકમાં પ્રાપ્ત થતાં ત્રણ મહાફલોને તે મહાપુરૂષ આ મુજબ જણાવે છે :

उपदेशः शुभो नित्यं, दर्शनं धर्मचारिणाम् ।
स्थाने विनय इत्यतेद् साधुसेवाफलं महत् ॥ १ ॥

'૧ હંમેશાં શુભ ઉપદેશ, ૨. ધર્મ આચરનારા આત્માઓનું દર્શન, અને ૩ સ્થાને વિનય : આ ત્રણ સાધુસેવાનાં મહાફલો છે' હમેશાં સાધુઓ પાસેથી સુંદર ઉપદેશ મળે એના પરિણામે હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર વગેરે દુઃખનાં કારણરૂપ પાપોથી બચવાનો પ્રયત્ન સ્વાભાવિક રીતે જ થાય. વિષયોનું સેવન સર્વથા ન છોડી શકે, તો તેના ઉપર અંકુશ તો મૂકે જ. સદ્ગુરૂના સદુપદેશને પામી, તેને પરિણમાવનારા આત્માઓ, પૈસાના લોભથી અનીતિ ન કરે, વાત–વાતમાં ગુસ્સે ન થાય, અક્કડ ન બને, કપટ જાળમાં જગતને ન ફસાવે, લોભને વશ થઈ સારાસારને ન ભૂલે, રાગમાં અંજાઇ અનર્થ ન કરે, દુશ્મન પ્રત્યે પણ દ્વેષ કરવાનું ભૂલી જાય, કજીઆ કંકાસ ન વધારે, કોઇના ઉપર ખોટાં આળ ન મૂકે, સુખમાં છકી ન જાય, દુઃખમાં દીન ન બને, પારકાની નિન્દા ન કરે, તેમજ સફાઇપૂર્વક સાચાને ખોટું અને ખોટાને સાચું કહેવાની અધમતા ન કરે ! આ વગેરે ઉત્તમ સ્થિતિને પામે.

બીજું, સદ્ગુરુ પાસે અનેક ધર્માત્માઓ આવતા જ હોય, એટલે એવા ઉત્તમ પુરુષોનું દર્શન થાય. અને ત્રીજું, કયા કયા આદમી સાથે કઈ કઈ રીતે વર્તાય, એ પણ સમજાય. યોગ્ય સ્થાને કરવા લાયક વિનય સમજાય. ગુરુસેવાના યોગે જગત આટલું સમજી શકય પ્રયત્નો કરે, તો આજની ધાંધલ,

ધમાલ, વર્તમાન વિગ્રહ, અને ચોમેર ભડકે બળતી અશાન્તિની જ્વાળાઓ આપ મેળે શમી જાય. એટલે કે, યોગ્ય રીતે વર્તતાં આવડે, તો ખોટી પ્રવૃત્તિ રોકાય અને સાચી પ્રવૃત્તિઓ શરુ થાય : અધમતા અટકે અને ઉત્તમતા આવે : પાપવૃત્તિ નાશ પામે અને પુણ્યવૃત્તિ જાગે : ભલું કરવાની ભાવના થાય અને ભૂંડું કરવાની બુદ્ધિ નાશ પામે : લૂંટવાની અધમતા અટકે અને દાન દેવાની ઉદારતા જાગે : અધમ આચરણ ન સેવાય, ગાળો દેવાનું મન ન થાય અને કોઇ ગાળ દઈ પણ દે, તોય તે સાંભળીને સહન કરવાનું મન થાય : તેમજ પોતાની વસ્તુ કોઇ લઇ જાય તો સંતોષ માને અને બીજાનું લઇ લેવાની વૃત્તિ નાશ પામે.

આ રીતે 'સાધુસેવા' અનુપમ પ્રકારનું સુખનું સાધન છે. કારણકે એના યોગે આ લોકમાં પરમ શાન્તિ પ્રાપ્ત થાય છે અને પરિણામે સંપૂર્ણ, શાશ્વત તેમજ દુઃખના અંશમાત્રથી ય રહિત એવું વાસ્તવિક સુખ મળી રહે છે.

વળી આ મહાપુરૂષ સુખનાં બીજા સાધન તરીકે ફરમાવે છે કે, ' मैत्री सत्वेषु भावतः '

જેટલા પ્રાણિઓ જગતમાં છે, તે બધાના પ્રત્યે પરમાર્થવૃત્તિથી, કોઇ પણ જાતિના સ્વાર્થની આંકાક્ષા વિનાની મૈત્રી—ઉપકારનો બદલો નહિ લેવાની ઇચ્છા વાળી હિતચિન્તા રુપ પ્રીતી, એ સાચા સુખને પામવાનું બીજું સાધન છે. જેનામાં સાધુસેવાનો ગુણ આવે, તેનામાં આ ગુણ પ્રગટયા વિના રહે નહિ, તેમજ આ ગુણને વાસ્તવિક રીતે પામેલો સાધુસેવાના ગુણથી રહિત હોય નહિ. પરમાર્થવૃત્તિથી પ્રાણી માત્ર પ્રત્યે, એટલે કે, તેમાં સ્વ નહિ જોવાનો કે પર નહિ જોવાનો, સ્વજન નહિ જોવાનો કે પરજન નહિ જોવાનો, મિત્ર કે દુશ્મન, ઉત્તમ કે અધમ, મોટા કે નાના, કોઇ નહિ જોવાના, પણ પ્રાણી માત્ર પ્રત્યે પ્રીતિ, તે પણ ઉપકારનો બદલો લેવાની

ઇચ્છા વિનાની. આવી પ્રીતિવાળા દુનિયામાં જોકે બહુજ થોડા, છતાં આદર્શ તો આજ હોવો ઘટે.

આ બીજો ગુણુ બહુજ ઉત્તમ કોટિનો છે. કોઈ પણુ પ્રાણી પ્રત્યે પરમાર્થવૃત્તિથી અને પાછો બદલો નહિ લેવાની ઇચ્છાથી જે પ્રીતિ બંધાય, તેમાં બધાનું હિત થાય, એ ચિંતા છે. આનાથી બધાનું ભલું થાઓ, બધા સુખી થાઓ, જાન લેવા આવે એ પણુ સુખરુપ જીવો, એ બુદ્ધિ થાય. આ રીતે, આનાં માહાત્મ્યને સમજાવતાં આ મહાત્મા ફરમાવે છે કે,

मैत्रीं भावयतो नित्यं शुभो भावः प्रजायते ।
ततो भावोदकाज्जन्तोर्द्वेषाग्निरुपशाम्यति ॥ १ ॥

હંમેશા આ પ્રકારે મૈત્રીને ભાવતા આત્મામાં શુભ ભાવ પેદા થાય છે અને તે ભાવરુપ જલથી દ્વેષરુપ અગ્નિ ઉપશાંત થઇ જાય છે.'

વાત પણુ સાચી છે કે, હમેશાં મૈત્રી ભાવનાને ભાવનાર આત્મામાં ઉત્તમ કોટિનો ભાવ પેદા થાય છેઃ તે ભાવરુપ જળથી હૃદયમાં સળગી રહેલો દ્વેષ રુપી અગ્નિ બૂઝાઇ જાય છેઃ અને એથી આત્મા અનુપમ કોટિની શાન્તિનો અનુભવ કરી શકે છે. કોઇના પ્રત્યે દ્વેષ ન હોય, તેને સંકલ્પ વિકલ્પોની મથામણુ શાની?

સાધુઓ ત્યાગી, ઘરબાર વિનાના, ઉઘાડા માથાવાળા અને ઉઘાડા પગ વાળા હોય, છતાં પ્રસન્નતાથી રહી શકે છે, તે પ્રતાપ આ ભાવનાનો છે. જીંદગીમાં આટલું યાદ થઇ જાય અને આને અનુસરતું આંશિક પણુ વર્તન આવી જાય, તો પણુ માનવજીવન પામીને ઘણું ઘણું મેળવ્યું એમ કહી શકાયઃ પરન્તુ એ ધ્યાન રાખવું કે, આ બન્ને સાધનોનો આધાર છેલ્લાં ત્રીજા સાધન ઉપર નિર્ભર છે. સુખનું ત્રીજું સાધન દર્શાવવા માટે કહ્યું કે 'आत्मीयग्रहमोक्षश्च'

આત્મીયગ્રહ એટલે કે, દુનિયાના વિનશ્વર પદાર્થોમાં પોતાપણાની બુદ્ધિનો ત્યાગ. ઘરબાર, કુટુંબ પરિવાર, રિદ્ધિસિદ્ધિ, રાજપાટ, મહેલ, માનપાન, મોજશોખ–જે ગણો તે બધુંએ નાશવંત છે આપણું નથી, સ્વેચ્છાયે સંયમપૂર્વક નહિ મૂકાય તો પણ મૂકીને જવું પડશે, આનાકાની કરવા છતાં પણ નહિ રાખી શકાય. બંગલા, બગીચા કે સ્ત્રીપરિવાર કોઇ રક્ષણ આપી શકે તેમ નથી. બહુ લાગતું હશે, તો પાસે ઊભા રહીને રોશે અને દુઃખમાં થોડો વધારો કરી આપશે.

આપણે એક વેળાયે પૂર્વકાલીન શુભોદયથી—પુણ્યથી એમ માનીયે કે, 'આ જગતમાં મને કોઇની પરવા નથી' પણ કર્મની સત્તા આગળ ચમરબંધીને પણ વગર ખતની–દસ્તાવેજવિનાની ગુલામગીરી કરવી પડે છે. અજ્ઞાનના આવરણ આંખની આગળ આવી જાય છે, ત્યારે એ ગુલામગીરી સમજાતી નથી. બધા પદાર્થો મને કે કમને હસતે કે રોતે, ઇચ્છાએ કે અનિચ્છાએ મૂકીને જવાનું છે. માટે એ પદાર્થો મારા નથી, નાશવંત છે, આમ માનીને તેના પ્રત્યે મારાપણાની બુદ્ધિને ત્યજી દેવી.' આ ત્યાગ જીવનમાં આવી જાય તો સમતાભાવની પ્રાપ્તિ સહેલી બને છે.

આ રીતે આત્માથી પર, સર્વ પદાર્થો પ્રત્યેની મારાપણાની બુદ્ધિ જે દિવસે નાશ પામી જાય, તે દિવસે પ્રાણી માત્ર પ્રત્યેની પ્રીતિ કરવામાં અને સાધુની સેવા કરવામાં વાંધો નહિ આવે. એમ ખબર આવશે કે, 'ઘર પડી ગયું' 'તો કહેશે કે, 'મારૂં હતું નહિ.' એકના એક જુવાનજોધ જેવા પણ છોકરાના મરણના સમાચાર આવતાં, એ બીજાઓની જેમ વિહ્વલ નહિ બને અને કહેશે કે, 'એક દિવસ સૌ કોઈનું મૃત્યુ થવાનું જ છે. છોકરો મારો નહોતો.' કોઈ કહેશે કે, 'લક્ષ્મી ગઇ.' તોય એ કહેશે કે, 'એમાં આશ્ચર્યનું કારણ નથી. પુણ્ય ક્ષીણ થયે લક્ષ્મી ટકે નહિ.' પેટમાં ખાડો હશે અને પ્રયત્ન કરવા છતાં ય ખાવાનું નહિ મળે, તોય કહેશે કે, 'પાપનો ઉદય.'

આ જગતમાં એવું પણ બને છે કે, મહેનત કરવા છતાં ખાડા નથી પુરાતા અને છતી સામગ્રીએ કોટયાધિપતિઓને ભોજનના થાળ તૈયાર હોવા છતાં કેન્સર (Cancer) જેવા દર્દોનો ભોગ થવાથી ભૂખ્યા રહેવું પડે છે. એમ ન માનવું કે, પેટમાં સીધું ઉતરી જાય છે, તે બુદ્ધિના બળે. મોટા મોટા ડૉક્ટરો પણ જ્યારે કેન્સર (Cancer) થાય છે, ત્યારે હાથ ખંખેરી નાખે છે. એવો કુસમય આવે તે પહેલાં આપણે આપણી જાતે નાશવંત વસ્તુઓની મમતા છોડવી, એમાં બુદ્ધિમત્તા છે. આટલા આટલા દુ;ખના અનુભવો જે બુદ્ધિમાનને ગળે નથી ઉતરતા, તેની બુદ્ધિ માટે કોને ખેદ ન થાય!

આથી સૌથી વધારે ડહાપણભર્યો માર્ગ એ જ છે કે, કોઇપણ પળે મરણ આવે તો ય કશી ચિંતા–મૂંઝવણ ન થાય એવી તૈયારી કરી લેવી. એ તૈયારી ત્યારે જ થઇ શકે કે, જ્યારે જગતના પદાર્થો પરત્વેની મમતાથી મુક્ત બનાય: આથી સાધુ સેવા અને સાચી મૈત્રીનાં પરિણામે સાધ્ય ત્રીજું સાધન એ કે, પર પદાર્થો પ્રત્યેની મારાપણાની બુદ્ધિનો ત્યાગ. દુનિયાના સઘળા પદાર્થોમાંથી મારાપણાની બુદ્ધિ નાશ પામી જાય, ત્યારે જે લાભ પ્રાપ્ત થાય છે, એ દર્શાવતાં એજ મહાપુરૂષ કહે છે કે,

> अशेषदोषजननी निःशेषगुणघातिनी ।
> आत्मीयग्रहमोक्षेण तृष्णाऽपि विनिवर्तते ॥ २ ॥

મમતાના ત્યાગથી સઘળા દોષોને પેદા કરનારી અને સઘળા ગુણોનો ઘાત કરનારી તૃષ્ણા પણ નાશ પામી જાય છે. તૃષ્ણા એટલે લાલસા–અનેક જાતિની ઇચ્છાઓ, આ સઘળા દોષોને પેદા કરનાર છે. કારણ કે, જેટલી પૌદ્ગલિક ઇચ્છા એટલો દોષ : જેટલી લાલસા એટલું પાપ : જેટલી ઇચ્છા વધારે, એટલા દોષો વધારે. પૌદ્ગલિક પદાર્થો ઉપરની મારા પણાની બુદ્ધિ જતી નથી માટે જ સાચા સુખનો

માર્ગ આજે દૂર સુદૂર ગયો. વર્તમાન જીવનનો ગતિપ્રવાહ આનાથી કોઇ ઊંધા જ માર્ગે વહી રહ્યો છે.

તૃષ્ણા વધે ત્યાં દોષો આવવા માંડે અને ગુણો નષ્ટ થવા માંડે એ સહજ છે. માટે જ સઘળા દોષોને ઉત્પન્ન કરનાર તૃષ્ણા છે. જગતના પદાર્થો પ્રત્યેની મારાપણાની બુદ્ધિ ગઇ એટલે તૃષ્ણાનો અભાવ થયો : અને દુનિયામાં વર્તતા સંસારી કે ત્યાગી આત્મામાં, તૃષ્ણા ન હોય એટલે પ્રાણી માત્ર પ્રત્યે પ્રીતિ તથા સાધુનો સંસર્ગ પણ હોય, તે સ્વભાવિક છે.

જે માનવી પૌદ્ગલિક પદાર્થોની તૃષ્ણાથી નિવૃત્ત હોય, સારાય વિશ્વના પ્રાણિઓ પ્રત્યે નિઃસ્પૃહભાવે પ્રીતિ રાખનારો હોય અને નિરંતર સાધુ સેવા કરનારો હોય : તે દુઃખી હોય, એવું એક પણ દૃષ્ટાંત કોઇ આપી શકે તેમ નથી. જ્યારે તૃષ્ણાવાન હોય, બીજાઓ પ્રત્યે ઇર્ષ્યાવાળો હોય અને કુસંગી હોય, તે જરૂર દુઃખી જ હોય, એમ જ્ઞાનીઓ કહે છે, અને એ વસ્તુ અનુભવસિદ્ધ પણ છે. તેવા અનેક આત્માઓ આજે દુઃખી છે. તેવા દૃષ્ટાન્તોનો પાર નહિ આવે. આ ત્રણ ગુણ-ત્રણ સાધન મળી જાય, પછી કોઇ દુઃખી છે એવું દૃષ્ટાંત નહિ મળે.

આથી જ આ જ વસ્તુને જગતમાં પ્રચાર કરવા માટે, આપ્ત-પુરુષો પોતાની વાણી દ્વારા પ્રયત્નો કરી રહ્યા છે. કારણ કે આ માર્ગ એકાન્તે સુખનો છે અને સાધુપુરુષોનો ઇરાદો એક જ છે કે, જગતને ઉત્તમ માર્ગે દોરવણી આપવી અને જગતના લોકોને ઉત્તમ બનાવવા—સાધુ બનાવવા, અથવા તે—'સાધુ થવું એ સારું છે' એટલી માન્યતાવાળા બનાવવા. આટલું જો ગમી જાય, તો આજે બધા વિરોધો શાન્ત થઇ જાય. કાંતો આપણે સાધવું અને ન સધાય તો સાધતાને હાથ જોડવા, સહાય કરવી.

ગુણવાન બનવું, નહિતર ગુણવાનની સેવામાં નમ્રતાપૂર્વક ઝૂકી પડવું. ગુણવાન બનવું નહિ અને ગુણવાનની સામે કડવી દૃષ્ટિએ ઊભા રહેવું, એ મહાનદોષ છે. પોતે ઉત્તમ થવું નહિ, બીજાને થવા દેવો નહિ, બીજાની ઉત્તમ ભાવના પુષ્ટ ન કરવી, છતી શક્તિએ સહાય ન કરવી અને ઊલટા સામે થવું, એ એક પ્રકારનો માનસિક રોગ છે.

ટૂંકમાં ફરી આપણે આ ઉપદેશને વિચારી જોઈએ. જ્ઞાનીઓ એમ કહે છે કે: દરેક જંતુ સુખને ઇચ્છે છે: નાનામાં કે મોટામાં, વિદ્વાનમાં કે ગાંડામાં કોઈમાં એ માટે બે મત છે નહિ. ઇચ્છે છે એટલું જ નહિ, પણ ચોવિસે કલાક તેને માટે ધમપછાડા કરે છે. તે છતાં આજદિન સુધી સુખ નથી મળી શક્યું તે નિશ્ચિત છે. સુખ નથી મળ્યું માટે દુનિયા ઊંધે રસ્તે ઘસડાઈ રહી છે તે નક્કી છે. તેથી સુખનાં સાધનો જ્ઞાનીઓએ બતાવ્યાં. શાસ્ત્રોમાંથી સાર દોહન કર્યો અને બે વસ્તુ કહી કે, 'ધર્મ કરવો તે સુખનું સાધન અને પાપ આચરવું તે દુઃખનું સાધન'. આ પછી કહ્યું કે, 'આપણી જાતને ભયંકર લાગે–દુઃખમય લાગે તે પારકા પ્રત્યે આચરવું નહિ' એનું નામ ધર્મ. 'જે જે કાર્યોથી મને તકલીફ થાય, તે મારી જીંદગીમાં બીજા પ્રત્યે આદરવા નહિ.' 'આ મનઃકામના સાધુપણું આવે તો જ સંપૂર્ણ થાય; અને એજ સાચું સ્વરાજ્ય છે. સ્વાધીનતાનો આજ એક અને અનુપમ માર્ગ છે.

કેવળ મુક્તિના જ ઇરાદાથી કરેલો શુદ્ધ ધર્મ, એ તો આત્મા ઉપર લાગેલ કર્મમળને સાફ કરે છે અને સીધો મોક્ષે લઈ જાય છે. એ ધર્મ કરતાં પૌદ્ગલિક પદાર્થોની થોડી પણ આસક્તિ રહી જાય, તો પુણ્ય પેદા થાય અને તે પુણ્ય સારી સારી સામગ્રી પમાડી, વળાવા રૂપે થઈને આત્માને મોક્ષ માર્ગમાં લેઈ જાય છે અને અંતે મોક્ષપદે પણ પહોંચાડી દે છે. પુણ્ય એ આત્માને લાગેલું શુભ

કર્મ છે. આત્માને કર્મથી સર્વથા રહિત બનાવવામાં સહાયક નિવડે તે ધર્મ છે. શુદ્ધ ધર્મ જીવવિશેષે પુણ્યનું ય કારણ બને પણ સુધર્મને મુક્તિનું જ સાધન કહેવાય.

આથી સ્પષ્ટ છે કે, ધર્મ એ જ સ્વરાજ–આત્મરાજ્યની પ્રાપ્તિનું સાચું સાધન હોવાથી જે સાધનો ધર્મના છે, તેજ સુખના છે. આથી ધર્મ કહો અગર તો સ્વરાજ્યનું સુખ કહો, એના હેતુની સિદ્ધિને માટે ત્રણ વસ્તુઓ અહીં ઉપદેશવામાં આવી છેઃ—

૧ પહેલી એ કે, હમેશાં, બને તો ચોવીસેય કલાક અગર તો જેટલો બની શકે તેટલો વધારે સમય, હૃદયના બહુમાન પૂર્વક સાધુ એટલે ગુણોએ કરી વૃદ્ધ એવા જે મહાપુરૂષો, એમની સેવા–એમની આજ્ઞાનું પાલન. આ સાધનાની સેવાનાં ત્રણ ફલો દર્શાવ્યાં : ૧. સુંદર ઉપદેશની પ્રાપ્તિ, ૨ ધર્માત્માઓનું દર્શન અને ૩. યોગ્ય સ્થાને વિનય.

૨ બીજી વસ્તુ એ કે, પરમાર્થવૃત્તિથી દુનિયાના પ્રાણિયો પ્રત્યે–વિશ્વ પ્રત્યે, બદલો લેવાની ઇચ્છા વિનાની પ્રીતિ–સૌના હિતની ચિંતા. આથી શુભ ભાવના થાય અને એ શુભ ભાવનાના યોગે દ્વેષરૂપ અગ્નિ બુઝાઇ જાય,

૩. અને ત્રીજી વસ્તુ એ કે; દુનિયાદારીના સ્વયમેવ નાશવંત, મૂકીને જવાના, તેવા પદાર્થો પ્રત્યે મારાપણાની ખોટી કલ્પી કાઢેલી બુદ્ધિનો નાશ. આ ત્રીજું સાધન. આથી તૃષ્ણા કે જે સઘળા દોષોની માતા છે અને સઘળા ગુણોનો ઘાત કરનારી છે, તેનો નાશ થાય છે.

આ માનવજીવનને સફળ કરવાને માટે આ જે ત્રણ સાધનો સેવવાનાં બતાવ્યાં, તે ત્રણને વિશુદ્ધ હૃદયપૂર્વક સેવનાર આત્માને

આ ભવમાં તેમજ પરભવમાં પણ સાચી શાન્તિ, સુખ અને આત્મ-સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે. આ સાધનો આ ભવમાં શાન્તિ પમાડે છે અને તેથી ભવાંતરમાં પણ શાન્તિ મળે એવી સામગ્રી પ્રાપ્ત થાય છે. તેના આરાધનથી ભવિષ્યમાં એવી કાર્યવાહી થશે કે, આત્માની સાથે અનાદિકાળથી લાગેલ કર્મમળ સાફ થશે અને જે સુખને પ્રાણી માત્ર ઇચ્છે છે, તે મુક્તિનું અદ્વિતીય સુખ કે, જે દુઃખના લેશ વિનાનું પરાધીનતાની પીડા વિનાનું, પૂર્ણ અને શાશ્વત છે, તે મળી શકશે. વધુમાં આવા આત્માઓને દુઃખના દાવાનળોની સહેજ ઝાળ સરખી પણ સ્પર્શી શકશે નહિ!

આ જીવનમાં જો આ પ્રયત્ન થશે, તો જ મળેલ આર્યદેશ, આર્યકુળ અને આર્યજાતિ આદિ ઉત્તમ સામગ્રીની સફળતા થશે. આથી જ્ઞાનિઓની તો એક જ ભલામણ છે કે, 'પાપના ત્યાગમાં અને ધર્મની આરાધાનામાં સઘળીય શક્તિનો અને સઘળીય સામગ્રીનો સદ્વ્યય કરવામાં લેશ પણ પ્રમાદી ન બનવું!' પાપના ત્યાગમાં અને ધર્માચરણના સેવનમાં જે પુણ્યાત્માઓ આ પ્રકારે પોતાનાં જીવનને ઉપયોગી બનાવે છે, તે પુણ્યાત્માઓ પોતાની દુઃખરહિત બનવાની, સ્વાધીન બનવાની અને એકાન્ત શાશ્વત સુખને પ્રાપ્ત કરવાની અભિલાષાને સફળ કરે છે.

## પવિત્રતાની ગંગા : ઉદારતા ગુણનું સ્વરૂપદર્શન

૫

ઉદારતાનો ગુણ, એ એક એવો અદ્‌ભૂત ગુણ છે કે એના યોગે બીજા અનેક ગુણો આત્મામાં, બહુજ સહેલાઈથી પ્રગટી શકે છે. કારણ કે, ઉદાર આત્માની વૃત્તિમાં અને પ્રવૃત્તિમાં સદ્‌વિચારોની સુન્દર છાયા સદા કાળ પથરાએલી રહે છે અને એ સદ્‌વિચારોની સુન્દર છાયા સઘળીય દુન્યવી ઇચ્છાઓનો નિરોધ તથા સદાચારોનો સ્વીકાર કરવા તરફ, આત્માને સહજ રીતે વાળે છે. આ રીતે જ્યાં ઉદારતા, સદાચાર, સહિષ્ણુતા અને સદ્‌વિચાર—એ ચારેય ઉત્તમોત્તમ ગુણોનો યોગ મળે, ત્યાં કશી કમીના નથી રહેતી.

ખરેખર, એવા પુણ્યાત્માઓ આ જીવનમાં જે કાંઇ સાધવા—જોગું છે, તેને સુન્દરમાં સુન્દર રીતે સાધનારા બની જાય છે. આ ઉદારતા ગુણ, માત્ર પોતાના આત્માને માટે જ હિતકારી છે એમ પણ નથી. એ ગુણના યોગે, બીજા પણ સંખ્યાબંધ

આત્માઓ ઉપર, ઉદાર આત્મા ઘણો ઘણો ઉપકાર કરી શકે છે. અનેક યોગ્ય આત્માઓ, સાચી ઉદારતાને ધરનારા આત્માના સંસર્ગ વગેરેથી, ગુણસમ્પન્ન પણ બને છે. આવા અદ્‌ભૂત અને સ્વપર-ઉપકારક ગુણને જે આત્માઓ પોતાના જીવનમાં ઉતારી શકે છે, જે આત્માઓમાં આ ગુણ વિકસ્યો હોય છે, તે આત્માઓ જ આ દુનિયામાં મહાન ગણાવાને લાયક છે, અને મહાપુરુષ તરીકેની વાસ્તવિક ખ્યાતિને આવા આત્માઓ જ પામી શકે છે !

આ ઉદારતા ગુણ સ્વ-પર ઉપકારક હોવાથી, બીજા અનેક ગુણોને આણી લાવનાર હોવાથી અને આત્માને મહાન બનાવનાર હોવાથી એનું સ્વરૂપ સમજી એ ગુણનો પરિપૂર્ણ વિકાસ સાધી શકાય એ માટે, દરેક કલ્યાણકામી આત્માએ પ્રયત્નશીલ બનવું જોઇએ.

પૂર્વે જે મહાપુરુષો થઇ ગયા, વર્તમાનમાં જે મહાપુરુષો વિદ્યમાન છે અને ભવિષ્યમાં જે મહાપુરુષો થશે, તે મહાપુરુષો સાચી ઉદારતાના ગુણ વિના થયા નથી, વર્તમાનમાં વિચરતા મહાપુરુષો પણ સાચી ઉદારતાના ગુણને પામીને જ મહાપુરુષ બની શકયા છે અને ભવિષ્યકાલમાં પણ સાચી ઉદારતાના ગુણ વિના મહાપુરુષો થશે નહિ એ ચોક્કસ છે.

જે કોઇનું પણ અશુભ ઇચ્છે નહિ, પણ સંસારના સઘળાજ પ્રાણિઓનું ભલું ઇચ્છે, જે કોઇનાય કોઇ પણ સાચા ગુણને જોઇને રાજી થાય, દુઃખીને જોઇને જેને દયા આવે અને દુર્ગુણી તરફ પણ જે ગુસ્સે ન થાય, સુધારવાની મહેનત કરવા છતાં પણ ન સુધરે એવી કોટિના દુર્ગુણી પ્રત્યે પણ જેનામાં દુર્ભાવ ન હોય **તેજ સાચો ઉદાર અને મહાનપુરૂષ છે.** શાસ્ત્રદૃષ્ટિની વાત, કે તત્ત્વજ્ઞાનિઓની દૃષ્ટિની વાત બાજુએ રાખીએ, તો પણ સામાન્ય સાચી સમજ હોય, તો આ પ્રકારના ગુણોવાળા આત્માઓ મહાન લાગ્યા

વિના રહે નહિ. એ મહત્તા સાચી ઉદારતા પ્રગટયા વિના આવે નહિ. જેણે એવા મહાન બનવું હોય તેણે પોતાનામાં સાચી ઉદારતાનો ગુણ પ્રગટે એ માટે મહેનત કરવી જોઇએ.

પોતાના માનેલાઓનું, પોતાની ઉપર ઉપકાર કરનારનું, પોતાને ક્યારેક કામ લાગશે, એવી સંભાવનાવાળાનું, પોતાના ઉપયોગમાં આવનારનું, પોતાને મદદગાર થનારનું—એમ પોતાને જ્યાં જ્યાંથી અંગત લાભ છે અગર લાભની સંભાવના છે, એનું જ અશુભ ન ઇચ્છવું એમ નહિ, પરંતુ પોતાનું ખરાબ કરનારનું પણ અશુભ ન ઇચ્છવું, આ ઉદારતાની પૂર્વભૂમિકાનો ગુણ છે. આપણા માટે વર્તમાનમાં એ શક્ય હોય કે ન હોય, પણ, આ ગુણની જ સાચી મહત્તા છે; આ ગુણ આત્મામાં ત્યારે જ પ્રગટે કે, જ્યારે અપકાર કરનારને પણ ખમી ખાવાની તાકાત આવે અને બરબાદ કરનારને પણ સહી લેવાનું સામર્થ્ય કેળવાય.

અમુક મને બરબાદ કરે છે, એમ ચોક્કસપણે જાણવા છતાં પણ, એની હૃદયમાં અસર ન જોઇએ. એ તાકાત કેળવી હોય, તો એના અકલ્યાણની ભાવના ન આવે. એ તાકાત હૃદયની સાચી ઉદારતા વિના ન આવે. **હૃદયની સાચી ઉદારતા હોય, તો જ અપકારીનું પણ ભૂંડું નહિ ઇચ્છતાં ભલું ઇચ્છાય.**

જૈન ઇતિહાસ કહે છે કે, **શ્રમણ ભગવાન શ્રી મહાવીરદેવ ઉપર** સંગમે કારમા ઉપસર્ગો કર્યા, તે પણ છ છ મહિનાઓ સુધી. માત્ર પાંચ જ દિવસ ઓછા. એ છ મહિના સુધી ભગવાનને અન્ન અને પાણી વિના રહેવું પડયું. એક રાત્રિમાં એ સંગમે વીસ વીસ ઘોર પીડાઓ કરી. છ માસ સુધી સંગમે ભગવાનને ઉપસર્ગોથી એવા કાયર કરવાનો પ્રયત્ન કર્યો કે, સાચી અને સંપૂર્ણ ઉદારતા વિનાનો આત્મા, પોતાના બળનો એની સામે ઉપયોગ કર્યા વિના રહે નહિ. ભગવાન પોતાના બળના એક અંશનો એક અંગ દ્વારા પણ જો

ઉપયોગ કરે, તોપણ મહા ઉલ્કાપાત મચાવી શકે, એવું તેઓશ્રીમાં બળ હતું. એટલે તાકાત નહોતી માટે પીડા સહન કરી, એમ ન હતું. એટલી તાકાત છતાં, એને રોકવા આંખ ઊંચી કરીને જોયું પણ નથી. આખરે સંગમને લાગ્યું કે, 'અહીં મહેનત ફળે એમ નથી' અને તે થાકયો, પણ ભગવાન ચળ્યા નહિ. આટલી પીડા કરનારો પાછો જાય છે, ત્યારે પણ ભગવાનને એમ પણ નથી થતું કે, 'આનું અકલ્યાણ થાઓ !' ઊલટું એમ થાય છે કે. 'બીચારો અમારા પરિચયને પામ્યો તોય સંસારનાં દુઃખમાં ડૂબી ગયો !'

જેને કર્મની આધીનતાના યોગે સંસારની વિષમ પરિસ્થિતિનો, આપ્ત પુરુષોનાં વચનો દ્વારા ખ્યાલ આવ્યો છે, કર્મના વિપાકોને જે સમજે છે, તેનામાં આ ઉદારતાનો ગુણ સહેજે પ્રગટે, 'આપણે પહેલાં ભૂંડું ન કર્યું હોય, તો આજે આપણું ભૂંડું ન જ થાય,–' આ વાત તેના હૈયામાં નક્કી હોય.

આત્માની વાતો, કર્મસત્તાના વિચારો, તત્ત્વજ્ઞાનનાં વિવેચનો, એ બધું બરાબર સમજવાથી, વિચારવાથી, હૃદયમાં સ્થિર કરવાથી આ જાતની ક્ષમા જન્મે. પણ આજે તો ખેદની વાત છે કે, તત્ત્વજ્ઞાનની વાતોનો પ્રાયઃ અનુભવ જ નથી. અને એ જ્ઞાન હૃદયમાં પરિણમ્યા વિના સાચી ઉદારતા નહિ આવે એ નિઃશંક છે. આવા પ્રકારની ઉદારતાની વાત અવશ્ય કપરી ખરી. માટે જ 'મારું દુશ્મન કોઇ નથી, છતાં કોઇ મને તેનો દુશ્મન માનતો હોય, તો પણ તેનું કલ્યાણ થાઓ !'–એ ઉદારતા કેળવવાને માટે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ, વિચાર અને એનું હૃદયમાં પરિણમન એ જરૂરી છે. સાચી ઉદારતા લાવવાને માટે તત્ત્વજ્ઞાનને હૈયા સાથે એકતાર બનાવવું પડશે. અને આના પરિણામે જ્યારે આ દશા આવે એટલે બીજા ગુણો છેટા ન રહે, આ એક જ ગુણ બરાબર આવી જાય, 'ભૂંડું કરનારનું પણ ભલું થાઓ'–એવી વૃત્તિ બની જાય, તો એ નાનીસુની ઉદારતા નથી.

ઉદાર આત્માથી હિંસાદિ થઇ શકે નહિ, કોઇનું ય ભૂંડું નહિ પણ સૌનું ભલું ઇચ્છનાર હિંસા આદિને રસપૂર્વક આચરી શકે, એ સંભવિત નથી. હિંસા આદિને રસપૂર્વક આચરનારો સાચો ઉદાર હોઇ શકે નહિ અને સાચો ઉદાર હિંસાદિને રસપૂર્વક આચરનારો હોઇ શકે નહિ એ નિશ્ચિત વાત છે. ઉદારતા ગુણ અમુક અંશમાં પણ પ્રગટ્યા પછી હિંસા, જૂઠ, ચોરી એ વગેરે પાપોથી આત્મા કંપશે. ઉદારતાના યોગે હિંસાદિ કરવાની વૃતિ નાબૂદ થશે અને હિંસાદિ થઈ જશે તોય આત્માને એથી દુઃખ થશે. ધીરે ધીરે એને છોડવાના અને એ પાપોથી બચવાના શકય પ્રયત્નો થશે. માટે સઘળાં પાપોને કાઢવાનો અને સઘળા ગુણોને મેળવવાનો ઉપાય પણ સાચી ઉદારતા છે. એટલે કહેવું જોઇએ કે, **ઉદારતા એ પવિત્રતાની વહેતી ગંગા છે, એના શાન્ત, સ્વચ્છ અને સુમધુર પ્રવાહમાં માણનારા આત્માઓ પોતાનાં જીવનની અશુદ્ધિઓ, દોષો અને ક્ષુદ્રતાઓને ટાળી સ્વસ્થતા, શાન્તિ અને સમાધિ અવશ્ય મેળવી શકે છે.**

જો આટલો નિશ્ચય કરી લેવાય કે. 'અત્યારથી મારા હૈયામાંની દુશ્મનાવટને હું કાઢી નાખું છું, ઘણાનું હું ભૂંડું ઇચ્છતો હતો પણ હવે નહિ, હવે તો એ જ ઇચ્છા કે, સૌનું કલ્યાણ થાઓ અને કોઇનું પણ ભૂંડું ન થાઓ.'–તોયે સામાન્ય વાત નથી. એ માટે આત્માએ બરાબર વિચારી નક્કી કરી લેવું જોઇએ કે, 'ખરી રીતે મારૂં બગાડનાર બીજો કોઇ જ નથી. મારૂં બગાડનાર જો કોઈ હોય તો, તે હું પોતે જ છું.' કોઇને કોઇ પ્રત્યે, તો કોઇને કોઇ પ્રત્યે દુશ્મનાવટ હૈયામાં બેઠી છે, એ કાઢી નાખી મનને સમજાવી દેવાય કે, 'જે કોઈનું તેં અત્યાર અગાઉ ભૂંડું ઇચ્છયું તે મૂર્ખાઇ કરી છે. હવે કોઈનું પણ તારે ભૂંડું ઇચ્છવું નહિ.'

ખરીવાત એ છે કે, 'કોઇનું પણ ભૂંડું ઇચ્છવું અગર કોઇનું ભૂંડું કરવું, એ જો પાપ ન હોત, તો સમર્થ

મહાપુરૂષોએ ભૂંડું કરનારનું ભૂંડું તો કર્યું નહિ, પણ તેમનું ય ભલું જ ચિન્તવ્યું, તે એમ ન કરત. એ જ રીતે આપણે પણ એ નક્કી કરવું કે 'સૌનું ભલું જ ચિન્તવવું, બને તો કોઇનું ય ભલું કરવું; પણ ભૂંડું તો કરવું જ નહિ.' આ મોટો ગુણ છે. જબ્બર ઉદારતા છે. આ માટે આટલું કરવું કે, 'આજ સુધીમાં મેં જે કાંઈ પણ ભૂંડું કર્યું અગર ભૂંડું ઇચ્છયું તે ભૂલ કરી' ભૂંડું કરનારને પણ ઉપકારી માનતા બનવું, અને કહેવું કે, 'મારા અશુભને ખપાવવામાં તેં મદદ કરી !' જેનું જેનું ભૂંડું ઈચ્છયું હોય, જેનું જેનું ભૂંડું કર્યું હોય, તેમની ક્ષમા માગવી.

તેટલી તેવડ ન હોય તોય પશ્ચાતાપ તો જરૂર કરવો. શક્તિ હોય તો જેનું ભૂંડું કર્યું હોય, તેનું ભલું કરીને બદલો વાળી આપવા મથવું. આ કરવા જેવું છે. સામાને જ્યાં ખાત્રી થશે કે, આપણી ભાવનામાં કાયપલટ આવી છે અને આપણે એના ભલામાં જ રાજી છીએ. એટલે જો સામો ગોગ્ય હશે તો પગ પૂજશે. એના ઉપર સુન્દર છાયા પડશે. સામો અયોગ્ય હોય અને એથી એ એવો ને એવો રહે, તો પણ આપણું કલ્યાણ તો નિયમા થવાનું. એમાં નિઃશંક રહેવું.

પૌદ્ગલિક પદાર્થોમાં રાચનારો, એમાં જ ઉદય માનનારો અને રાત-દિવસ એમાં જ અટવાઈ રહેનારો, આ ગુણને નહિ કેળવી શકે. વિષયો જ્ઞાનીઓએ કહ્યાં છે તેવા અસાર અનિષ્ટરૂપ અને દુઃખકર લાગ્યા વિના, તથા, તેનાથી મુક્તિ જરૂરી છે એમ લાગ્યા વિના, તેમજ મુક્તિ માટેના જ્ઞાનીઓએ કહેલા ઉપાયો ગમ્યા વિના, સાચી ઉદારતાનો ગુણ નહિ આવે. જ્યારે એ દશા આવશે એટલે જ્ઞાનીઓએ કહેલી તત્ત્વજ્ઞાનની વાતો રૂચશે. પરિણામે સાચી ઉદારતાનો ગુણ આત્મામાં પ્રગટશે.

જેનામાં આ ગુણ આવી જાય, એ આત્માને આપત્તિના પ્રસંગે પણ અશાન્તિ ન થાય. મૂંઝવણો આવા આત્માથી દૂર રહે. ગમે તેવા કપરા પ્રસંગોમાં પણ એ આત્મા સમાધિ જાળવી શકે. અશાન્તિ અને મૂંઝવણ ટાળવી હોય તેમજ સમાધિને પ્રાપ્ત કરી તેને અખંડપણે ટકાવવી હોય, તો આ ગુણ કેળવવો એ ખૂબ જ જરૂરી છે. આ ગુણ વિના સમાધિમય જીવનની અને સમાધિમય મરણની પ્રાપ્તિ શક્ય નથી.

હવે ઉદારતાના બીજા પ્રકારનો વિચાર કરીએ. જે આત્મામાં સાચી ઉદારતાનો ગુણ પ્રગટયો હોય, તેની એ દશા હોય કે, બીજાના નાના પણ ગુણને એ પ્રસન્નતાથી પ્રફુલ્લહૃદયે જુએ અને પોતાના મોટા પણ ગુણને એ अहंभावे ન દેખે. બીજાના નાના પણ ગુણને મહાન માને અને પોતાના મોટાય ગુણને અલ્પ માને. બીજાના નાના પણ ગુણને જો કહેવાથી નુકશાન ન હોય તો, કહેતાં આનંદ આવે અને પોતાનો મોટો પણ ગુણ કહેતાં જીભ ખચકે. આજે તો મોટે ભાગે એથી વિપરીત દશા છે. સામાના અછતા પણ દોષની નિન્દા થાય છે અને પોતાના અછતા પણ ગુણો ગવાય છે. પારકા દોષ લહેરથી ગવાય છે અને પોતાના સામાન્ય પણ માની લીધેલા ગુણને આગળ કરાય છે. બીજાના ન હોય તોય દોષ કહેવાય અને પોતાના ન હોય તોય ગુણ કહેવાય, એવી આજની મોટે ભાગે દશા છે.

કોઇને સારી ક્રિયા કરતો ભાળીએ તે વખતે, તેની પૂર્વની ખરાબ ક્રિયાઓ યાદ આવવી અને એ દ્વારા, સામાની સારી ક્રિયાને ભૂલવી, તેની મહત્તાને ગૌણ કરવી એ ક્ષુદ્રતા છે. સામાની ઉત્તમ ક્રિયા આંખે ન ચઢતાં, બીજું જ યાદ આવે છે, એ અક્ષમ્ય ત્રુટિ છે. એમ કરવામાં સારી ક્રિયા પ્રત્યેનો અનાદર ભાવ રહેલો છે.

આ રીતે ઉદારતાના બે પ્રકારો નક્કી થઇ ગયા. તેમાં પહેલો પ્રકાર : કોઇનું પણ ભૂંડું ઇચ્છવું નહિ : પ્રાણી માત્રનું ભલું ઇચ્છવું. ભૂંડું કરનારનું પણ ભૂંડું નહિ ઇચ્છતાં ભલું ઇચ્છવું : અને ભૂંડું કરનાર કે ભલું કરનાર–સૌનું બને તેટલું ભલું કરવાનો પ્રયત્ન કર્યા કરવો.' જ્યારે કોઇના પણ સ્વ–પર ઉપકારક નાના ગુણને જોઇને પ્રમોદ થવો,' એ સાચી ઉદારતાનો બીજો પ્રકાર થયો.

હવે ત્રીજો પ્રકાર. દુ:ખીને જોઇ તેના પ્રત્યે કરૂણાભાવ ઉત્પન્ન થવો અને તેના દુ:ખને દૂર કરવાની અગર તેનું દુ:ખ દૂર થાઓ એવી ઇચ્છા થવી, એ ઉદારતાનો ત્રીજો પ્રકાર છે. શાસ્ત્ર ફરમાવે છે 'દુ:ખી આંખ સામે હોય, તેના દુ:ખને દૂર કરવાની તાકાત હોય, તે છતાં જે પોતાની તાકાતને ગોપવી દુ:ખીની ઉપેક્ષા કરે, એ ધર્મ પાળવાને માટે પણ અયોગ્ય છે.' આવા આત્માઓ કદાચ કોઈ ધર્મ ક્રિયા કરે, તો પણ એને ધર્મ જે રીતે ફળવો જોઇએ તે રીતે ફળે નહિ, સાચા ધર્મીમાં અનુકંપાભાવનો છાંટો ય ન હોય, એ ન બને. એને ધર્મી કહેવાય જ નહિ.

આમ તો દુ:ખી અનેક જાતિના હોય છે, પણ આપણે અહીં તેના બે વિભાગો પાડીએ છીએ : એક તો રોટલા વગેરેથી દુ:ખી અને બીજા ભવથી દુ:ખી. પૈસા વગેરે ન હોય તો એના વિના ભટકવું પડે છે માટે દરિદ્રતા જગતના વ્યવહારોમાં દુ:ખરૂપ ભાસે છે, તે રીતે ધર્મ વિના આત્માને સંસારમાં અટવાવવું પડે છે, એથી ધર્મહીન આત્મા પણ દુ:ખી છે. એકનું દુ:ખ આત્મિક છે, અને બીજાનું બાહ્ય. એમ બે પ્રકારનાં દુ:ખો છે. એ બે દુ:ખોમાં આત્મિક દુ:ખ ભયંકર, કારણ કે, એ દુ:ખ ન જાય ત્યાં સુધી સંસારમાં એક ભવમાંથી બીજા ભવમાં એમ ભટકવું જ પડે છે. અને જો

એ દુઃખ જાય તો એ પછી બાહ્યદુઃખ પણ રહેતું જ નથી. આથી જે આત્મિક દુઃખને ટાળે, આત્મિક દુઃખને ટાળવામાં મદદગાર નિવડે તે ખરો ઉપકારી છે. એથીજ પરમકારૂણિક વીતરાગ પરમાત્માને આપણે પુજનીય માનીએ છીએ. કારણ કે એ આત્માઓમાં, ઉંચામાં ઉંચા પ્રકારની ભાવદયા રહેલી હોય છે.

એટલે કે, આત્માની દયા એ ભાવદયા છે. સાચી ઉદારતા રુપ ગુણને પામેલા આત્મામાં આ ભાવદયા જરુર હોય, એને સફળ બનાવનારી શકય પ્રવૃત્તિઓ પણ જરુર હોય. જેનામાં સાચી ઉદારતાનો ગુણ બરાબર ખીલ્યો હોય, તે ભાવદયાથી હીન હોય, એ શકય જ નથી.

જેનામાં ભાવદયા હોય, તેનામાં સાચી દ્રવ્યદયા પણ જરુર હોય. કોઇ અન્નથી દુઃખી છે, કોઇ પાણીથી દુઃખી છે, કોઇ વસ્ત્રથી દુઃખી છે, કોઇ મકાનથી દુઃખી છે, તો એના દુઃખને ટાળતાં પણ એનામાં એવા સંસ્કારો નાખવાનો પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી એને આત્માનું ભાન થાય. આજે ભિખારીને જે ઓછું, વધેલું કે એઠું અપાય છે, તે પણ બહુ ખોટી રીતે અપાય છે. એવું પણ આપતાં આપતાં ભિખારીનો તિરસ્કાર કરાય છે, ગાળો દેવાય છે અને એમાં પણ વધારે ભિખારીઓ આવી જાય તો 'ભાગી જાવ!' એમ પણ કહેવાય છે. પણ આ રીતે ભિખારીઓને ગાળો દેવી, એ દયા નથી, અને અનુકંપા પણ નથી.

ધર્મી આત્માઓએ ટુકડો દેવાય તો ટુકડો, પણ તે એવી રીતે દેવો જોઇએ કે જેથી ભિખારીના હૈયામાં સદ્‌ભાવ જાગે. એના હૈયામાં ધર્મ પ્રત્યે બહુમાન ભાવ પ્રગટે. એટલે જ્યારે ભિખારી આંગણે આવે, ત્યારે દાતાર શેઠ બહાર નીકળે, પણ આજે જ્યાં સુપાત્રરુપ સાધુપુરૂષોને પણ જાતે દેવા ઉઠવાની બહુધા ફુરસદ અગર દરકાર નથી, ત્યાં ભિખારુને જાતે દેવાની ફુરસદ કે દરકાર ન

હોય તે સ્વાભાવિક છે. જે ઘણું અનિચ્છનીય અને ભાવિનાં અનર્થની આગાહીરૂપ છે. દાતાર શેઠ ભિખારુને દેવા ઘર બહાર નીકળે અને અનુકંપાભાવપૂર્વક આપે, તો ભિખારૂને શેઠને માટે હૃદયમાં બહુમાન ભાવ પેદા થાય.

શેઠીઓ ભિખારીને આપતી વખતે જે કંઈ બોલે, તેને એ આદરથી સાંભળે, શેઠના અંતરમાં ભાવદયા હોય, દાતાર શેઠનાં હૈયે ધર્મ-વસ્યો હોય, તે આત્મા અને કર્મના સ્વરૂપને સમજેલો હોય, તો એવી શાન્ત અને ગંભીર ભાષામાં હૃદયની પ્રફુલ્લતાથી પ્રસન્ન વદને બોલે કે,

'મહાનુભાવ ! આ તમને આપવાની વૃત્તિ મારામાં ઉત્પન્ન થઇ, તે ધર્મનો પ્રતાપ છે. જૂઓ, તમે પણ આદમી છો અને હું પણ આદમી છું, છતાં તમારે હાથ ધરવા પડે છે અને મારા હાથ ભરેલા છેઃ આટલું આપવા છતાં મારા ઘરમાં પાર વગરનું ભરેલું છે અને તમે આ ખાઇ જશો, એટલે તમારી પાસે કંઇ નથીઃ આનું કારણ કદી વિચાર્યું છે ? પૂર્વે કરેલાં કર્મોનો એ પ્રતાપ છે, પૂર્વે ધર્મ કર્યો હોય, જીવહિંસા વગેરે પાપો ન કર્યા હોય, તો આ ભવમાં આ સામગ્રી મળે અને એ સામગ્રીનો સદુપયોગ કરી મુક્તિમાર્ગની આરાધના કરીએ, આત્માને ઓળખી આત્માને તારવાનો પ્રયત્ન કરીએ, તો એવું સુખ મળે કે જે કદી જાય નહિ. પૂર્વે જીવોને માર્યા હોય, જૂઠું બોલ્યા હોઇએ, ચોરી કરી હોય આવા ભયંકર પાપો કર્યા હોય, તો આ ભવમાં અનેક પ્રકારના દુઃખો ભોગવવાં પડે અને એ પાપોના પ્રતાપે ખાવાના પણ સાંસા પડે. તમે આવો એથી મારું ખૂટતું નથી. તમે રોજ આવજો, તમે લઇને મારૂં ભલું કરનારા છો, માટે રોજ લઇ જજો. ખાજો, પણ પાપ ન કરજો, જેથી ભીખ માંગવાનું જાય અને ધર્મ કરજો, જેથી સાચું સુખ પ્રાપ્ત થાય. તમે ખુશીથી રોજ આવજો અને

બીજાને લેતા આવજો. કોઇનું પણ ભલું કર્યે આપણું ભૂંડું નથી થતું. અને ભલું અવશ્ય થાય!'

આવું આવું પાપનાં ફળનો અને ધર્મના પ્રતાપનો ખ્યાલ આપનારું બોલવા સાથે, દાતાર શેઠ જો ભાવપૂર્વક અન્નદાનાદિ દે, તો એની સુંદર પ્રકારની અસર તે ભીખ માંગનારનાં હૈયામાં નીપજે, ધાર્યું પરિણામ આવે, અને ટુકડો ફેંકે, તિરસ્કાર કરે ગાળો દે તો એની કયી અસર થાય? સારી રીતે અપાય તો, એ દાન લેનાર અને દેનાર બેયને ઉપકારક નિવડે.

એ રીતે બે પ્રકારનાં દુઃખોને ટાળવાનો સૌએ પોતાની શક્તિ અને મર્યાદા મુજબનો પ્રયત્ન કરવો જોઇએ. એક તો આત્મા મુક્તિએ પહોંચે એ માટે પ્રયત્ન કરવાનો છે અને બીજો પ્રયત્ન અનુકંપા આદિને અંગે કરવાનો છે. આત્માને મુક્તિએ પહોંચાડવાની ઇચ્છા, એ ભાવદયા કહેવાય છે. દ્રવ્યદયામાં પણ યોગ્ય રીતે અપાય તો, લઇને જાય તે સારા માર્ગે વળ્યા વિના રહે નહિ. છતાં ન સુધરે તો એની જોખમદારી આપણે માથે નથી. દયામાં કોરી ભાવના નહિ. શકય પ્રવૃત્તિ પણ ખરી જ. સાચા દયાળુએ શક્તિ હોય તો, બન્ને પ્રકારનાં દુઃખોને ટાળવાનો પ્રયત્ન કરવો જોઇએ: પરન્તુ દ્રવ્યદયાના નામે ભાવદયાનો ઘાત ન થઇ જાય, તેનો પણ ખ્યાલ રાખવો જોઇએ.

હવે ચોથી વાત એ છે કે, 'દોષિત આત્માને સુધારવાની મહેનત ખૂબ કરી, સુધારવાને માટે બને તેટલા પ્રયત્નો કર્યા, તે છતાં પણ માનો કે એ સુધરતો નથી, તો શું કરવું? દુનિયામાં એવા પણ રોગ હોય છે કે, જે અસાધ્ય મનાય છે. ડોક્ટરો અને વૈદ્યો હાથ ખંખેરી નાખે છે. રક્તપીત્ત, કેન્સર, કોઢ અને બીજા પણ એવા કેટલાક રોગો આજે અસાધ્ય ગણાય છે, આવા દર્દીને 'સારો થા યા મરી જા'–એમ તો ન જ કહેવાય. જેઓ એવા રોગથી પીડાતા હોય,

તેઓનો તિરસ્કાર કરવો અથવા તેઓનો નાશ કરવો, એ તે જીવોના કલ્યાણનો ઉપાય નથી.

આ રીતે જેઓ ભયંકર દોષોથી દોષિત હોય, ને સુધારવાના પ્રયત્નો કરવા છતાં સુધરતા ન હોય, સુધરવાની યોજનાઓ જેને અસરજ કરતી ન હોય, જેમ સુધારવા મથો તેમ તેઓ ઉલટા વધુ પાપમાર્ગે જતા હોય અને બીજાઓને પોતાના તે પ્રકારના ભયંકર દોષોનો ચેપ લગાડતા હોય, એવા આત્માઓ બીજાને બગાડી ન જાય, એ માટે પણ કાંઈક કરવાનું તો બાકી રહે છે. અને તે એજ કે કાંતો એમને આઘા મૂકવા અથવા આપણે એમનાથી આઘા રહેવું અને બીજાને આઘા રાખવા. આમ કરવામાં અનુદારતા નથી. એ તો વિવેક છે. જેનામાં સાચો વિવેક હોય, તેનામાં આ આવડત આવે અને ઉદારતા હોવાથી, એવાઓ પ્રત્યે પણ હિતબુદ્ધિ તો બરાબર જળવાઈ રહે.

પૈસાની ઉદારતા આમાં આવી જાય છે. દુઃખીનાં દુઃખને ટાળવાની ઇચ્છામાં એનો સમાવેશ થઈ જ જાય છે. આજે બસો પાંચસો કે બે પાંચ હજાર દઈ દેવા એટલા માત્રથી જ, દેનાર એમ માને છે કે, 'હું ઉદાર થઈ ગયો'–એને અંગે થોડું વિચારી લઈએ. માત્ર બસો–પાંચસો કે બે – પાંચ હજાર દઈ દેવા, એ ઉદારતા નથી, બસ, દે એ ઉદાર, એ નીકળી જવું જોઈએ.

આપનાર પારકાને માટે કદાચ ઉદાર તરીકે ઓળખ અપાય, પણ જ્યાં પોતાની વાત આવે ત્યાં વિચાર કરવોઃ કારણ કે, સામાના અંતરને જાણતા નથી, એની પરીક્ષા નથી, પણ પોતાના અંતરની તો પરીક્ષા છે. હૈયા ઉપર હાથ મૂકીને પોતાના આત્માને પૂછવું કે, 'આ તેં આપ્યા તો ખરા, પણ કયા ઇરાદે આપ્યા વારૂ,' જે ઇરાદે આપવા જોઈએ તે ઇરાદે નહિ આપતાં, બીજા જ કોઈ વિપરીત ઇરાદાથી આપ્યા હોય, તો એ સાચી ઉદારતા નથી. વ્યાજ મેળવવાને માટે બૅન્કોમાં અગર તો બીજે મૂકવા જાય. એ ઉદારતા નથી. વ્યાજ સહિત લેવાને ઇરાદે કોઈને

એ લાખ આપવા તો એ દાન નથી.

એવી જ રીતે આજે થોડું આપીને પછી એનાથી કેઇગુણું મેળવવાની ઇચ્છાએ દેવાય, એ ઉદારતાથી દેવાયું એમ નહિ. પરન્તુ મોહથી દેવાયું એમ કહેવાય, લોક ઉદાર કહેશે, આપણને સામાના ઇરાદાની ખબર નહિ માટે આપણે પણ બીજાને ઉદાર કહીએ એ વાત જુદી છે, પણ આપણી પોતાની વાત આવે ત્યારે તો આત્માની સાથે સરળતાપૂર્વક ગોષ્ઠિ કરી લેવાની જ.

'લક્ષ્મી અસાર છે, વસ્તુતઃ એ મારી નથી એ મોંને નથી મળી પણ પુણ્યને મળેલી છે, પુણ્ય પૂરૂં થયા બાદ રાખવા ધારીયે તો પણ પાસે રહેવાની નથી. એવી ચંચળ લક્ષ્મીમાં મૂંઝાવું અને ભોગોમાં રક્ત બનવું, એ ડહાપણ નથી પણ ગાંડપણ છે. આ બધું આત્માથી પર છે. પણ એ પરને મૂકી માત્ર સ્વની સાધના કરવાની શકિત નથી. તો એ ચાલી જાય અગર એને મૂકીને ચાલ્યા જવું પડે તે પહેલાં બને તેટલી મૂર્ચ્છા ઉતારીને, મૂર્ચ્છાથી મૂકાઇ જવાના ઇરાદે આપવું જોઇએ.' **આ રીતની સુન્દર વિચારણા પૂર્વક અપાય તો** એ ઉદારતાના ઘરનું દાન કહેવાય. આજે દેવાય છે એની ના નથી પણ દેવા છતાં એનો જેવો લાભ મળવો જોઇએ તેવો લાભ મળતો નથી. માટે આટલું સમજવું જરૂરી છે. કારણ કે, સાચી ઉદારતાથી, મૂર્ચ્છાથી મૂકાઇ જવાના ઇરાદાથી, જો રાતી પાઇ પણ અપાય, તો તે પણ ઉગી નીકળે.

હાર્દિક ઉદારતા પ્રગટયા વિના આ પ્રકારની ઉત્તમ ભાવના પૂર્વક દાન આપવું અને એ દ્વારા લક્ષ્મીનો સદ્વ્યય થવો, એ બનવા જોગ નથી. પૂર્વકાળમાં અનેક પુણ્યાત્માઓ પોતાની લક્ષ્મીનો મોટા પ્રમાણમાં સન્માર્ગે વ્યય કરી શકયા, એ પ્રતાપ તે પુણ્યાત્માઓમાં પ્રગટેલી ઉદારવૃત્તિનો જ છે. એટલે એ કહી શકાય કે: **આત્મકલ્યાણની અભિલાષામાંથી પ્રગટેલી પરકલ્યાણની સાચી ભાવના** એજ ઉદારતા, આવી પવિત્રતાની ગંગા દ્વારા સૌ કોઇ પોતાનાં પાપમળને પખાળી નિર્મળ બનો. એજ અભિલાષા:

૬

જીવનની શાન્તિ, મરણની સમાધિ, આગામી ભવની સુન્દરતા અને યાવત પરમસુખનાં ધામરૂપ સિદ્ધિપદની સાધના, સદાચારથી જ શકય છે. સદાચાર વિના કોઈ પણ આત્મા જીવનની સાચી શાન્તિ પામી શકયું નથી અને પામી શકશે પણ નહિ. સદાચાર વિના કોઈ મરણની સમાધિ મેળવી શકયું નથી અને મેળવી શકશે પણ નહિ. સદાચાર વિના કોઈ આગામી ભવની સુન્દરતા પ્રાપ્ત કરી શકયું નથી અને કરી શકશે પણ નહિ. સદાચાર વિના સિદ્ધિપદની સાધના કોઈ સિદ્ધ કરી શકયું નથી અને કરી શકશે પણ નહિ. આ વસ્તુ એટલી બધી સ્પષ્ટ છે કે, શુદ્ધ વિચારકને સહજમાં સમજાય તેમ છે. સદાચાર વિના જીવતાં શાન્તિ મળે, મરતાં સમાધિ ટકે, પરલોક સારો નિવડે અને સંપૂર્ણ સુખ મળે, એવું કોઈ પણ શુદ્ધ વિચારકથી બોલાય તેમ નથી. પછી કોઈ વિચાર વિના એમ કહે કે, 'સદાચાર વિના જીવનની શાન્તિ, મરણની સમાધિ, પરલોકની સુન્દરતા અને સિદ્ધિપદની સાધના

શક્ય છે'–તો એનાં વચનોની કિંમત પોતાનાં અસ્તિત્વને નકારનારા મૂર્ખ માનવીના બકવાદ જેટલી જ કહી શકાય.

જીવનમાં સુખ મેળવવાને માટે દુનિયાના જીવો તરફડીયાં મારી રહ્યાં છે. મરતી વખતે શાન્તિ ટકી રહે, મૂંઝવણ ન થાય, એવી દરેકની ઇચ્છા છે. ભાવિ સુખની ઝંખના ઓછી નથી અને દુનિયાના જીવો સંપૂર્ણ સુખના અભિલાષી નથી, એમ પણ નથી. એ અભિલાષા સિદ્ધ કરવાને માટે સાધન તો જોઇએ. યોગ્ય સાધન વિના એ અભિલાષા સિદ્ધ નહિ થાય. જ્ઞાનિઓએ એ સાધન તરીકે સદાચારને દર્શાવેલ છે. અમુક વસ્તુને માટે જ સદાચાર જરૂરી છે એમ નહિ, પણ બધી જ ઉત્તમ વસ્તુઓને માટે સદાચાર જરૂરી છે. એવી એની વ્યાપકતા છે. કોઇ પણ ઉત્તમ કાર્યમાં સદાચાર આવશ્યક છે. આથી જ સદાચાર ગુણ, જીવનમાં અમૃતપ્રવાહ રૂપ 'અમીના વહેણ સમાન–છે.' એના વિનાનું જીવન નિર્જીવ છે.

આથી જ જ્ઞાનિઓએ દરેક ઉત્તમ વસ્તુની સાધનાના સાધનમાં સદાચારને યોજ્યો છે. દરેક આત્મા ભલેને પોતાની ભૂમિકા મુજબ જ સદાચારને આચરી શકે, પણ–'સદાચાર વિના તો ચાલે જ નહિ.' અમુક અમુક ગુણોને માટે તો આ આર્યદેશે ઇજારો રાખ્યો છે, એમ કહેવાય. આ તે **આર્યદેશ છે, કે જે દેશમાં અનેકાનેક ઉત્તમ આત્માઓ જન્મ્યા છે. અનેકાનેક આત્માઓએ જીવનની સાધના સુંદર પ્રકારે સાધી છે અને ઉત્તમ પ્રકારના સિદ્ધાન્તો પ્રરૂપ્યાં** છે. આવા દેશની હવા સદાચારમય હોય અને એથી જ આર્યદેશનું ઉત્તમ વાતાવરણ ભૂંસ્યું ભૂંસાય નહિ તેવું હોય. આમ છતાં પણ, એ હવા અને એ વાતાવરણની જો આર્યદેશમાં જન્મેલાઓને ઝાંખી ન થાય, તો સમજવું કે, આર્યદેશની પ્રાપ્તિ જેટલું પુણ્ય મળ્યું, પણ આર્યદેશની સાચી અસર અનુભવવા જેટલું પુણ્ય મળ્યું નહિ.

હવે એ કચાશ નથી રહેવા દેવી. ભૂતકાળમાં ખામી રહી ગઈ, એમ અનુભવ કહે છે. કારણ કે, જન્મતાં આ આર્યદેશ સાથે જે ઉત્તમ વાતવરણ મળવું જોઈતું હતું તે મળ્યું નહિ! 'હવે આ કાળમાં એ ખામી નથી રહેવા દેવી તો આ માટે યોગ્યતા કેળવવી જ છે,–' આટલો જો નિશ્ચય થઈ જાય, તો જ્ઞાનિઓ જેને સદાચાર કહે છે, તે રુચે અને એને જીવનમાં ઉતારવાના પ્રયત્નો પણ થાય. જીવનને સુંદર બનાવવાની આજના કાળમાં લભ્ય એવી લગભગ બધી જ સામગ્રી, ઓછા–વધતા પ્રમાણમાં પણ, આપણી પાસે છે. માત્ર રુચિ જાગી જવી જોઈએ. સામગ્રી છે અને રુચિ પ્રગટે, એટલે સદાચાર છેટો નથી. અને એ થાય એટલે આ આર્યદેશમાં આપણી આસપાસ પુનઃ સદાચારની હવા અને સદાચારનું વાતાવરણ ફેલાય.

આ રીતે આપણે સદાચારની મહત્તા અને આવશ્યકતા વિષે ભૂમિકા-રુપે વિચારણા કરી. પણ 'સદાચાર કોણે કઈ રીતે સેવવો જોઈએ.' એ વસ્તુને હવે સામાન્યપણે આપણે અહીં વિચારવાની રહે છે.

અહીં સદાચારને આપણે પાંચ વિભાગોમાં વહેંચીને વિચારીશું.

દુનિયામાં પાંચ વસ્તુઓ બહુ કિંમતી ગણાય છે. એ પાંચ વસ્તુઓમાંની જેને જેટલી વસ્તુઓ મળે, તેટલો તે ભાગ્યશાલી ગણાય છે. તે પાંચ વસ્તુઓમાંની પહેલી વસ્તુ છે. **'જ્ઞાન'.** દુનિયામાં જ્ઞાન એ કિંમતીમાં કિંમતી વસ્તુઓમાંની એક વસ્તુ છે, એનો તો કોઈનાથી પણ નિષેધ કરી શકાય તેમ નથી. બીજી કિંમતી વસ્તુ તે **'સુભગતા'.** સુભગતા એટલે જે જુએ તેને રાગ થાય એવી શારીરિક રચના. ત્રીજી કિંમતી વસ્તુ તે–**'પ્રભુતા'.** પ્રભુતા એટલે સ્વામિત્વ, સત્તા. ચોથી વસ્તુ તે–**'શ્રીમન્તાઈ'.** અને પાંચમી વસ્તુ તે–**'શરીર–સામર્થ્ય.'**

આ પાંચ વસ્તુઓ દુનિયામાં કિંમતી ગણાય છે. જેને આ પાંચ વસ્તુઓની પ્રાપ્તિ થઈ હોય તેને દુનિયા ભાગ્યશાલી

માને છે. એ પાંચમાંની એક વસ્તુ પણ જો સારા પ્રમાણમાં મળી હોય, તો લોક એને પુણ્યશાળી કહે છે, તો પછી પાંચેયની જેને પ્રાપ્તિ થઇ હોય તેનાં તો પુણ્ય નિરવધિ જ ગણાય.

જ્ઞાનીઓ પણ ફરમાવે છે કે, 'તેવા પ્રકારનો ક્ષયોપશમ અને પુણ્યોદય વિના આ વસ્તુઓ મળતી જ નથી !' દુનિયામાં પણ એ પાંચેય વસ્તુઓ કિંમતી ગણાય છે. દુનિયા એ મેળવવામાં રાજી છે. કોઇ પાસે જ્ઞાન છે, કોઇ પાસે સુભગતા છે, કોઇ પાસે પ્રભુતા છે, કોઇ પાસે શ્રીમન્તાઇ છે અને કોઇ પાસે શરીરસામર્થ્ય છે. કોઇ પાસે પાંચેય વસ્તુઓ હોય અને કોઇ પાસે અધિક-ઓછી પણ હોય. જેની પાસે આ પાંચમાંની એક પણ વસ્તુ ન હોય, તે આ દુનિયામાં માયકાંગલો ગણાય છે. જેની પાસે વિદ્યા નહિ, જેની પાસે સુભગતા નહિ, જેની પાસે પ્રભુતા નહિ, જેની પાસે શ્રીમન્તાઇ નહિ અને જેની પાસે શારીરિક સામર્થ્ય નહિ, કહેવું પડે કે એ બીચારાઓ પોતાનાં પાપનું ફળ ભોગવે છે: પણ દુનિયાના જીવોનો અમુક ભાગ આ પાંચમાં વહેંચાએલો છે. આ પાંચ વસ્તુઓમાંથી જેની પાસે જે હોય, તે દ્વારા તે કયી રીતે સદાચાર સેવી શકે, એ આપણે જોવું છે.

આ પાંચ વસ્તુઓ કિંમતી છે, પણ એનો ઉપયોગ કરતાં આવડવું જોઇએ. જેની પાસે આ પાંચ હોય, તે ધારે તો આ દુનિયામાં જંગમ કલ્પતરૂ જેવો બની શકે છે. જ્ઞાન આદિ પાંચ કિંમતી વસ્તુઓની સાથે, જો તેને યોગ્ય એવો સદાચાર ભળેલો હોય, તો તો એ જ્ઞાનાદિ કિંમતી વસ્તુઓથી સંપન્ન આદમી જંગમ કલ્પતરૂ બની શકે: પણ એ સદાચાર ન હોય, તો એ કારમા કંટકતરૂની ઉપમાને જ લાયક બને. જ્ઞાન આદિ મળવા માત્રથી જ કલ્પતરૂ બની શકાય છે એમ નથી. એ પામવા સાથે એને યોગ્ય

સદાચાર પમાય તો જ કલ્પતરૂ બની શકાય છે. આથી જ્ઞાન આદિને કિંમતી માનવા અને કહેવા છતાં, તેની સાથે જે સદાચાર જરૂરી છે, તેનું વર્ણન તો કરવું જ જોઇએ.

જ્ઞાની કલ્પતરૂ બની શકે, સુભગતાવાળો કલ્પતરૂ બની શકે, પ્રભુતાને પામેલો કલ્પતરૂ બની શકે, શ્રીમંતાઇ જેની પાસે હોય તે કલ્પતરૂ બની શકે અને જે સમર્થ હોય તે કલ્પતરૂ બની શકે, પણ જ્ઞાનાદિ સાથે જ્યાં સુધી તે તે વસ્તુને યોગ્ય એવા સદાચારનો યોગ ન થાય, ત્યાં સુધી તે તે કિંમતી વસ્તુઓને પામેલા આત્માઓ કલ્પતરૂ બની શકતા નથી, એટલું જ નહિ પણ કંટકતરૂ ન બને તોય બસ છે.

વિનીત એવો જ્ઞાની કલ્પતરૂ બને, આથી જ્ઞાની માટે મુખ્ય સદાચાર નમ્રતા પૂર્વકનો વિનીતભાવ. જેમ જેમ જ્ઞાન વધે તેમ તેમ નમ્રતા વધે અને ઘમંડ ઘટે સાચો જ્ઞાની યોગ્યનો યોગ્ય રીતે સત્કાર કરવામાં પાછો પડે નહિ. યોગ્યની આગળ યોગ્ય રીતે લઘુતા બતાવતાં, જ્ઞાનીને સંકોચ થાય નહિ. ઉપકારી તરફથી મળતી હિત-શિક્ષા સાંભળવાની એનામાં કામના હોય અને યોગ્ય એવા હિતશિક્ષકોનો અનાદર કરવાની અયોગ્યતાનો એનામાં અભાવ હોય. તત્ત્વજ્ઞાનીઓ ફરમાવે છે કે, 'જ્ઞાનનું પરિણામ વિનય છે.' જે જ્ઞાનીમાં આ વિનય ગુણ નહિ. તે જ્ઞાની કલ્પતરૂ નથી. એવા જ્ઞાનીને ઘમંડના પ્રતાપે કંટકતરૂ બનતાં વાર લાગતી નથી. જ્ઞાન આવે અને વિનય ન આવે, તો કાં તો જ્ઞાન જ્ઞાન નહિ અને કાં તો તેને પામનારમાં યોગ્યતાની ખામી. જ્ઞાન આવે તેમ વિનય આવે તો જ જ્ઞાન ફળ્યું કહેવાય. સ્વચ્છંદતા કે સ્વૈરાચાર આવે, તો ફળ્યું નહિ પણ ફૂટ્યું કહેવાય. સાચો વિનયગુણ તો બીજા પણ અનેક ગુણોને પમાડનારો હોય છે. કેવળ પેટ ભરવા માટે જ

જે ભણે, તેનામાં વાસ્તવિક લઘુતા ન આવે, કેવળ પૈસા કમાવાને માટે જ જે ભણતો હોય, તેનામાં સાચો વિનયગુણ ન આવે. કેવળ નોકરી કરી ખાવા માટે કે વ્યાપારી બની પેઢીઓ ચલાવવાને માટે જ જે વિદ્યાને મેળવતો હોય, તેનામાં સુંદર કોટિની નમ્રતા ન આવે, આથી એની વિદ્યા એને કદાચ ગુલામ બનાવે. પણ સાચો વિનયી ન બનાવે. એ ન છૂટકે ગુલામી ય કરે, પણ જ્યાં એનું ફાવતું થાય તેમ હોય ત્યાં તો એ ઉછૂંખલ જ બને. એટલે નમ્રતાનો સાચો ગુણ એનામાં ન આવે.

સાચી નમ્રતા કે વિનયગુણ જ્ઞાનીમાં ત્યારે આવે કે જ્યારે જ્ઞાન મેળવનારો તેને, પોતાનાં જીવનને સુસંસ્કારોથી વાસિત બનાવવા માટે પોતાનાં કલ્યાણના ઉદ્દેશથી ભણે. આત્મ કલ્યાણને માટે જેણે વિદ્યા મેળવી હોય, તે સદાચારમાં વધતો જાય, પણ સદાચારથી પરાઙ્મુખ ન બને. આ માટે વિદ્યા મેળવાય, તો જેમ જેમ ભણતર વધે, તેમ તેમ અનાચાર ભાગવા માંડે અને સદાચાર આવવા માંડે. જે વિદ્યા ભણવા છતાં સદાચાર ન આવે અને અનાચાર વધે, તે વિદ્યા ભણનારો કલ્પતરુ તો ન બને, પણ કંટકતરુ બને, જેમ જેમ ભણતા જાવ, તેમ તેમ સદાચાર જો ભાગતો જતો હોય તો માનવું કે, 'અમારી પાસે આત્મા માટે ભણેલી વિદ્યા નથી.' આત્મા માટે ભણાએલી સદ્‌વિદ્યાનો એ પ્રતાપ છે કે 'એ જેમ જેમ ભણાય તેમ તેમ સદાચાર પૂંઠે પૂંઠે આવતો જાય અને દુરાચાર દૂર દૂર જતો જાય.'

સાચો જ્ઞાની પૌદ્‌ગલિક સ્વાર્થની સિદ્ધિને માટે વિદ્યાને અભડાવે નહિ. વિદ્યા જેવી મહાદેવી, આત્માનો ઉદ્ધાર કરનારી વસ્તુ, એને કેવળ આધિભૌતિક સ્વાર્થ માટે અભડાવાય નહિ. વિદ્યાને ભણનાર માટે તો વિનયરૂપ સદાચાર ઘડાઈ જ ગયેલો છે. પ્રાયઃ

તેજ જ્ઞાની જ્ઞાનના યોગે ઉદ્ધત અને ઘમંડી બને છે કે, જે પેટ ભરવા માટે કે નામનાદિને માટે વિદ્યા ભણ્યો છે, અને આવો ભણેલો સુંદર સંસ્કારોનાં અમીત્રહેણુરૂપ સદાચારને પામી શકતો નથી, વિદ્યા કાંઇ કોઇને લૂંટવાને માટે ભણવાની નથી. પૌદ્ગલિક સ્વાર્થો સાધવાની પાપી યોજનાઓ ઘડવાને માટે વિદ્યા ભણવાની ન હોય. વધુ લેવા અને થોડું દેવા માટે અગર ઇસારાથી ગ્રાહકને ઠગવામાં હોંશિયાર બનવાની કુટેવ કેળવવાને માટે વિદ્યા ભણવાની હોય નહિ. **આત્માના શ્રેયના ઇરાદા સિવાય વિદ્યા ભણવાનો પ્રયાસ, એ પણ એક અનાચાર જ છે.**

સ્વાર્થ સાધવા માટે આજનો કાયદાબાજ પણ પાળેલા કૂતરા જેવો બને એવા દાખલા મળશે, પણ એ વિનય નથી. આપણી વાત છે વિનયગુણની. આત્માના શ્રેયના ઇરાદે ભણાય, તો વિનયગુણ ખીલે અને જ્ઞાન વધવા સાથે સદ્ચાર પણ વધુ અને વધુ નજદિક આવતો જાય. બાકી તો ઘમંડ વધે. માટે જ્ઞાની કલ્પતરુ તે જ કે જે વિનીત હોય, વિનયહીન જ્ઞાની એ વસ્તુતઃ જ્ઞાની જ નથી, એટલે એને કલ્પતરુની કોટિમાં તો મૂકાય જ નહિ.

હવે સુભગતાની વાત. જેમને પાંચ ઇન્દ્રિયો રીતસર મળી છે અને સુંદર રૂપ મળ્યું છે, તેઓ પણ પુણ્યશાળી છે. સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય, એ પાંચ ઇન્દ્રિયો છે. વિચારવાનું એ છે કે, ભવાન્તરના પુણ્યયોગે પ્રાપ્ત થયેલી સુભગતાનો સદાચાર સુશીલતા છે, પુણ્યના યોગે મળેલી ઇન્દ્રિયોનો તેમજ સુંદર રૂપનો ઉપયોગ, સજ્જનને નહિ છાજતાં કાર્યોમાં—તેવાં પાપોમાં જે ન કરે તેમ જ જે પાંચેય ઇન્દ્રિયો દ્વારા અને સુંદર રૂપદ્વારા આત્માના કલ્યાણને સાધનારી પ્રવૃત્તિમાં જોડાએલો રહે, તે સુભગ સુશીલ છે.

શ્રી વીતરાગ પરમાત્મા અને નિર્ગ્રન્થ ગુરુઓની ભક્તિમાં તેમ જ આત્માને તારનારી ક્રિયાઓમાં સ્પર્શના ઈન્દ્રિયનો ઉપયોગ કરવો, એ એનો સદાચાર છેઃ સ્વાધ્યાય કરવામાં, ગુણિજનોના ગુણો ગાવામાં, દેવ-ગુરુની સ્તુતિ કરવામાં અને જેમાં સ્વપરનું કલ્યાણ છે એવું બોલવા વગેરેમાં રસનાનો ઉપયોગ કરવો, એ એનો સદાચાર છે : દેવ-ગુરુ આદિની ભક્તિ નિમિત્તે કાંઇ સુંઘવું પડે તેમ હોય અને તે માટે ધ્રાણેન્દ્રિયનો ઉપયોગ કરાય, તો તે તેનો સદાચાર છેઃ નેત્રોથી પ્રેમપૂર્વક શ્રી વીતરાગ પરમાત્માની મૂર્તિનાં દર્શન કરવાં, સાધુપુરુષોનાં દર્શન કરવાં, સાધર્મિઓનાં દર્શન કરવાં, શ્રી વીતરાગદેવની વાણીથી અલંકૃત ગ્રન્થાદિ જોવા-વાંચવા અને આજ્ઞા મુજબ ચાલતાં-બેસતાં ભૂમિ જોવી, એ વગેરે એનો સદાચાર છે : એજ રીતે શ્રોત્રેન્દ્રિયનો સદાચાર, શ્રદ્ધાપૂર્વકના વૈરાગ્યને પુષ્ટ કરનારી પરમાત્માની વાણી સુગુરુના મુખે સાંભળવાને તત્પર બનવું.'-એ વગેરે છે. આનાથી વિરુદ્ધ ઉપયોગ, એ એનો સદાચાર નથી પણ અનાચાર છે.

જેમ જ્ઞાનને અંગે, ભણેલો-જ્ઞાની ગણાતો આદમી, સામાની અજ્ઞાનતાનો લાભ લઇ એને લૂંટવાની ક્રિયા-કે જે જ્ઞાનનો દુરૂપયોગ કરે તે અનાચાર છે, તેમ ઇન્દ્રિયોને પામનારો આત્મા એ દ્વારા આત્મા કે આત્માના સ્વરુપથી પર એવા વિષયોમાં આસક્ત બની, જે કાંઇ કરે તે તેને માટે અનાચાર છે. આથી એના સદુપયોગ કરવાની વૃત્તિવાળાએ, પારકી લક્ષ્મી હોય, પારકી પાઇ સરખી પણ હોય, એમ પારકી કોઇ પણ વસ્તુ બદદાનતથી નહિ જોવી એ માન્યતા વાળા બનવું જોઇએ. જો જગતમાં આ મુજબના સદાચારનું વાતાવરણ ફેલાઇ જાયતો આજના સરકારી કાર ગૃહો, વર્તમાનનો યુદ્ધદાવાનલ ભયંકર યાતનાઓ, અને રીબામણો જે આજે નજરે જોઈ શકાતી નથી, સાંભળતા કંપારી છૂટે છે, એ કદી

બનવા પામે નહિ. પણ કમનશીબી એ છે કે, પારકી કોઇ પણ વસ્તુ તરફ વિકૃત દૃષ્ટિથી નહિ જોનારાઓ આ જગતમાં સભ્ય ગણાતા સમાજમાંથી પણ જવલ્લે જ મળે તેમ છે. આ ત્યારે જ બને કે, જ્યારે પારકી વસ્તુને પોતાની બનાવવાની મહેનત નીકળી જાય, તેમ જ હૈયામાં પણ એવી દાનત રહે નહિ.

કુળવાન આદમીઓમાં, પરસ્ત્રી સામે જરાક બીજી દૃષ્ટિ કરવી, એ પણ વ્યભિચાર મનાય છે: તેમ આ આપ્તપુરુષોની દૃષ્ટિએ આત્મા, આત્માના ગુણો અને આત્માના ગુણોને ખીલવનારી સામગ્રી —તે સિવાયની વસ્તુને પોતાની તરીકે જોવી, તે એક પ્રકારનો અનાચાર મનાય છે. આત્મા, આત્માના જ્ઞાનાદિ ગુણો અને આત્માના જ્ઞાનાદિ ગુણોને પ્રગટાવવામાં સહાયક નિવડે તેવી સામગ્રી–દેવ, ગુરુ અને શ્રી આપ્તવાણી–જિનવાણી વગેરે–એ સિવાયની વસ્તુઓને મારી માનવી, એ પણ સદાચારની વિરુદ્ધ જતી ક્રિયા છે.

પારકી કોઈ પણ વસ્તુ તરફ બદદાનતથી નહિ જોવાનો એક નિયમ થાય, તો સુશીલતા દૂર નથી અને એથી જ કહેવાય છે કે, આ પ્રકારની સુશીલતા તે સુભગતાનો સદાચાર છે. સુભગ જો સુશીલ હોય તો તે પણ આ ભૂમિના કલ્પતરૂ જેવો છે.

આ દુનિયામાં પ્રભુતા પણ પુણ્ય વિના મળતી નથી, માગી મળતી નથી. અમુકને પ્રભુતા મળી અને મને કેમ નહિ, એની માથાફોડ કરે પ્રભુતા મળી જાય નહિ. પ્રભુતા, એ એવી વસ્તુ નથી કે તોફાનો કરે મળી જાય અગર તો માથું ઊંચું કરે મળી જાય જેનું પુણ્ય હોય તેની પ્રભુતા ટકે. માટે પુણ્યના યોગે જેટલી પ્રભુતા મળી હોય, તેટલી પ્રભુતાની સાથે નીતિમત્તા ગુણરૂપ સદાચાર રાખવો જોઇએ કે, જેથી એ પ્રભુતાવાળો કલ્પતરુની ઉપમાને લાયક ગણાય.

કારણ કે, પ્રભુતાવાળાને માટે સદાચાર નીતિમત્તા છે.

ન્યાયના માર્ગે ચાલવું, તે પ્રભુતાવાળાનો સદાચાર. સત્તાધીશ ન્યાયમાર્ગ ચૂકે અને લોક મીઠી નજર ચૂકે, એટલે તોફાનો ઉત્પન્ન થયા વિના રહે નહિ. આજે થોડી ઘણી સત્તા મળી ગઈ હોય, તેમાં તો હાથમાં સોટી હલાવતો તે સત્તાવાળો ફરે અને રસ્તે મળતાં જનાવરોને કદાચ ત્રાસ પણ દેતો જાય. એજ રીતે મૉટરમાં બેસવા-રૂપ કાંઇક સત્તા મલી એટલે તે મોટરમાં બેસી ફરનારને, આગળ અને પાછળ, બીજાઓને એ કેટલો ત્રાસરૂપ થાય છે, એની ચિન્તા નથી હોતી. ડ્રાઇવરને કહી રાખ્યું હોય કે 'સ્પીડ મૂકી દેવી !' પછી ડ્રાઈવર સ્પીડ (Speed) મૂકી દે. આગળ ભોં ભોં થાય અને પાછળથી ધૂંમાડો છૂટે. આગળ ચાલનારાઓ માટે ભોં ભોં નો ત્રાસ અને પાછળ રહેનારાઓને ધુમાડાનો ત્રાસ.

આ રીતે મળેલ સત્તાનો દુરૂપયોગ કરનારનું જીવન બીજાઓને કેટલું અનર્થ આપનારું બને છે. માટે જ કહેવું જોઇએ કે, જેની પાસે જેટલી સત્તા હોય, તેણે પોતાની તેટલી સત્તાનો દુરૂપયોગ નહિ કરવો જોઇએ, પણ નીતિમાન બનીને વર્તવું જોઇએ પોતાને મળેલી સત્તાને જે વિવેકપૂર્વક પચાવી શકે, તે સદાચારી અને સત્તાના ગુમાનમાં અન્યાયના માર્ગે પ્રવર્તે તે અનાચારી. સત્તા પચે તો સારૂં, નહિતર સત્તા ન હોય તે સારૂં. જેમ ખાવું પડે તો તે ખાવું કે જે પચે, તેમ સત્તા રાખવી હોય તો તે રાખવી કે જે પચે. જે સત્તા જીવનમાં અનાચાર લાવે, તે સત્તાને ફગાવી દેવી. સત્તા હોય તો તેની સાથે નીતિમત્તારૂપ સદાચાર અવશ્ય જોઇએ. તો જ એ આ ભૂમિમાં કલ્પતરુઓની કોટિમાં ગણી શકાય.

પ્રભુતા પછી આવે છે શ્રીમન્તાઇ. એ શ્રીમંતાઇ પણ જે અનીતિ કરી જાણે, લુચ્ચાઇ કરી જાણે, બદમાશી કરી જાણે અને બધું કરવામાં આંચકો ન ખાય, એને મળે એવી માન્યતા હોય તો તે ભૂલ ભરેલી માન્યતા છે.

જેનું પુણ્ય હોય, તેને શ્રીમન્તાઈ મળે. જેનું પુણ્ય હોય, તેની શ્રીમન્તાઈ ટકે. પુણ્ય ન હોય તો ગમે તેટલી અનીતિ, લુચ્ચાઈ, બદમાશી વગેરે કરે, તે છતાં પણ તે મળે નહિ; કદાચ ભૂખ્યા પણ મરવું પડે, જો એમ ન હોત તો લૂંટારા ભૂખ્યા ન રખડતા હોત અને માંયકાંગલા વણીયા બંગલામાં મોજથી વસતા ન હોત. એવા પણ બળવાનો જીવે છે, કે જેમને ખાવાનું મેળવવા માટે ફાંફાં મારવા પડે છે.

લક્ષ્મી પુણ્યથી મળે છે, એમ માનવાને બદલે લક્ષ્મી હુંશીઆરીથી જ મળે છે એમ માનવું, તે ભ્રમણા છે. જ્યારે એવું અભિમાન આવે કે, 'આ લક્ષ્મી મને મારી હુંશીઆરીથી જ મળી છે.' ત્યારે એ યાદ કરવું કે, 'મારી સાથેનો જ હુંશીયાર, જે બજારમાંથી હું રળી આવ્યો તે જ બજારમાં ગુમાવી આવ્યો !' માટે ભાગ્યની પ્રધાનતા, આ રીતે અહીં ભાગ્ય યાદ આવે, તો લક્ષ્મી મેળવ્યાનો જે મદ આવે છે તે ન આવે. પુણ્યના યોગે શ્રીમન્ત બનનાર જો તે ત્યાગી હોય તો કલ્પતરુ છે. શ્રીમાન ખાવા બેસે ત્યારે એની સાથે કેટલાય જમનારા હોય. બીજાને ખવડાવવામાં એ રાજી હોય. આ સિવાય પોતાને માટે સંખ્યાબંધ ચીજો બનાવરાવી એકલો ખાનારો અને દીન-દુઃખિને યાદ પણ નહિ કરનારો, પેટભરો શ્રીમાન એ કલ્પતરુ નથી.

શ્રીમન્તાઈમાં શ્રીમન્તને કલ્પતરુ બનાવવાની તાકાત નથી, પણ શ્રીમન્તાઈની સાથે જો ત્યાગ હોય, તો તે એને કલ્પતરુ જેવો બનાવી શકે છે. ત્યાગી શ્રીમન્તની રહેણીકહેણી, બોલચાલ, વર્તાવ, ખાવું-પીવું, હરવું ફરવું એ વગેરે બધુ એવું હોય કે, જે જુએ તેને લાગે કે, આવા આદમીને શ્રીમન્તાઈ મળવી જ જોઈએ. આવાને શ્રીમન્તાઈ જો નહિ મળે તો કોને મળશે ?' એ શ્રીમન્ત માટે ત્યાગ એ સદાચાર છે અને જે શ્રીમન્ત ત્યાગી હોય તે જ શ્રીમન્ત આ દુનિયામાં એક પ્રકારના કલ્પતરુ જેવો ગણાય છે.

આથી સ્પષ્ટ છે કે, કલ્પતરુ રૂપ બનીને સ્વ-પર ઉપકારી બનવા ઇચ્છતા શ્રીમન્તે, ઉદારતા ગુણને અવશ્ય કેળવી લેવો જોઇએ: એમ થશે તો જ, સ્વ-પરના ઉપકારને માટે, પોતાને પૂર્વના પુણ્યોદયે પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો સદ્વ્યય કરી શકાશે, આ સિવાય ઉદાર નહિ બનતાં લક્ષ્મીની મૂર્ચ્છામાં જ રહેવાશે, ને તો કલ્પતરુ બનવાને બદલે કંટકતરુ જ બની જવાશે, એ સુનિશ્ચિત વાત છે.

પાંચમો સદાચાર, બલની સાથે ક્ષમા. બલ એટલે શારીરિક સામર્થ્ય કે કૌવત, એ વીર્યાન્તરાયના ક્ષયોપશમાદિથી પ્રાપ્ત થતી વસ્તુ છે. આત્મામાં અનન્ત બળ છે. જેટલું આવરણ ખસે, આવરણ જેટલું પોલું પડે, તેટલું બળ વધારે હોય. ઉધમાતો મચાવવાથી બળ મળે છે, એ વાત અનીતિથી લક્ષ્મી મળે છે, એના જેવીજ ખોટી છે. બળવાન હોવા છતાં પણ પ્રસંગે જે ક્ષમા જાળવે, તે કલ્પતરુ છે. બળ હોય અને ક્રોધને ઉત્પન્ન કરનારો પ્રસંગ આવી લાગે, છતાં પણ તે આવેશવાળો બને નહિ. વગર પ્રસંગે તો સૂતેલું કૂતરું પણ ભસતું નથી. એની સામે એને ભય પેદા કરે એવી કોઈ વસ્તુ આવે તો જ એ ભસે. એ રીતે વગર પ્રસંગે આવેશ ન આવે, તેમાં મહત્તા નથી પ્રસંગે પણ આવેશ ન આવવો એજ બળ સાથેનો જરૂરી સદાચાર છે.

ઉત્તમ આત્માની એ મહત્તા છે કે, ક્રોધ ઉત્પન્ન થાય તેવો બનાવ બને તો પણ એ ગમ ખાય. ગુસ્સાને આવવા દે નહિ અને આવી જાય તો પણ એને સફળ થવા દે નહિ, સામાને નહિ મારતા પોતાનું માથું ફૂટવું એ પણ ગુસ્સાને સફળ થવા દીધો કહેવાય. એ તો અસહનશીલતા છે ગુસ્સો આવી પણ જાય, તોય બેઠે બેઠે સદ્-વિચાર કરી તેને કાઢવો જોઇએ.

ગાળ દેનારો સામો શત્રુ, એ ખરો શત્રુ નથી પણ આ અન્તર શત્રુ-ક્રોધ એ ખરો શત્રુ છે. બહારનો શત્રુ, એ તો નામનો શત્રુ છે. જો પ્રશમગુણ આદિના યોગે ઉત્તમ દશા હોય, તો બહારનો શત્રુ,

તો ઉપકારીની ગરજ સારનારો નિવડે: કારણ કે, ઉપસર્ગોના પ્રસંગે આત્મા હૃદયગત પ્રશમવૃત્તિ આદિના યોગે ઘણાં ઘણાં અશુભ કર્મોને, તેમજ મલીનતાઓને ટાળી નિર્મલ બને છે.

આથી આપણે તો એ જ માનવું જોઈએ કે, બહારનો દુશ્મન, એ તો વગર પૈસાનો ધોબી છે. એના ઉપર ક્રોધ કરવો એ ડહાપણ નથી. આ વિચારતાં સમજાશે કે, બળવાન માટે ક્ષમાશીલતા એ સદાચાર છે. સમર્થ જો પ્રશાન્ત હોય, તો તે પણ આ ભૂમિ ઉપરનો એક કલ્પતરુ જેવો જ છે.

આ પાંચને આ ભૂમિ ઉપરનાં કલ્પતરુઓ તરીકેની ઓળખ આપતાં આ શબ્દોમાં કહેવામાં આવ્યું છે કે:

'ज्ञानी विनीतः सुभगः सुशीलः
प्रभुत्ववान् न्याय्यपथप्रवृत्तः ।
त्यागी धनाढ्यः प्रशमी समर्थः
पंचाप्यमी भूमिषु कल्पवृक्षाः ॥

એટલે : જ્ઞાન સાથે વિનીતતા જોઈએ, સુભગતા સાથે સુશીલતા જોઈએ, પ્રભુતા સાથે નીતિમત્તા જોઈએ, ધનાઢયતા સાથે ઉદારતા જોઈએ અને સમર્થતા સાથે પ્રશમતા જોઈએ. વિનીતતા, સુશીલતા, નીતિમત્તા, ઉદારતા અને પ્રશમિપણું, એ પાંચ સદાચારો છે.

આ પાંચ સદાચારો જયાં સુધી જીવનમાં નહિ આવે ત્યાં સુધી સાચી શાન્તિનો ઝાંખો પણ અનુભવ નહિ થાય. જીવનની શાન્તિ જોઈતી હોય, મરણની સમાધિ જોઈતી હોય અને પરલોકની સુન્દરતા જોઈતી હોય તેમજ પરિણામે મુક્તિ જોઈતી હોય, તો જીવનમાં મળેલી ઉત્તમ સામગ્રીઓને તે તે પ્રકારના સદાચારોથી વાસિત બનાવી કલ્પવૃક્ષની મીઠી, શીતળ છાયાનો અનુભવ કરવા પ્રયત્નશીલ બનવું જોઈએ.

## તેજ અને છાયા :

યુવકો તેમ જ વડીલોને
માર્ગદર્શન

૭

'યુવાવસ્થા' એ એવી અવસ્થા છે કે, એનો દુરૂપયોગ ઝટ થાય છે અને સદુપયોગ ભાગ્યે જ થાય છે. જે અવસ્થા ઊંધા કામો કરવામાં સહેજે વપરાઇ જવાનો સંભવ હોય, તેનો ખાસ વિચાર કરવો જોઇએ. યુવાવસ્થા કરતાં બીજી અવસ્થાઓનો દુરૂપયોગ થવાનો સંભવ ઓછો છે, માટે યુવાવસ્થાના સદુપયોગની વિશેષતઃ વિચારણા કરવી જોઈએ.

કોઇ પણ સારા કામને માટે બાલ્યાવસ્થા અગર વૃદ્ધાવસ્થા નકામી છે એમ નહિઃ પરન્તુ યુવાવસ્થામાં જેવી રીતે સારાં પણ કાર્યો થઇ શકે છે, તેવી રીતે બીજી અવસ્થાઓમાં પ્રાયઃ થઇ શકતાં નથી. જેવા પ્રકારે યુવાવસ્થા પસાર કરી હોય, તેવી છાયા વૃદ્ધાવસ્થામાં પ્રાયઃ પડે છે.

કારણ કે, યુવાવસ્થા એ જીવનના તેજરૂપ છે, એટલે એ, જેવું તેજ હોય તેવી છાયા, વૃદ્ધાવસ્થામાં પ્રાયઃ પડે છે. જો કે,

તેનું તેજ કેવલ પ્રકાશક કોટિનું રહે તેવું નથી, એવું બનવું સંભાવ્ય છે કે, એ તેજ કેટલીક વેળાયે સ્વ-પરને ભયંકર રીતે વિનાશનું-અન્ધકારનું-કારણ બને છે. અને એથી એની છાયા પણ તેજ રીતે અનર્થરૂપ બને, માટે જ વૃદ્ધાવસ્થાને જો સુધારવી હોય, તો યુવાવસ્થાને સુધારવી એ પહેલું જરૂરી છે. અને યુવાવસ્થાને સારી રીતે પસાર કરવી હોય, તો એ માટે બાલ્યાવસ્થાને સુધારવી જોઈએ. પણ દરેકને બાલ્યાવસ્થામાં સારાં જ સંસ્કારો મળ્યાં હોય, દરેક યુવાનનો બાલ્યકાળ સુંદર વાતાવરણમાં જ પસાર થયો હોય, એવું છેજ નહિ : એટલે જેઓને બાલ્યકાળમાં સુંદર સંસ્કારો પ્રાપ્ત થયાં નથી, તેઓ પણ પોતાની યુવાવસ્થામાં સાધવા જોગું સાધી શકે એ આપણો ઇરાદો છે.

જીવનની સાર્થકતા સાધવાને માટે કેમ વર્તતા બંધ થવું જોઇએ, અને કયા પ્રકારના વર્તનને અપનાવી લેવું જોઈએ, એ જો ધ્યાનમાં આવી જાય, તો ઘણા યુવાનોનું જીવન સુધરી જાય તેમ છે. વધુમાં માતા-પિતાદિ વડીલોને પણ સમજાઇ જાય કે, આપણે આપણાં સંતાનો કે આશ્રિતો આદિનું જીવન અમુક દિશાએ વળે, એ પ્રકારના પ્રયત્નો કરવા જોઈએ. બાળકોને સુધારવાં એ માતાપિતા વડીલો આદિના હાથની વાત છે. જ્યારે યુવાનોએ સુધરવું, એ તેમની મુનસફીની વાત છે.

બાળકોને સુધારવામાં માબાપ આદિની ઇચ્છાથી કામ થાય, પણ યુવાનોની સુધારણા તો તેમની મુનસફી ઉપર મોટો આધાર રાખે છે. મોટે ભાગે તો યુવાનો પોતે જ સમજે તો સુધરે. યુવાનોના ખ્યાલમાં જો આવી જાય કે, 'આપણે આપણાં જીવનને ખચિત બરબાદ કરી રહ્યા છીએ-' તો તેમનામાં જીવન સુધારવાની તમન્ના પ્રગટે. અને જ્યારે જીવનને સુધારવાની તેમનામાં તમન્ના પ્રગટે, ત્યારે તેઓ

જીવનને બગાડ કરતા અટકી જાય, જીવનને સન્માર્ગે વાળે અને યુવાવસ્થા દ્વારા સાધવાજોગું સાધે.

વૃદ્ધોએ અને વાલીઓએ નિશ્ચય કરવો જોઈએ કે, 'યુવાનોને સુધારવાની વાત ભલે તેઓની મુનશરી ઉપર મૂકીએ, પણ બાળકોને તો સુસંસ્કારોથી વંચિત નહિ જ રાખવા. યુવાનોને માટે પણ એવાં સાધનો ઊભાં કરવાં, એવી યોજનાઓ ઘડવી, કે જેથી તેઓ આપોઆપ સારૂં-ખોટું સમજે અને ઉન્માર્ગથી પાછા વળી સન્માર્ગમાં જોડાઇ જાય'. આવી વ્યવસ્થા વૃદ્ધોએ કરવાની રહી, કદાચ વૃદ્ધો સન્માર્ગે નહિ હોય, તો પણ એમનું લોહી ઠર્યું હશે એટલે ઉન્માર્ગે બહુ નહિ હોય. યુવાવસ્થાના બૂરા અનુભવોની પશ્ચાતાપની લાગણી વૃદ્ધોમાં જાગી હશે, એમ ધારીને આ સૂચન કરાય છે.

બાકી બાલ્યાવસ્થામાં જેવા સંસ્કારો મળ્યા હશે અને યુવાવસ્થા જેવી વિતાવી હશે, તે મુજબ વૃદ્ધાવસ્થામાં વિચારો આવવા એ સ્વાભાવિક છે; છતાં તેમને થયેલા અનુભવોનો લાભ આપીને તેઓ બાળકો અને યુવાનો ઉપર સારી છાયા પાડે, એવી આશા રાખવાની રહી. ઘણીવાર જે શીખામણથી નથી સુધરતા, તે અનુભવે સુધરી પણ જાય છે, અનુભવ માણસને ઘડે છે. વૃદ્ધોએ ઘણા અનુભવો કર્યા હોય છે, માટે તેઓ એનો સદુપયોગ કરી બાળકોને સુધારે અને યુવાનો ઉન્માર્ગે જતા અટકે એવી યોજનાઓ યોજે, એ જ તેમને છાજતું ગણાય.

આજના યુવાનોમાં જે ત્રુટિ હોય, તેનો અપયશ તેમના વાલીઓને માથે જાય છે. આજે જેઓ યુવાનોને માટે ફરીયાદ કરતા આવે છે, તેમને પૂછવું પડે કે 'એ કરે છે તે ઠીક નથી કરતા એ સાચું. પણ એમનું જીવન સુધરી જાય, એમનું જીવન બગાડે નહિ. એ માટે તમે વિચાર કર્યો હતો કે? એમના જીવનને સુધારવા માટે તમે શું શું કર્યું હતું. વારૂ?'

યુવાની, એ એવી વય છે કે, એ વખતે ઉત્સાહ રોકયો રોકાતો નથી. યુવાવસ્થામાં લાગણીઓનું પૂર ઊડે છે. એ લાગણીઓનું પૂર બાલ્યાવસ્થામાં જેવા સંસ્કારો મળ્યા હોય તેવું ઊડે. શુભ સંસ્કારો મળ્યા હોય, તો શુભ લાગણીઓનું પૂર ઊડે. અને અશુભ સંસ્કારો મળ્યા હોય, તો અશુભ લાગણીઓનું પૂર ઊડે એ વય જ એવી છે કે, 'કાંઈકને કાંઈક કરવા જોઈએ.' ચોમાસાનો વખત હોય, મુશળધાર વરસાદ પડતો હોય, તે વખતે નદીઓમાં પૂર ચઢી આવે છે એ અવસરે પાણીના પૂરને યોગ્ય દિશાએ વાળનારાઓ જ દુનિયામાં ડાહ્યા ગણાય છે. પૂર રોકયું રોકાતું નથી, માટે તેને રોકવાનો પ્રયત્ન કરનારા માણસો ડહાપણ વિનાના ગણાય છે. એ જ રીતે યુવાવસ્થામાં લાગણીઓનું પૂર આવવું, એ તદ્દન સ્વાભાવિક છે: પણ જ્યારે ઊર્મિ, લાગણી, કે ભાવનાના પૂર બેસુમાર વહેવા માંડે, ત્યારે એને યોગ્ય દિશાએ વાળી લેવાં જોઈએ. કેમકે એ વય એવી છે. માટે એ ઉર્મિના પૂરને વહેવા દેવાં, પણ ડહાપણ એ રાખવું કે, એ પૂર જ ઉત્તમ કામ આપે.

નદીના પૂરને અટકાવવાની મહેનત કરાય, તો તે ન અટકે. કેટલીક વાર તો નદીનાં પૂર પહાડના પહાડ ભેદીને પણ વહી જાય છે. એ પૂરને કેવળ રોકવાની મહેનત કરવી, એ ફોગટ છે. એ રોકયું રોકાય નહિ. ત્યારે એ પૂરથી નુકશાન ન થાય અને લાભ ઉઠાવી શકાય, એ માટે ડાહ્યાઓ પૂરને વહી જવાના અનેક માર્ગો ખોલી નાખે છે. નીકો બનાવી ને જ્યાં એની જરૂર હોય છે ત્યાં લઈ જાય છે. વેગબંધ આવતા પૂરનો સદુપયોગ કરવો એ હાથની વાત છે. પણ એને રોકવું એ હાથની વાત નથી. તેમ યુવાવસ્થામાં ઉર્મિઓના પૂર ઊલટે, અનેક પ્રકારની ભાવનાઓ ઉત્પન્ન થાય, વિચારોનો ધોધબંધ પ્રવાહ વહેવા માંડે તે સ્વાભાવિક છે: એને કેવળ રોકવાની

મહેનત કરવી એ મૂર્ખાઇ છેઃ કારણ કે, એ પૂર પણ રોકી શકાતુ નથી. છતાં એ પૂરને યોગ્ય દિશાએ જરૂર વાળી શકાય છે. અને એમ કરવામાં જ ડહાપણ છે. આથી યુવાવસ્થાનાં વહેણો સન્માર્ગે વળે, એવી જ યોજનાઓ હિતેચ્છુઓએ ઘડવી જોઇએ.

શકિત છે, શક્તિ ખીલી છે, અમલનાં દ્વાર ઉઘડયાં છે, પણ યોગ્ય દિશાએ વાળનાર નહિ મળે, તો એ ગમે તે માર્ગે વળશે માટે એ સારા માર્ગે વળે એવી યોજના ઘડવી એ હિતચિંતકોનું કાર્ય છે. માત્ર 'જુવાનીયા ખરાબ છે, જુવાનીયા ઉદ્ધત છે'—એમ જ કહ્યા કરનારા અને વિવેકપૂર્વક યોજના નહિ કરનારાઓ, જુવાનીયાઓને ઊંધે માર્ગે જવામાં કેટલીક વાર ઉતેજન આપનારા નિવડે છે. એને તમે એમજ કહ્યા કરશો, તો એ કહેશે કે, 'અમારો અંતર અવાજ એમ કહે છે, માટે અમે એમ કરીએ છીએ. અમને એ સારૂં લાગે છે.' આવા અવસરે બચ્ચું મૂંગું રહેશે, બુઢ્ઢો ગમ ખાશે, પણ આ યુવાન મૂંગો નહિ રહે. એ તો પોતે કરે છે, તેને સત્ય પૂરવાર કરવાનો પ્રયત્ન કરશે.

કારણ કે, એને બાળપણમાં સંસ્કારો એવા મળ્યા છે, વર્તમાનમાં દોરનારા એવા મળ્યાં છે અને એની બુદ્ધિમાં, જે સારૂં લાગે છે તે તેઓ કરી રહ્યા છે ત્યારે શાણા તરીકે આપણું કામ એ કે, 'ખોટું શું અને સારૂં શું'—એ આ યુવાનોને સમજાવી દેવું એથી જે પરિવર્તન શકય હશે, તે એની મેળે આવશે, તાત્કાલિક પરિણામની આશા નહિ રાખવીઃ સારૂં થશે એમ ધારીને જે કાંઇ અવસરોચિત હિતકર હોય તે યોગ્યપદ્ધતિથી કહેવુંઃ અને જો એમ કહેવામાં આવશે, તો તેનું કાંઇ પણ સુંદર પરિણામ આવ્યા વિના નહિ રહે.

બાલ્યકાળમાં તો મોટામાં મોટી યોગ્યતા હોય, બાળકને ઉઠ કહો તો ઉઠે બેસ કહો તો બેસે, જા કહો તો ચાલ્યો જાય, નહિતર

ખૂણે ઊભો રહી રડે પણ સામો ન થાય. વૃદ્ધોને શરમ આવે અથવા ભયથી આઘા જાય. જ્યારે યુવાનો બેસાડયા બેસે નહિ, ઉઠાડયા ઊઠે નહિ, ધકેલ્યા જાય નહિ અને હાથથી ડરે નહિ. જરાક ઉતાવળ થાય તો રમખાણ મચાવે, એમને યોજના પૂર્વક સમજાવવા જોઈએ. એમને સમજાવવા હોય, તો કુશળતા વાપરવી પડે. એને ચૂપ કહે એ ચૂપ ન થાય. આ અવસ્થા જ એવી છે. અંદર જુવાનીનો મદ બેઠો છે. તેને કાબૂમાં લઈ એનો દુરૂપયોગ ન થાય અને મદ, મદ રૂપે ન રહેતાં સાચા સ્વાભિમાનના રૂપમાં ફરી જાય તેમ જ શક્તિનો સદુપયોગ થાય, એવી યોજના ઘડવી જોઇએ. એમની બુદ્ધિમાં સારૂં અને ખોટું ઉતારવાનો પ્રયત્ન કરવો જોઇએ. હિતકર શું અને અહિતકર શું? એ એમને સમજાવી દેવું જોઈએ.

પૂર્વ કાળ અને વર્તમાન કાળની વચ્ચે આજે દિનપ્રતિદિન અન્તર પડતું જાય છે. એટલે પૂર્વ કાળના યુવાનોનાં જીવન, ધર્મ-કળાના યોગે આપ મેળે સન્માર્ગે વળી ચૂકેલાં હતા, કારણ કે : પૂર્વ કાળમાં યુવાની આવતાં પહેલાં બીજી કળાઓની સાથે ધર્મકળા પણ શીખવવાની પ્રથા હતી. સર્વ કળાઓમાં ઓછપ હોય તો ચાલે, પણ ધર્મ કળાનું અજ્ઞાન ન ચાલે, એ પૂર્વકાળની માન્યતા હતી. આજે જેમ મનાય છે કે, 'રાજ્ય ભાષા જાણ્યા વિના ન ચાલે' તેમ પૂર્વે મનાતું કે, 'માણસ ધર્મ કાળથી અજાણ્યો રહે એ ન ચાલે.' આ આર્ય દેશની ઉત્તમ માન્યતા હતી, એટલે બાળપણથી જ ધર્મનું શિક્ષણ મળતું અને વાતાવરણ પણ એવું હતું કે સુસંસ્કારો મળે. આમ છતાં પણ અયોગ્ય આત્માઓને ધર્મકળા ન પરિણમે, એ જુદી વાત છે. આજે એ માન્યતા લગભગ ભૂસાઈ ગઇ છે, આજનો મોટો ભાગ ધર્મશિક્ષણ આપવાથી બેદરકાર બની ગયો છે.

દરેક યુવાનમાં અવસરે દુન્યવી સારી પણ વસ્તુ છોડી

**દુઃખને પોતાના ધર્મને સાચવી લેવાની તૈયારી હોવી જોઈએ. યુવાવસ્થાનો દુરૂપયોગ થતો અટકાવીને, તેનો સદુપયોગ કરવાને માટે આ પહેલો** જરૂરી ગુણ છે. જાત, કુળ, ધર્મ વગેરે સાચવવાને માટે દુનિયાના ભોગસુખને, ભોગસુખની સામગ્રીને અવસર આવ્યે તજવીજ પડે તો તજવાની તૈયારી હોવી એ પણ એક પ્રકારનો સદ્‌ગુણ છે.

આ બહુ ઊંચી કોટિની વાત નથી, પણ બહુજ નીચી કોટિની વૃત્તિમાં કેળવાઈ જવાથી સામાન્ય ઊંચી કોટિની વાતો પણ બહુ ઊંચી કોટિની છે એમ લાગે, તે સ્વાભાવિક છે. આ ગુણ કેળવવાની વાત ભલે કદાચ બહુ ઊંચી કોટિની લાગતી હોય, પણ એ ચોક્કસ જ છે કે, જ્યાં સુધી આટલો પણ ગુણ નહિ આવે, ત્યાં સુધી ઘરના, માલ મીલકતના, ભાઈ–ભાઈ વચ્ચેના, બાપ-દિકરા વચ્ચેના કજીયા મટવાના નથી.

નાશવંત પદાર્થોને પોતાના માન્યા છે અને પોતાનું જાય તે પાલવતું નથી. માટેજ માબાપ માબાપ ખરાં, પણ મારૂં જે રહેવું જોઈએ તે રહેતું હોય તોજ, નહિતર નહિ. આ મનોદશા ઘર કરતી જાય છે.

અને આ પ્રકારની મનોદશામાં કેળવાયલા જુવાનીઆઓ ઉલ્કાપાત મચાવે, એમાં નવાઈ પામવા જેવું નથી. ત્યારે માબાપ, વગેરે વડિલો પ્રત્યેની પોતાની ફરજ અદા કરવાને માટે, ધર્મથી નહિ ચૂકવાને માટે, અવસરે ભોગ આપવો પડે તો આપવો પણ ફરજ કે મર્યાદા ચૂકવી નહિ, ધર્મને તજવો નહિ, એટલે કે, ગમે તેવા અવસરે પણ ધર્મ સાચવી લેવાની ટેક એ પહેલો ગુણ : ' મારી નામના કેવી ? મારૂં કુળ કેવું ? એને કલંક લાગે એવું મારે નહિ કરવું–એવો નિશ્ચય દરેક યુવાનનાં હૈયામાં હોવો જોઈએ. એથી એમ નહિ કે કુળ, જાતિ આદિનો મદ કરવો, કુળમદ આદિ તો ડૂબાવે, પણ કુળવટના રક્ષણની ભાવ-

ના ખરાબ વ્યસનો, અનાચારો વગેરે દુર્ગુણોથી આત્માને અવશ્ય બચાવે છે.

અવસરે યોગ્ય નમ્રતા કેળવવી એ બીજો અત્યંત આવશ્યક ગુણ છે. અમે કોણ?-એમ માની નમ્રતા ન રહે, તે કામનું નહિ. અવસરોચિત નમ્રતા જરૂર રાખવી જોઈએ. યોગ્ય મર્યાદાને નહિ ચુકવાને માટે થોડો પણ ત્યાગ કરવાની જેનામાં વૃત્તિ હોય તેનામાં નમ્રતા જરૂર હોય.

ભાગ્ય ઉપર શ્રદ્ધા એ જીવનમાં નમ્રતા આણવા માટેનો મોટામાં મોટો ગુણ છે. જ્ઞાનિઓએ કહ્યું છે કે, 'દુનિયાના પદાર્થો ભાગ્ય વિના ન મળે. આ અનુભવસિદ્ધ વસ્તુ છે. કેટલાકો મહેનત કરીને મરી જવા છતાં માંડ માંડ રોટલા ભેગા થાય છે. અને ભાગ્યશાળીઓ વગર મહેનતે અગર થોડી મહેનતે કમાયે જાય છે. બુદ્ધિશાળી નોકરી કરે છે અને બુદ્ધિના બારદાન શેઠ હોય છે. એ બુદ્ધિશાળીને પૂછીએ કે, 'તમારા જેવા બુદ્ધિશાળી આના નોકર? તમારા શેઠ કેવા?' પેલો કહેશે કે, 'સારા ભાઈ સારા!' કારણ કે શેઠને ખરાબ કહ્યાની ખબર પડે તો ગડગડીયું મળે, એનો ખ્યાલ છે. બજારમાંથી હુંશિયાર રોતો આવે અને બીનહુંશિયાર પણ ભાગ્યશાળી મૂછ મરડતા આવે. આ ભાગ્ય ખરૂં કે નહિ? ભાગ્ય ન હોય, તો બુદ્ધિશાળીને નોકરી કેમ અને બુદ્ધિના બારદાનને શેઠાઈ કેમ? મહેનત કરનારને સૂકો રોટલો કેમ અને બેસી રહેનારને ઉત્તમ સામગ્રી કેમ? જવાબમાં કહેવું પડશે કે, ભાગ્ય. ભાગ્ય ઉપર વાસ્તવિક શ્રદ્ધા હોય તો આફતના વખતે પણ સંતોષ ટકે, અને એથી પ્રસન્નતા અને નમ્રતા જળવાઈ રહે.

એટલે કે: અવસરે ઉચિતતા પૂર્વકની યોગ્ય નમ્રતા અને પ્રસન્નતા એ બીજો ગુણ છે. ભાગ્યની શ્રદ્ધા હોય તો આ ગુણ પ્રગટે

સ્થિર રહે અને જીવનને ઉજાળે. પૈસા વગેરે મળે ત્યારે જ નહિ, પણ પૈસા જાય, અનુકૂળતા જાય ત્યારે પણ જેનામાં પૂર્વોક્ત પહેલો ગુણ ટકી ન રહે તેનામાં વસ્તુતઃ બીજો ગુણ પણ ન ટકી શકે

પહેલો ગુણ નથી એથી દુર્ગુણો વધ્યા છે અને એથી પ્રસન્નતા ટકતી નથી. પ્રસન્નતા ગમે તે અવસ્થામાં ટકી રહે એ જોઈએ. એમાં અવાંતર ઘણા ગુણો આવી જાય છે. અવસર યોગ્ય નમ્રતા, ભાગ્યની શ્રદ્ધા અને ગમ ખાવાની તાકાત, એવા ઘણા ગુણો આમાં સમાઈ જાય છે. ગમે તેવી આફત વખતે પણ આકળ-વિકળ ન થવું જોઈએ. જે આફતમાં મુંઝાય, તેની યુવાની એળે જાય, આફતમાં ન મુંઝાય, અને ગમે તે દશામાં ધર્મને જાળવે તે યુવાનીને સફળ કરી શકે છે.

આફતમાં અદીનતા એ યુવાનોનો સુંદર કોટિનો મહત્વનો સદ્ગુણ છે. આફત વખતે પણ કોઈ પૂછવા આવે, તો કહેવું કે, 'દુનિયા છે, એ પણ આવે.' એ પૂછે કે, 'તમને એનું દુઃખ નથી?' તો કહે કે, 'ના, હું દુઃખમાં નથી.' એ પૂછે કે, 'તમારી સંપત્તિ ગઈ ને?' તો કહે કે, 'જવાનું હતું તે ગયું. રહેવાનું હતું તે મારી પાસે છે.'

વાત એ છે કે ગમે તેવી હાલતમાં પ્રસન્નતા ટકી રહેવી જોઈએ. એમાં ભાગ્યની શ્રદ્ધા, નમ્રતા કેળવવાની તાકાત, વિવેકશીલતા, આદિ અવાંતર ગુણો આવી જાય છે. એ હોય તો દુનિયાની આફત વખતે પણ પ્રસન્નતા જાય નહિ. એક મહાપુરૂષ આ મુજબ ફરમાવે છે. કે, 'कबहीक काजी कबहीक पाजी' એટલે માણસ કોઈકવાર કાજી બને છે, તો કોઈકવાર પાજી બને છે, પુણ્યનો યોગ હોય ત્યારે આદમી સૌનો કાજી બની શકે છે અને પાપોદયે પાજી બને છે. પુણ્યશાલી બોલે તે બીજાઓને ગમે. ગાંડું-ઘેલું બોલે તો ય પુણ્યશાલીનું બોલવું ગમે. પુણ્યની યારી તો કદી કાજી અને પાપના ઉદયે કદી પાજી, એ દુનિયાના જીવોની દશા છે. પણ વસ્તુત : એ 'सब पुद्गलकी बाजी.'

ઘડીમાં પાજીપણું અને ઘડીકમાં કાજીપણું, એ વગેરે બધી પુદ્‌ગલની બાજી છે. હાથમાં લાખ આવી જાય, તો પણ આત્મા ભાનભૂલો ન બનવો જોઈએ. દુન્યવી સુખ સામગ્રી ચાલી જાય ત્યારે પણ દીનતા ન આવે પ્રસન્નતા ટકી રહે એ ગુણ છે. કાજીપણામાં કે પાજીપણામાં એવા આત્માને કાંઈ લગતું વળગતું નથી.

આવો આત્મા આપત્તિ વખતે પણ હસે. હસે એટલે સમતા ન ગુમાવે, એ વિવેકી અને ગુણવાન હોય. આફતમાં અદીનતારૂપ ગુણ જેનામાં હોય, તેના ઉપર આફત આવે, અનુકૂળતાઓ રહે નહિ અને પ્રતિકૂળતાઓ આવે, તોય એની બુદ્ધિ બહેર ન મારી જાય. સામાન્ય રીતે આફત વખતે મુંઝાઈ પડેલા ઘણું ઊંધું છતું કરી નાખે છે. એવા વખતે આફતમાં અદીનતાવાળાના હાથે સારૂ ન થઈ શકે તોય ઊંધું ન જ થાય. એને અકળામણ ન થાય.

યુવકોએ નિજની યુવાવસ્થાના સદુપયોગને માટે, આ રીતે જીવનને ઘડી લેવું, આવા અવસરે ખૂબ જ જરૂરી છે. તો જ યુવાવસ્થા દ્વારા સ્વ–પરનું હિત સારી રીતે સાધી શકાય. આ માટે યુવાનોએ શિષ્ટપુરૂષોની—આપ્તપુરુષોની આજ્ઞાપૂર્વક પોતાનું જીવન નિયંત્રિત બનાવવું જરૂરી છે, આપ્ત પુરૂષોની આજ્ઞાનું 'શિરસ્તપૂર્વકનું પાલન' એ યુવકોને માટે જીવનની ઉન્નતિનો સાચો રાજ્યમાર્ગ છે. આ પ્રકારનો સદ્‌ગુણ જીવનમાં તો જ પ્રગટે જ્યારે તે મહાપુરુષોની શિરોધાર્ય આજ્ઞાને વિનતીભાવે ઔચિત્યપૂર્વક સ્વીકારીને તે મુજબ કર્તવ્યના પંથે શક્ય પ્રગતિ કરવાની હૃદયગત બહુમાનપૂર્વકની વૃત્તિ જીવંત હોય.

વર્તમાનમાં નવસૃષ્ટિના સરજનહાર તરીકે ઓળખાતા એ યુવકોને ઉદ્દેશીને ટુંકમાં આટલું કહી શકાય કે, 'ભાગ્યવાનો ! મળેલી આ યુવાવસ્થાને સફલ બનાવવાને તમારે અવશ્ય આટલું કરવું જોઈએ.'

૧. 'અવસરે ધર્મને સાચવવાને માટે દુનિયાના પદાર્થોને તજવાની તૈયારી.

૨. આફતમાં અદીનતા,

૩. સાચા માલિકનો સ્વીકાર કરીને તે માલિકની આજ્ઞા સમજી, એનો અમલ કરવાની તૈયારી અને અમલ કરતાં પણ ઔચિત્યને મૂકવાનું નહિ.'

'જ્યારે સ્વતંત્રતાના નામે જે સ્વચ્છન્દતા સેવાઇ રહી છે તેને છોડવા અને શિષ્ટ પુરુષોની આજ્ઞાધીનતા સ્વીકારવા તૈયાર થશો તો તમારા માટે આ સહેલું છે, દૃઢ મનોબળ તમારામાં છે, પણ તેનો દુરૂપયોગ ના થઇ જાય માટે ખૂબ ચેતીને વર્તવું, અને કલ્યાણને ચાહતા હો યુવાનીને સુન્દર પ્રકારે સફળ બનાવવા ઇચ્છતા હો, તો તમારે સમજવું જોઈએ કે,

'આ દુનિયાના પદાર્થો મારા નથી : રાખ્યા રહેવાના નથી : કાં એ જવાના, કાં મારે એને મુકીને જવાનું :' આવા નાશવંત પદાર્થોમાં મુંઝાઇને મારે મારા ધર્મને ચૂકવો જોઇએ નહિ. 'વડિલોની બુદ્ધિ બગડી હોય અગર ગમે તે કારણ હોય, એ જો અમુક વસ્તુઓ આપવાને ન ઇચ્છતા હોય, તો મારે ન જોઇએ. એવા પદાર્થો પુણ્ય વિના મળતા નથી. મારૂં પુણ્ય હોત તો મને જરૂર મળત. મારે માથે આફત આવી છે, તો મારે અવસર જોગ ઉચિત નમ્રતા કેળવવી જોઇએ. મદનો ત્યાગ કરવો જોઇએ, ભાગ્ય ઉપર શ્રદ્ધા રાખવી જોઇએ. ગમ ખાવાની તાકાત કેળવવી જોઇએ.

'કોઇ આપણને ન આપે, કોઇ આપણને ન સંઘરે, તો માનવું જોઈએ કે, એ આપણા પૂર્વે કરેલાં દુષ્કર્મોનો દોષ છે. આ બધા પદાર્થો મેળવવા, ભોગવવા, કાજી બનવું, પાજી બનવું, એ બધી પુદ્ગલની બાજી છે. આત્માને એની સાથે કાંઇ લાગતું વળગતું નથી.'

આમ સમજીને દુનિયાની ગમે તેવી આફત આવેત્યારે પણ સમતામાં રહેવું જોઇએ. એવા વખતે મુંઝાઇને પ્રસન્નતા ખોવી ન જોઇએ.'

યુવાનોએ આ ઉપરાંત આ પણ સમજી લેવું કે, 'શ્રી વીતરાગ પરમાત્મા એ જ સાચા માલિક છે: કેમકે તે પૂર્ણ છે, ખામી વિનાના છે. આપણે ખામીવાળા છીએ, માટે આપણે એ તારકને માલિક તરીકે સ્વીકારવા જોઇએ. એ તારકને માલિક તરીકે સ્વીકારીને એમની આજ્ઞાને જાણવા માટે ઉત્સુક બનવું જોઇએ. આજ્ઞાને જાણ્યા પછી, એનો અમલ કરવાને સજ્જ બનવું જોઈએ. અમલ કરવાને સજ્જ બન્યા પછી, અમલ કરવામાં ભૂલ ન થઇ જાય તેની કાળજી રાખવી જોઇએ. કેવળ આત્મકલ્યાણ નિમિત્તે ચાલી નીકળતાં પહેલાં, ઉપકારિના ઉપકારને પણ યાદ કરવો જોઈએ. શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબ માતા-પિતાદિનો ત્યાગ થઈ શકે, પણ એમના ઉપકારને ભૂલાય નહિ. અર્થાત-ઔચિત્ય જરૂર જાળવવું જોઇએ. ઔચિત્ય જાળવવાની પણ શ્રી વીતરાગ પરમાત્માની જ આજ્ઞા છે. એ રીતે ઔચિત્ય જાળવીને મોહ રૂપી દુશ્મનની સામે યુદ્ધ ખેલી લેવાની આજ્ઞાનો અમલ કરવાને નીકળતું અને પ્રાણાન્ત કષ્ટ આવે તો પણ મોહરૂપી દુશ્મનને હરાવ્યા સિવાય પાછા ફરવું નહિ. માલિકની આજ્ઞાનો અમલ કરવામાં સર્વ સત્ત્વનો ઉપયોગ કરી દેવો.'

જેનામાં આ પ્રકારની ભાવના કે ગુણો નથી, એ મેળવવાની મહેનત નથી, એ ગુણો પ્રાપ્ત થાય એવી ઇચ્છાય નથી, એઓ કેવળ નામના જ યુવકો છે. એમને મળેલી યુવાવસ્થા એળે ગઈ કહેવાય. માટે જ આ ચાર ગુણો આવે, તો યુવાવસ્થા સારામાં સારી રીતે સફળ થઇ એમ ગણાય.

## સદ્‌વિચાર, ઉદારતા, સદાચાર અને સહિષ્ણુતા

૮

આ વિશ્વમાં એક નાસ્તિકદર્શન સિવાય સઘળાંય આસ્તિકદર્શનોએ, શરીરથી ભિન્ન એવા આત્માનાં અસ્તિત્વનો કોઈ ને કોઈ પ્રકારે સ્વીકાર કર્યો છે. સંસારમાં જે એક દેહમાંથી બીજા દેહમાં અને એક ભવમાંથી બીજા ભવમાં પરિભ્રમણ કરે છે, તે આત્મા છે, શરીર એ આત્મા નથી; પણ આત્મા એ, શરીરથી સ્વતંત્ર વસ્તુ છે. આત્મા એ આપણે; પણ શરીર, એ આપણે નહિ. જો કે, આસ્તિકદર્શનોએ શરીરથી ભિન્ન એવા આત્માનું અસ્તિત્વ અવશ્ય સ્વીકાર્યું છે, પણ તેમાંય આત્માના સ્વરૂપને લગતી ઘણી ગરબડ છે અને એથી તત્ત્વવર્ણનમાં પણ ઓછી ભિન્નતા નથી.

સઘળા આસ્તિક દર્શનકારોને શરીરથી સ્વતંત્ર એવા આત્માનું અસ્તિત્વ છે એ વાત તો માન્ય જ છે: અને આથી જ 'ઉન્નતિ સાધવી હોય તો આત્માની સાધવી, આત્માની ઉન્નતિ એજ સાચી

ઉન્નતિ છેઃ અને બાહ્ય પદાર્થોની ઉન્નતિ કરવામાં જ પ્રયત્નશીલ રહેવાથી નુકશાન થાય છે.'—આ સિદ્ધાંત પોતપોતાની સમજ મુજબ સૌએ સ્વીકાર્યો છે. આપણે, જો આત્મા ન હોત અને શરીર હોત, તો 'બાહ્ય પદાર્થોની ઉન્નતિમાં ઉન્નતિ છે'—એમ જરૂર માનત, પણ જ્યારે આપણે એ શરીર નહિ પણ આત્મા છીએ, ત્યારે તો એ વાત નિશ્ચિત જ છે કે, શરીર આદિ બાહ્ય પદાર્થોની ઉન્નતિ પાછળ ઘેલા બનવું અને આત્માની ઉન્નતિને ભૂલી જવી, એ ડહાપણ ભર્યું નથી, પણ સર્વથા નુકશાન કરનારું જ છે.

આજે તો કેટલાંક દર્શનો લુપ્તપ્રાયઃ થઇ ગયાં છે અને કેટલાંક દર્શનો નિર્બળ બની ગયાં છે; તેમજ દુનિયા જડવાદ તરફ વેગથી ધસી રહી છે. આથી આત્મા આદિના સ્વરુપને લગતી અને આત્માની ઉન્નતિ સાધવાના ઉપાયોને લગતી ચર્ચાઓ લગભગ બંધ પડી ગઇ છે. આના યોગે જનસમાજને, 'આપણે કોણ ? આપણી પ્રગતિ કે ઉન્નતિનો સાચો રાહ કયો ? અને એનાં સાધનો કયા હોઇ શકે ?' આ વગેરે વિચારવાની પૂર્વે જેવી તક મળતી હતી, તેવી તક મળતી નથી. આથી જ આજે આત્માના સ્વરુપની અને આત્માની ઉન્નતિની વાતો નવી હોય એવું જનસમાજના મોટા વર્ગને લાગે છે. કેટલાકોને તો આત્માને અંગેની વાતો સાંભળતાં પણ મુંઝવણ થાય છે. પણ એમ થવું, એ આવા સંજોગોમાં શક્ય છે, કારણ કે, વર્તમાનમાં એવા નાસ્તિકમતપ્રચારકો નથી, કે જેઓ પૂર્વકાળની માફક આત્માના અસ્તિત્વનો વિરોધ કરતા હોય. અને એવા આસ્તિક દર્શનવાદીઓ પણ થોડા જ હશે, કે જેઓ આત્માની સિદ્ધિ માટે ચર્ચાઓ કર્યા જ કરતા હોય ! આજના નાસ્તિકોની ચર્ચાઓ પાયા વિનાની છે અને આસ્તિક દર્શનવાદિઓમાં પણ ઘણે અંશે શીથિલતા આવી ગઇ છે.

આવી સ્થિતિમાં પણ, આપણે જે દેશમાં જન્મ્યા છીએ તે આ આર્યદેશના રૂઢ સંસ્કારોનો એ પ્રતાપ છે કે, આર્યદેશમાં જન્મ-પામેલાઓમાંનો મોટો ભાગ આત્માના અસ્તિત્વને સ્વીકારનારો છેઃ લગભગ સૌ બોલે છે કે, 'જીવ ગયો અને ખોખું પડયું રહ્યું.' આથી આપણે માનીએ છીએ કે, અહીં સૌને આત્માના અસ્તિત્વની વાતમાં તો વાંધો નથી; એટલે આપણે, 'આત્મા છે અને તે પણ શરીરથી જૂદો છે.'—એવું માનનારા છીએ. એમ માનીને જ અહીં વિચારણા કરી એ છીએઃ આથીજ આત્માનાં અસ્તિત્વની સિદ્ધિ માટે અહીં વધુ જણાવવાની જરૂર રહેતી નથી.

કહેવું જોઇએ કે, આત્માને માનનારને આત્માની ચિન્તા ન થાય, આત્માને માનનારને આત્માના સ્વરૂપના કે આત્માની ઉન્નતિના વિચારો પણ ન આવે, તો એ સામાન્ય કોટિની કમનશિબી નથી. એવી કમનશિબીથી બચી જવાય, એવી કમનશિબી હાલત દૂર થાય, એ માટે જ આત્માની ઉન્નતિ સાધવી એ કેટલી જરૂરી છે, એ વાત વિચારવાની છે. આત્માની ઉન્નતિ સધાય તોજ આપણો સાચો ઉદ્ધાર થાય, એ વાત ઠસાવવાની ખૂબજ જરૂર છે. આત્માની ઉન્નતી કરવાના વિચારો એ દ્વારા પ્રગતિનો રાહ તેમ જ તેના ઉપાયો દર્શાવતાં પહેલા, આત્માની ઉન્નતિ કેટલી જરૂરી છે, એ વસ્તુ દર્શાવવી આવશ્યક છેઃ એટલે એ પ્રથમ દર્શાવીને તે પછીથી ઉપાયોની વાત કરવાની રહે તે સ્વાભાવિક છે.

'આત્માની ઉન્નતિ કરવા સિવાય આ ઉત્તમ માનજીવનને પામ્યાની સાર્થકતા નથી જ'—એ વસ્તુ જ્યાં સુધી બરાબર ન સમજાઇ જાય, ત્યાં સુધી આત્માની ઉન્નતિના ઉપાયો જનસમાજ સાંભળશે નહિ અને કદાચ રુઢિ આદિના કારણે સાંભળશે તો પણ એ ઉપાયોને સદ્દહશે નહિઃ માટે સૌથી પ્રથમ, 'આત્માની ઉન્નતિ એજ ઉત્તમ માનવજીવનની

સાર્થકતા.'—આ સમજવું જોઇએઃ આ સમજાયા પછી એ સમજનારા, જરૂર એની ઉન્નતિના ઉપાયોને હૃદયપૂર્વક સાંભળશે, વિચારશે સદ્દહશે અને શક્તિ મુજબ એ ઉપાયોનો જીવનમાં અમલ પણ કરશે, બાકી એ વસ્તુઓ સમજાયા વિના જેટલી વાતો કરાય, એ બધીય લગભગ એકડા વિનાનાં મીંડાં જેવી જ નિવડે.

આજે આપણે જોઇએ તો જણાશે કે, બાહ્ય વસ્તુઓને મેળવવાનો અને સાચવવાનો મનુષ્યો પ્રયત્નો કરી રહ્યા છે અને પશુઓ પણ પ્રયત્નો કરે છે. મનુષ્યમાં વિશેષ બુદ્ધિ હોઇને તેના પ્રયત્નો વ્યવસ્થિત દેખાય છે, જ્યારે પશુ આદિના પ્રયત્નો તેવી રીતે દેખાતા નથી. બાકી બાહ્ય વસ્તુઓને મેળવવાનો અને મળેલી બાહ્ય વસ્તુઓને સાચવવાનો પ્રયત્ન તો મનુષ્યોમાં જેમ ચાલુ છે, તેમ પશુઓમાં પણ ચાલુજ છે. મનુષ્ય કહેવાવા છતાં પણ પશુઓની માફક વર્તાય, તો મનુષ્યપણું મળ્યું એની વિશેષતા નથી રહેતી. 'આત્મા જ એક ભવમાંથી બીજા ભવમાં પરિભ્રમણ કરે છે અને આ શરીર આદિ બાહ્ય વસ્તુઓ એની સાથે જઇ શકતી નથી'—આવી સ્થિતિ હોવા છતાં પણ, વિનશ્વર વસ્તુઓ પાછળજ જે, બુદ્ધિ, શક્તિ અને સમય ખર્ચે, એ અજ્ઞાની જ કહેવાય. સમજદાર તો તે કહેવાય, કે, જે **નાશવંત વસ્તુઓની ઉન્નતિ પાછળ ન પડતાં, આત્માની ઉન્નતિ સાધવાનો પ્રયત્ન કરે.**

'બાહ્ય વસ્તુઓને મેળવવાનો અને મેળવેલી બાહ્ય વસ્તુઓને સાચવવાનો ગમે તેટલો પ્રયત્ન થાય પણ એક દિ' અહીંથી મરીને જવાનું છે' આ તો નક્કી જ છે. અહીંથી મરીને જવાની વાતમાં તો કોઇથી પણ ઇનકાર થઇ શકે તેમ નથી, અને જ્યાં જવાનું ત્યાં, અહીં જે મેળવ્યું અને સાચવ્યું તે બધું સાથે આવવાનું નથી. ઘણી મહેનતે અને ઘણાં પાપો કરીને અહીં જે કાંઇ મેળવાય છે, અને સચવાય

છે, તેમાંનું આત્મા સાથે કાંઇ જ આવવાનું નથી.

આપણે અહીં કોઈ પણ સ્થળેથી આવ્યા છીએ આ વાત નક્કી છે. કોઇક જગ્યાએ પણ કાંઇકેય ન કર્યું હોત, તો આ ફેરફાર જે દેખાય છે તે ન દેખાત. એક શ્રીમંત, એક ગરીબ એક રાજા, એક પ્રજાજન. એક શેઠ, એક નોકર. એક સાધનસંપન્ન, એક સાધનહીન. એક સશક્ત, એક અશક્ત. આ બધો ફેરફાર દેખાય છે, તે એ જ સૂચવે છે કે, કોઇક જગ્યાએ પણ કાંઇક કરીને આવ્યા છીએ; સાથે સાથે પોતપોતાની ઇચ્છાથી અહીં આવ્યા છીએ એમ પણ નથી. આવવું પડયું છે માટે આવ્યા છીએ. ઇચ્છાથી આવવાનું હોત, તો આજે દુનિયાભરમાં પ્રાણિમાત્રમાં જે ફેરફાર દેખાય છે, તે દેખાત નહિ.

આપણે આવ્યા, એ આપણા હાથ બહારની વસ્તુ હતી એમ માની લઇએ, પણ 'અહીંથી કયાં જવું' એ આપણે સમજીને અને યોગ્ય રીતે વર્તનારા બની જઇએ તો આપણા હાથ બહારની વસ્તુ નથી. આપણે સમજીએ તો, અહીંથી કયાં જવું,–એ પ્રાયઃ આપણા હાથની વસ્તુ છે. સારી કે ખોટી જે જગ્યાએ જવું હોય, ત્યાં આપણે જઇ શકીએ, કારણ કે, જેવો પ્રયત્ન તેવું પરિણામ, એ નક્કી વાત છે. સારી દિશાએ જેટલો પ્રયત્ન થાય તેટલો લાભ થાય અને ઊંધી દિશાએ જેટલો પ્રયત્ન થાય તેટલી હાનિ થાય.

'આત્મા એ જ આપણે છીએ'—એ વસ્તુ બરાબર સમજાઇ જાય, અને એમ પણ સમજાઇ જાય કે, 'બાહ્ય વસ્તુઓને મેળવવાનો અને મળેલી બાહ્ય વસ્તુઓને સાચવ્યા કરવાનો પ્રયત્ન નકામો છે, તેમ જ આત્મસુધારની પ્રવૃત્તિ કરવી જરૂરી છે'—તો સારી જગ્યાએ જ જવાનો પ્રયત્ન થાય. સારી જગ્યાએ જવું, એ પણ આપણા હાથની વાત છે, એનો અર્થ એવો તો નથી જ થતો કે, આપણી ઇચ્છા માત્રથી જ સારી જગ્યાએ જવાય. સારી જગ્યાએ જવું હોય તો આત્મ-

સુધારના પ્રયત્નમાં લાગવું જોઇએ. આત્મસુધારના પ્રયત્નમાં નહિ લાગતાં, બાહ્ય–ભૌતિક વસ્તુઓને મેળવવાના અને સાચવવાના પ્રયત્નોમાં પડાય, તો સારી જગ્યાએ જવાની ઇચ્છા હોવા છતાં પણ, અને આપણા જ હાથની એ વાત હોવા છતાં પણ, ખરાબ જગ્યાએ આપણે ફરજીયાત જવું પડે.

આત્માના સુધાર માટે, પૂર્વ ભૂમિકારૂપે આટલું જણાવીને હવે તેની પ્રગતિના રાહમાં સહાયભૂત તેનાં સાધનોનો અહીં આપણે વિચાર કરી લઇએ. સૌ પહેલી વાત એ કે, આત્માના હિતને બગાડનારી વસ્તુઓને વર્જ્ય માનવી, એ આત્માની ઉન્નતિ માટેની યોગ્યતા છે: આત્માની ઉન્નતિ સાધવી હોય તો પહેલી આ લાયકાત જોઇએ. માટે જ મળી ગયેલી બાહ્ય વસ્તુઓને ભોગવવા ખાતર ભોગવવી, એ પણ ડહાપણ નથી. શરીરથી માંડીને સઘળીય વસ્તુઓ પર છે: એને મારી માનીને ભોગવવી, રાગપૂર્વક ભોગવવી, એ આત્માના અધઃપતનનો માર્ગ છે: અને એને વર્જ્ય કોટિની માની એનાથી શક્તિ મુજબ બચવું અને **પરની સહાય વિના જ સુખમયપણે જીવી શકાય એવી અવસ્થાને પ્રાપ્ત કરવાના કલ્યાણકારી પ્રયત્નમાં એનો ઉપયોગ કરવાને મથવું**, એ જ આત્માની ઉન્નતિનો ઉપાય છે.

એટલે કે, 'શરીરથી માંડીને દુન્યવી સઘળીય વસ્તુઓ પર છે: એને પોતાની માની રાગપૂર્વક ભોગવવી, એ આત્માની અવનતિનો ઉપાય છે, અને એ વસ્તુઓને વર્જ્ય માનીને, યથાશક્તિ એનો ત્યાગ તથા સદુપયોગ કરવો, એ આત્માની ઉન્નતિનો ઉપાય છે.'

આ યોગ્યતા આવે એટલે આત્માની ઉન્નતિના ઉપાય તરીકે ચાર ગુણો સદ્‌વિચાર, સહિષ્ણુતા, સદાચાર અને ઉદારતા મેળવવાની સહેજે વૃત્તિ જાગે અને આ ચાર ગુણો વાસ્તવિકરૂપે આવે, એટલે થોડી–ઘણી પણ આત્માની ઉન્નતિ જરૂર સાધી શકાય. પછી સઘળીય

પર વસ્તુઓનો ત્યાગ કરવાનું સહેલું થઇ પડે. આ ચાર ગુણોની જરૂરિયાત સમજાય, એ માટે આટલી ભૂમિકા કરવી પડી; કારણ કે, વર્જ્ય વસ્તુઓનો વર્જ્ય તરીકે અને ઉપાદેય વસ્તુઓને ઉપાદેય તરીકે સમજાયા વિના, આ ગુણો પણ વાસ્તવિક રીતે આવતા નથી. સામાન્ય પ્રકારના ઉત્તમ ગુણોને કે ઉત્તમ કોટિના ગુણોને જીવનમાં લાવવા હોય, તો એ સમજી જ લેવું જ જોઇએ કે, 'આ શરીર આદિ સઘળું જ પર છે અને એ પ્રત્યે મમત્વ રાખવું, એ આત્માને ડુબાવવા માટે જ છે.'

જેમ આપણે આપણું ભલું ઇચ્છીએ છીએ, તેમ બધા જીવોનું ભલું ઇચ્છવું"—એ સદ્‌વિચાર છે આ પ્રકારનો સદ્‌વિચાર એ બીજા સુંદર વિચારોને માટે આકર્ષણ છે. આના યોગે બીજા સદ્‌વિચારો ખેંચાઇ આવે છે. 'કોઇ પણ જીવના ભૂંડાની ભાવના સ્વપ્ને પણ નહિ આવવી જોઈએ અને સૌના ભલાની ભાવના સદાને માટે જીવન્ત બની જવી જોઇએ

વાસ્તવિક રીતે આવો સદ્‌વિચાર, તે આત્માઓના અંતરમાં જ પ્રગટે કે, જે આત્માઓનાં વિવેકચક્ષુ ખૂલ્યાં હોય કે ખૂલવાની તૈયારીમાં હોય અને જેનામાં દુન્યવી સ્વાર્થની કામના ઘણી મોળી પડી હોય. કેમકે સૌના ભલાની ભાવના, દુનિયાના કેવળ ઐહિક સ્વાર્થમાં મૂઢ બનેલામાં, લક્ષ્મી કે શરીરને સાચવવા માટે ભોગવવા માટે કાળાં–ધોળાં કરનારામાં ન આવે, એટલે આત્મા સિવાયની બધી વસ્તુઓને જેણે પર માની હોય તેનામાં જ આ સદ્‌વિચાર જાગે, તેમજ સ્થિર રહે.

પણ આ પહેલો ગુણ સહિષ્ણુતાના યોગે ટકી રહે છે. માટે બીજો ગુણ સહિષ્ણુતા છે. આવી પડેલી આફતને સહન કરી લેવાની જેનામાં ટેવ ન હોય, એ સદ્‌વિચારને ટકાવી ન શકે. ગમે તેવી આફત આવે, પણ તેને જો સમભાવે સહવાની ટેવ હોય, તો જ સદ્‌વિચાર ટકવો સહેલો. સદ્‌વિચાર હોય તો

સહિષ્ણુતા કેળવાય અને સહિષ્ણુતા હોય તો સદ્‌વિચાર ટકે. વાત-વાતમાં ગુસ્સો આવે તો સદ્‌વિચાર ટકે નહિ. સહિષ્ણુ આત્મા ભલે, પોતાની મિલકત કોઈ ઉઠાવી ન જાય એ માટે પ્રયત્ન કરે, છતાં કોઇ મિલકત ઉઠાવી જાય તો એના પ્રત્યે દુર્ભાવ લાવી એનું ભૂંડું ન ચિંતવે, ગએલું પાછું મેળવવાનો પ્રયત્ન કરે છતાં પણ સામાના હિતની પરવા એનાં હૈયામાંથી જાય નહિ. દુનિયાના ધન વગેરે પદાર્થો વર્જ્ય સમ-જાયા હોય, સદ્‌વિચાર હૃદયમાં બેઠો હોય અને સહિષ્ણુતા કેળવી હોય, તોજ એવાં પ્રસંગે દુર્ભાવ ન આવે.

વળી આ પ્રકારની ઉત્તમ કોટિની સહિષ્ણુતા સદાચારી જ જાળવી શકે, માટે ત્રીજો ગુણ સદાચાર. આચારશુદ્ધિ રૂપ જીવનના મુખ્યસ્થંભને ટકાવી રાખનાર સદાચાર છે. આના યોગે દરેક પ્રકારના સદ્‌ગુણો વિકાસને પામે છે. વિચારોની કે ભાવ-નાની શુદ્ધિ તેમજ સહિષ્ણુતાની જડ આમાં રહેલી છે. સાચેજ સદાચાર, એ વ્યવહાર અને ધર્મ બન્નેને દીપાવનાર મહાન ગુણ છે, અને દુરાચાર, એ વ્યવહાર અને ધર્મ બન્નેને લજવનાર દુર્ગુણ છે. સદાચારી કુળદીપક છે અને દુરાચારી કુળમાં કલંક રુપ છે.

સદાચારને ટકાવવા માટે ઉદારતા જોઇએ. કોઇના પણ ભોગોપ-ભોગમાં કામ લાગી શકે એવા પદાર્થોને માટે 'કોઈનું મારે નહિ ભોગવવું, પણ મારું સૌ ભોગવો'–એ જાતિની મનોવૃત્તિ એ ઉદારતા છે. જેનામાં આવો ઉદારતા ગુણ હોય, તેનામાં કોઇનું પડાવી લેવાની કે પચાવી પાડવાની ઇચ્છા ન હોય. પોતાનું સૌના ઉપયોગમાં આવો, એજ એની ઇચ્છા હોય. જરુર પડે અને બીજાની વસ્તુ લેવી પડે તો લે, પણ એ વસ્તુને બગાડવાની કે પચાવી પાડવાની બદદાનત એનામાં ન હોય. તેમજ પોતા પાસે જે હોય તે બીજાના ઉપયોગમાં આવી જાય

તો એ નાખુશ ન થાય. આવા પ્રકારની ઉત્તમ કોટિની ઉદારતા વિના સદાચાર ટકી શકે નહિ. આ રીતે આ ચારે ગુણોની એક-બીજા સાથે સંકળાએલ સંકલના છે.

આ ચારેય પ્રગતિના સાધનરુપ સદ્ગુણોને જીવનમાં અમલી બનાવવાને સારુ આપણા આત્માને સત્વશીલ બનાવવો જોઇએ. જ્યાં સુધી આત્મામાં એ જાતિના પરિણામ ન જાગે અને સત્ત્વ ન આવે, ત્યાં સુધી એ ભાવના અને સત્ત્વ કેળવાય તેવા પ્રયત્નો કરતા રહેવું જોઇએ, તેમજ જે આત્માઓ સત્ત્વશીલ બનીને આ આત્મકલ્યાણકર માર્ગની આરાધના કરનારા હોય તેમની સેવા કરવી જોઇએ અને એ માર્ગને ગ્રહણ કરવા તૈયાર થનારા આત્માઓની અનુમોદના કરવી જોઇએ! વળી પોતાનું આત્મસત્ત્વ ખીલવવાને માટે, છેવટ કાંઇ ન બને તો પણ સદ્વિચાર, સહિષ્ણુતા, સદાચાર અને ઉદારતા,—એ ચાર ગુણો વાસ્તવિક રૂપમાં કેળવી લેવા જોઇએ.

આ ચાર સદ્ગુણો જેનામાં યથાસ્થિતપણે આવી જાય, તેનો આત્મા અવનતિને પામે નહિ અને એની ઉન્નતિ-પ્રગતિ થોડા કાળમાં થાય. સર્વ પૌદ્ગલિક પદાર્થોનો સર્વથા ત્યાગ, જ્ઞાની પુરુષોએ દર્શાવેલા વિધિ મુજબ કરવો, એ આત્માની ઉન્નતિ કરવાનો પ્રબળ ઉપાય છે. માત્ર એ માટે થોડો પણ યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ. આવા પ્રકારના પ્રયત્નો વિના જીવનમાં શાન્તિ આવવાની નથી, અને આ વિના જીવનનાવને સહેજે ખરાબે ચઢતાં વાર નહિ લાગે, કારણ કે, જે આત્મામાં બીજાનું ભલું ઇચ્છવાનો સદ્વિચાર નથી હોતો તે આત્મામાં બહુ બૂરા વિચારો હોય છે. જો આજની દુનિયામાં આ પ્રકારે સદ્વિચાર આદિ ગુણોનું વાતાવરણ ફેલાવા પામે તો અવશ્ય પરિવર્તન થાય.

આ ચાર સદ્ગુણોને ખીલવવા હોય, આત્મસત્ત્વને વિકસાવવું

હોય અને ધીમે ધીમે પણ આત્માની ઉન્નતિ સાધવી હોય, તો દુનિયાની બધી અહિતકર પૌદ્ગલિક વસ્તુઓને પર માનવી જોઇએ. જ્યાંસુધી એ માન્યતા નહિ થાય અને નાશવંત પદાર્થોમાં આંધળું મમત્વ રહેશે, ત્યાં સુધી સમાધિપૂર્વક જીવાશે ય નહિ અને સમાધિપૂર્વક મરાશે ય નહિ. જન્મ્યા રોતા રોતા, જીવીએ પણ રોતા રોતા અને આ રીતે મરવું પડે તો મરવાના પણ રોતા રોતા.

રોતા જન્મ્યા એમાં તો નિરૂપાય હતા, પરન્તુ હસતા હસતા સમભાવે જીવવું હોય અને હસતા હસતા સમાધિમય અવસ્થાને ભોગવતા મરવું હોય, તો દુનિયાના પૌદ્ગલિક પદાર્થોને પર માની, એ સર્વનો સર્વથા ત્યાગ કરવાનું ન બની શકે તો પણ, છેવટમાં છેવટ સદ્વિચાર, સહિષ્ણુતા, સદાચાર અને ઉદારતા,—આ ચાર સદ્ગુણો ખીલવવા જોઇએ. આટલું થાય તો ય હસીને સમભાવે જીવાય અને હસીને સમાધિપૂર્વક મરાય. ટુંકમાં એટલું જ કે, આ રીતે સાધ્યને માર્ગે ગતિ કરીને વર્તમાન જીવનને વધુમાં વધુ સુન્દર બનાવવું, કે જેથી મૃત્યુ, સ્વ કે પરને માટે મહોત્સવરૂપ બની શકે.

## જાગતા રેજો :

માનવ સમાજને
કર્તવ્યનો સાદ

૯

દુઃખના લેશ વિનાના, સંપૂર્ણ અને શાશ્વત સુખને સાધવા માટેની સર્વોત્તમ સામગ્રી માત્ર આ મનુષ્યજીવનમાં જ મળી શકે છે અને માટે જ મનુષ્યો વિશ્વના સઘળા જીવોમાં ઉત્તમ કોટિના જીવો તરીકે ઓળખાય છે. આમ છતાં, એ વાત પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે વિશ્વના સઘળાય જીવોમાં ઉત્તમ કોટિના જીવો તરીકે ઓળખાતા મનુષ્યો પણ જો કર્તવ્યશીલ ન હોય, તો એમના જેવા અધમ કોટિના જીવો પણ બીજા કોઈ બની શકતા નથી. આથી ઉત્તમ કોટિમાં આવેલા જીવો ઉત્તમ કોટિમાં કાયમ રહે અને અધમ કોટિમાં ચાલ્યા ન જાય, એ માટે જ્ઞાનિમહાપુરુષોએ, મનુષ્યકર્તવ્યનું, મનુષ્યે કેવી કેવી રીતે વર્તવું જોઈએ—એનું વર્ણન કરવાનો ખૂબ ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો છે અને એ દ્વારા 'જાગતા રેજો'નો સૌન દિનરાત કેવળ ઉપકારવૃત્તિથી તેમાં આપતા રહ્યા છે.

સંસારમાં આ એક એવી જાત છે, કે, જે ધારે અને સમજે તો પોતાનું અને બીજાનું પણ ભલું કરી શકે અને કર્તવ્ય ભૂલે તો પોતાનું તેમજ દુનિયાના જીવોનું પણ ભયંકર રીતે ભૂંડું કરનાર બન્યા વિના રહે નહિ; જ્ઞાનિમહાપુરુષોએ, જો માનવ જાતના કર્તવ્યનો વિચાર ન કર્યો હોત, તે મહાપુરુષોએ જો આત્મશ્રેયને સાધવા માટે માનવજાતના કર્તવ્યનો માર્ગ ન દર્શાવ્યો હોત અને એ માર્ગને જો બીજા પણ ઉપકારિઓએ જીવંત ન રાખ્યો હોત, તો દુનિયામાં સુધારવાનો:-સાચા સુખની વાસ્તવિક અને પરિપૂર્ણ સાધના કરવાનો માર્ગ, આ સંસારમાં વિદ્યમાન હોત જ નહિ.

સત્પુરુષોનું-જ્ઞાનિમહર્ષિઓનું કાર્ય તો ઉપદેશ દેવાનું છે, પણ ઉપદેશનો અમલ તો સૌને પોતાને જ કરવાનો છે. કરવા યોગ્ય વસ્તુને તે રુપે અને તજવા યોગ્ય વસ્તુને તે રૂપે સમજાવી દેવી, વસ્તુને વસ્તુગતે દર્શાવવી, એ જ્ઞાનિપુરુષોનું કાર્ય છે; પણ એ પછી એનો અમલ કરવો, એ કાર્ય તો દરેકનું પોતાનું છે. કર્તવ્યને અદા કરવાની વૃત્તિ ત્યારે જ પ્રગટે કે, જ્યારે જીવનની કિંમત સમજાય નહિ,-જે માટે આ જીવનને જ્ઞાનિમહાપુરુષોએ ઉત્તમ કહ્યું છે, કિંમતી કહ્યું છે, તે વસ્તુ સમજાય નહિ, હૈયે જચે નહિ ત્યાં સુધી સારી પણ વસ્તુને ઉકરડે ફેંકી દેવા જેવી સ્થિતિ થાય, તો તે સ્વાભાવિક નથી.

દુનિયાના સઘળા જીવોને સુખની ઇચ્છા છે; સંસારમાં કોઈ જીવ એવો નથી, કે જેને સુખની ઇચ્છા ન હોય, સૌને એકમાત્ર સુખ મેળવવાની ભાવના છે. આવી ભાવના જેમ પોતાને માટે છે, તેમ સૌને માટે થઇ જાય તો કાલે દુનિયા ફરી જાય 'મારે દુ:ખ નથી જોઇતું પણ સુખ જોઇએ છે, તેમ દુનિયાના બધાય જીવોને દુ:ખ નથી જોઇતું પણ સુખ જોઇએ છે.'-આટલો

વિચાર જો બરાબર આવી જાય અને હૃદયમાં સ્થિર બની જાય પણ માણુસાઇ આવ્યા વિના રહે નહિ. માણુસ માત્રમાં આ વિચ અવશ્ય હોવો જોઇએ. જેનામાં આવો વિચાર કરવા માણુસાઇ ન તે પોતાનાં જીવનને નિષ્ફળ બનાવે છે.

એટલે, 'મારે દુઃખ નથી જોઇતું પણ સુખ જોઇએ છે, ત દુનિયાના બધાય જીવોને દુઃખ નથી જોઇતું પણ સુખ જોઈએ છે. એ વિચાર હૃદયમાં સ્થિર થઇ જાય, તો માણુસાઈ આવ્યા વિના ર નહિ. કારણ કે, એ વિચારવાળો પોતાનાં સુખને માટે બીજાને દુઃ દેવાને તત્પર બને નહિ. પોતાના સુખને માટે બીજાનું સુખ છીન લેવું એ માણુસાઇ નથી, પણ **બીજાનાં સુખને માટે પોતાન સુખનો ભોગ આપવો પડે તો તે પણ આપવો એ માણ સાઈ** છે. વિવેકપૂર્વક દુન્યવી સુખનો એ રીતે ભોગ આપનારાઓ વાસ્તવિક સુખની સાધના કરી શકે છે અને પોતાનાં સુખને મ બીજાઓને દુઃખ દેતાં આંચકો નહિ ખાનારાઓ માણુસાઇ ગુમા દે છે. અને જ્યાં એ માણુસાઇ ગઇ, કે પછી એનામાં બીજું સ કાંઇ રહેતું નથી.

મનુષ્યમાંથી માણુસાઇને ખોવડાવનાર એક જ આ ભયંકર કોટિ ભાવના છે કે, 'મારે સુખ જોઈએ અને દુઃખ ન જોઇએ આ તે મ ગમે તે કરવું,' આ મનુષ્યપણાના મૂળમાં સડારૂપ ભાવના છે. 'દુઃ કાઢવા માટે અને સુખ મેળવવા માટે, મને ગમે તે કરવાની છૂટ છે આવી માન્યતા માણુસાઇનો નાશ કરનારી છે. જ્યારે સૌ માટે ભાવના આવે કે, 'બધાનાં દુઃખ નાશ પામો, કોઇને પણ દુઃખ થાઓ અને સૌ સુખી થાઓ'–ત્યારે માણુસાઇ આવી શકે.

માણુસાઇ કેળવાય એ માટે, માણુસાઇને વિકસાવવાને મા 'અમે કાં'ક છીએ અને અમારું બધું છે.'–એ ભાવનાને બદ

'અમે કાંઈ નથી અમારું કાંઈ નથી'–આ ભાવના આવવી જોઈએ આ પરિવર્તન આવવું, એ મુશ્કેલ વસ્તુ છે, પણ સુખી થવા ઇચ્છનારે આ પરિવર્તન લાવવું, એ અનિવાર્ય છે. 'અમે જ કાંઈક છીએ અને દુન્યવી સઘળું સારું અમારું જ હો!'–એ ભાવનાએ તો દુનિયામાં જુલમ ગુજાર્યો છે. 'હું જ સારો કહેવાઉં અને દુન્યવી સારું સઘળું મારું જ હો!'–એ ભાવના આજે મોટે ભાગે પ્રવર્તી રહી છે, પણ જ્ઞાનિઓએ તો એવા 'હું'પણાને અને 'મારા'પણાને, મોહના અસ્ત્ર તરીકે ઓળખાવેલ છે.

'હું' પણામાં અને 'મારા' પણામાં આદમી એવો અન્ધો બની જાય છે કે, એ બીજા માટેનું ભાન ભૂલે છે. એને એ ખ્યાલજ નથી રહેતો કે, 'હું જેમ દુઃખને ઇચ્છતો નથી અને સુખને ઇચ્છું છું, તેમ દુનિયાના બીજા જીવો પણ દુઃખને ઇચ્છતા નથી અને સુખને ઇચ્છે છે; માટે મારે 'હું'પણામાં અને 'મારા'પણામાં ભાન ભૂલીને બીજાઓને, ન તો દુઃખ દેવું જોઈએ કે 'ન તો બીજાઓની વસ્તુઓને ઝૂંટવી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ.' માણસાઈ વિનાના માણસો તો જેટલા અનર્થો કરે, તેટલા ઓછા જ છે એમ માનવું પડે. તેમનું ચાલતું હોય, તેમનું નિપજતું હોય તો, તેઓ કરતા હોય એથી વધારે અનર્થો કર્યા વિના પણ રહે નહિ.

એટલે હકીકત એ છે કે, દુનિયામાંથી જો 'હું' પણું અને 'મારા-' પણું ભૂલાઈ જાય, તો આજે દુનિયામાં ધોધમાર ચાલી રહેલા અનર્થો અટકી જાય. જો કે બધા માટે આમ બનવું એ શકય જ નથી. પણ જો ઠીક ઠીક પ્રમાણમાં ય એવા બને, તો પણ આજની દશામાં ઘણું પરિવર્તન આવી જાય. આજે જે પાપની ભડમાર ચાલી રહી છે, તે જરુર અટકી જાય, સત્પુરુષો તરફથી એ માટે પ્રયત્ન થતો આવ્યો છે અને થતો રહેશેઃ એમના એ પ્રયત્નના યોગે પુણ્યાત્માઓ

પાપથી બચ્યા છે અને બચશે. પાપથી બચવા ઇચ્છનારા બચી જાય-પોતાનાં મોંઘા માનવજીવનની કિંમત સમજે તેમજ તજવા યોગ્ય અને કરવા યોગ્ય કાર્યોનો વિવેક કરી ત્યાજ્યના ત્યાગમાં અને કરવા યોગ્યને કરવામાં પ્રયત્નશીલ બની શકે, એ માટે આપણે અહિં કર્ત્તવ્યધર્મનો સાદ માનવ જાતને ઉદ્દેશીને આપી રહ્યા છીએ.

માનવતા પામવાને માટે ઉપર કહી ભુમિકા બાદ, જે કાંઈ કહેવાનું રહે છે તે જે કે, જે માનવ કર્ત્તવ્યરુપે આપ્તપુરુષોએ ફરમાવેલાં કર્તવ્યો-કરણીય આચારો છે.

આ કાર્યો જીવનમાં શાંતિ આપનારાં, મરતી વખતે આત્માને વલોપાતમાંથી બચાવનારાં અને અન્તે પરમ કલ્યાણની ઉત્કટ સાધનામાં સહાયક થનારાં છે,

તેમાં સૌથી પહેલુ કાર્ય-भगवति वीतरागे भक्ति: ' આત્માને પાપથી દૂર ખસેડાને આત્માના શુદ્ધ આદર્શને સામે ખડો કરનાર શ્રી. વીતરાગ પરમાત્મા છે: એમનામાં નથી તો રાગ કે નથી દ્વેષ. સંસારનાં-કર્મનાં સઘળાં બંધનોનો નાશ કરીને જેઓ શ્રેષ્ઠદશાને પામ્યા છે તથા સંસારથી તરવાનો જે માર્ગ-તેને જે સ્થાપી ગયા છે, તે શ્રી અરિહંત પરમાત્મા કહેવાય. તેઓ આપણને સ્વચ્છ આરીસાની માફક આપણી દશાનું ભાન કરાવનારા છે. તેમના સ્વરુપને જાણીને તેનું જો ચિન્તવન કરવામાં આવે, તો આત્માને આત્માની પીછાન થયા વિના રહેજ નહિ. આવા પરમાત્માની આજ્ઞાનું પાલન કરવાનો નિશ્ચય અને તેનો શકય અમલ, એ એમની પરમ ભક્તિ કહેવાય. આથી, પરમાત્માની ભક્તિ કરવા ઇચ્છનારે, પરમાત્માએ નિષેધ કરેલાં કાર્યો નહિ કરવાનો અને કરવા માટે કહેલાં કાર્યો શકિત મુજબ કરવા માટે પ્રયત્ન કરવાનો નિર્ણય કરવો જોઇએ. આવો નિર્ણય કરનાર ભાગ્યશાલિઓ એ તારકોની મૂર્તિ આદિની પણ

શક્યતા મુજબ સેવા-પૂજા કરવાને તત્પર બને, એ સ્વાભવિક જ છે.

બીજું કાર્ય 'सवप्पपाणिवग्गे करुणा' સઘળાંયે પ્રાણિવર્ગ ઉપર કરુણાભાવ રાખવો, આ બીજું કાર્ય છે. નાનો હોય કે મોટો હોય, પોતાનો હોય કે પારકો હોય, દુશ્મન હોય કે મિત્ર હોય, સર્વ જીવો પ્રત્યે કરુણા રાખવી જોઇએ. આપણને જેમ દુઃખાદિ પસંદ નથી, તેમ બીજાને પણ પંસદ ન જ હોય. માટે બીજાને દુઃખાદિ દેવામાં નિમિત્તરુપ થવું જોઇએ નહિ. પોતાના સ્વાદ માટે કે મોજ શૉખ માટે અનેક પ્રાણીઓનો નાશ ન થવો જોઇએ. જ્યાં નિર્વાહ માટેય નિર્દય બનવાનું હોય નહિ, ત્યાં સ્વાદ કે મોજશોખ માટે બીજા જીવોનો નાશ કરવો તે વિવેકશીલ માનવને શોભે નહિ. કરુણાને અંગે પણ ઘણું વિચારવા જેવું છે. દ્રવ્ય અને ભાવ એ બે ભેદોમાં ઘણા ઉંડા ઉતરવા જેવું છે.

ત્રીજું કર્તવ્ય-સર્વ જીવો પ્રત્યે કરુણાવાળો જેમ દુઃખ ન દે, મારે નહિ, તેમ અભય આદિનો પણ દાતા હોય. દુઃખમાંથી બચાવવા લક્ષ્મી આદિનું દાન પણ કરવું પડેઃ માટે ત્રીજું કર્તવ્ય તે યથાશક્તિ દાન. જે જીવને જે કાળમાં જેની જરુર હોય, તેને યોગ્ય સામગ્રી પૂરી પાડી પરમાત્માની ભક્તિમાં એ લીન બને અથવા પરમાત્માની આજ્ઞાનું એ પાલન કરતો બને કે દુઃખ મુક્ત થાય એમ કરવું તેનું નામ દાન છે. ભૂખ આદિના દુઃખથી પીડાતા દુઃખીનાં દુઃખને દૂર કરવા માટે, આહાર, વસ્ત્ર આદિ પદાર્થોનું દાન કરવું, એ પણ ધર્મના મૂળને પોષનારું દાન છે.

ચોથું કર્તવ્ય-આ ત્રણ ગુણોને ટકાવવાને માટે ચોથો ગુણ શ્રવણનો જોઇએ. અનંત જ્ઞાનિઓએ દર્શાવેલ દુઃખને તરવાના માર્ગને પ્રરુપનારાં શાસ્ત્રને સુશ્રદ્ધાપૂર્વક સાંભળવું, એ ચોથું કર્તવ્ય છે. આ યુગમાં શાસ્ત્રને સાંભળવાની અને સાંભળેલાને વિચારવાની ફુરસદ

પ્રાયઃ બહુ ઓછાને મળે છે. આજે તો શહેર ને ગામડાં લગભગ એકાકાર જેવાં થઇ ગયાં છે. પહેલાં તો લગભગ દરેક ઘેર શાસ્ત્રવાંચન થતું આજે વર્તમાનપત્રનું વાંચન થાય છે. શાસ્ત્રશ્રવણનો ગુણ જવાથી સાચી ભક્તિ, સાચી દયા અને સાચું દાન એ વગેરે ગુણો નહિવત્ થઇ ગયા છે. માટે પ્રભુભક્તિ, પ્રાણિદયા અને દાનાદિ ગુણોને મેળવવા તથા ટકાવવા હોય તો, **શાસ્ત્રશ્રવણ જરૂર કરવું જોઇએ.**

**પાંચમું કર્તવ્ય**–'पापापोहे समीहा' પૂર્વજીવનમાં કરેલાં અને વર્તમાનમાં થતાં પાપોનો નાશ કરવાની ઇચ્છા હોવી તે. જે પાપો સેવાઇ ગયાં તેને ટાળવાની ઇચ્છા, પાપથી ડરનારને હોય જ. કોઇનું ખોટી રીતે પચાવી પાડયું હોય, તો જઇને કહી દેવું જોઇએ કે, 'તારા અજ્ઞાનનો, તારી બેહોશીનો મેં લાભ લીધો છે!' પાપનો નાશ કરવાની ઇચ્છા હોય તો આ કરવું જોઇએ. પશ્ચાતાપથી, એકરારથી, પ્રાયશ્ચિત્તથી અને દંડથી પણ પાપનો નાશ કરવાની ઇચ્છા હોવી જોઇએ. જે જે પાપો સેવાયાં હોય, તેનો યોગ્ય પશ્ચાતાપ થવો જોઇએ અને ભવિષ્યમાં તે તે પાપો નહિ કરવાની ઇચ્છા હોવી જોઇએ. જ્યાં પાપના નાશની ઇચ્છા ન હોય, ત્યાં પહેલાં ચાર કર્તવ્યો વાસ્તવિક રીતે જીવનમાં આવે જ નહિ. માટે પાપનો નાશ કરવાની ઇચ્છા હોવી અગર થવી, એ પણ બહુજ જરૂરી છે કેમકે હૈયામાંથી પાપભીરુતા ચાલી જવાથી અધઃપતનનાં દ્વાર ઉઘડી જાય છે.

**છઠ્ઠુ કર્તવ્ય**–વિષય કષાયરૂપ ભવની ભીતિ. વિષય અને કષાય, સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દ,—એ પાંચે ઇન્દ્રિયોના પાંચ વિષયો અને ગુસ્સો, ઘમંડ, પ્રપંચ તથા લોભ,—એ ચાર કષાયો, તે મય જે સંસાર, તેનાથી ભય પેદા થવો જોઇએ. પાપથી બચવા

ઇચ્છનારે વિષય–કષાયના સહવાસથી જેમ બને તેમ દૂર રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ.

**સાતમું કર્તવ્ય**–મુક્તિ માર્ગનો અનુરાગ, જેને વિષય–કષાય રુપ સંસાર ન ગમે, તેને મુક્તિ ગમે એ દેખીતી વાત છે. આત્માનાં શુદ્ધ સ્વરુપનો અનુભવ એ મુક્તિ છે એ શુદ્ધ સ્વરુપને પ્રગટાવવાનો જે માર્ગ, તેને મુક્તિમાર્ગ કહેવાય. એના ઉપર અનુરાગ કેળવીને તેને આચરવાને માટે પ્રયત્નશીલ બનવું જોઇએ.

**આઠમું કર્તવ્ય**–મુક્તિ માર્ગ તરફ અનુરાગ કેળવાય અથવા અનુરાગ હોય તો તે દઢ બને અને મુક્તિ માર્ગે પ્રયત્નશીલ બનવાની ભાવના તેજ બને, એ માટે સંસારના સંગથી રહિત એવા આપ્તપુરુષો એટલે મહાવ્રતધારી નિર્ગ્રન્થ સાધુમહાત્માઓનો સદ્‌ભાવપૂર્વક સંગ કરવો જોઇએ. કારણ કે, સંગ તેઓનો હોવો જોઇએ કે જેમનો સંગ કરવાથી સંસારનો લેપ ન લાગે, સંસાર પ્રત્યે વિરાગભાવ પ્રગટે. આથી સત્પુરૂષોનો સંસર્ગ કરવાથી પણ મુક્તિમાર્ગની સાધના સહેજે સુલભ બને છે.

**નવમું કર્તવ્ય**–વિષયવિરાગ. આત્મકલ્યાણના અર્થીએ શબ્દાદિ વિષયોના રાગને જીવનમાંથી દૂર કરવા, અર્થાત—વિષયોથી વિરક્ત મનવાળા બનવાનો પ્રયત્ન પણ જરુર કરવો જોઇએ. જેઓ વિષય વિરાગી બને છે, તેઓ પોતાનું અને પરનું પણ સુધારી શકે છે વિષય વિરાગી સંસારમાં રહ્યો હોય, ત્યાગી ન થયો હોય તો પણ, ઘણાં ખરાં પાપોથી પોતે બચી જાય છે અને બીજા પણ ઘણાઓને અનેકવિધ પાપોથી બચાવી શકે છે.

આ મુજબ, માનવકર્તવ્ય તરીકે સર્વ માનવસમાજના હિતનું લક્ષ્ય રાખીને **આત્મકલ્યાણની દષ્ટિએ 'જાગતા રેજો'ના સાદરૂપે**

અહિં જે નવ કાર્યો ઉપદેશવામાં આવ્યાં છે. તેને પોતાના જીવનમાં જેઓ શક્તિ મુજબ ઉતારે છે. તે આત્માઓ કદાચ સર્વત્યાગી ન બની શકતા હોય, તો પણ જ્ઞાનિપુરુષોએ દર્શાવેલા માર્ગે શક્તિ અને સામગ્રીના પ્રમાણમાં ચાલીને ધીરે ધીરે તેઓ પોતાના પરભવને સુધારનારા બને છે.

પરિણામે આવા ઉત્તમ કોટિના આત્માઓનું આ ભવનું જીવન પણ જગતના જીવોને માટે શ્રાપ રૂપ નહિ બનતાં આશિર્વાદ રૂપ બની જાય છે, આ રીતે સૌ કર્તવ્યોના પાલન દ્વારા જગતના જીવોને માટે આશિર્વાદરૂપ બનો! અને પોતાના પરલોકને સુધારી પરિણામે દુઃખના લેશથી પણ રહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખને પામો! એજ શુભ અભિલાષા.

# સંસ્કારોના ઘડવૈયા: મા બાપ તેમજ શિક્ષકોને કહેવાજોગું

## ૧૦

જ્યાં બાળકોનાં શિક્ષણનો પ્રસંગ હોય, બાળકોની સુધારણાનો વિચાર કરવાનો હોય, 'આ બાળકો ભવિષ્યમાં સાચા મનુષ્યો કેવી રીતે બને અને એમનું જીવન કેવું ઘડાય તો તેઓ જીવન પર્યંત કર્તવ્યપરાયણ બન્યા રહે',—એ વિષે વિચારવાનું હોય, ત્યાં માત્ર એકલા વિદ્યાર્થિઓને જ ઉદ્દેશીને ન કહેવાય, કારણ કે, તેઓનાં જીવનની શુદ્ધિ અને અશુદ્ધિનો આધાર મુખ્યત્વે બીજાઓ ઉપર છે. પોતાનું જીવન ઘડવામાં તેઓ પરતંત્ર છે, આથી બાળસુધારને માટે, જેમના આધારે અને જેમની નિશ્રામાં એ બાળકોનું જીવન ઘડાય છે, તેઓને જ લક્ષ્યમાં રાખીને, તેઓની વાસ્તવિક ફરજ સમજાવવી જોઇએ.

બાળકોમાં તો, 'જેવું દેખે એવું શીખે' અને 'કહીએ તે કરે,' એ ગુણ હોય છે, એટલે જેવું દેખે એવું શીખે અને કહીએ તે કરે,

એવા ગુણવાળાં બાળકોને સારાં બનાવવાં કે ખરાબ બનાવવાં, તે તેમના વાલીઓ કે વડિલોના હાથની વાત છે, એમ સામાન્ય રીતે જરૂર કહી શકાય. આ દૃષ્ટિએ એમ પણ કહી શકાય કે, જેના આશ્રય નીચે એ બાળકો ઉછરતાં હોય છે, તેમના ઉપર તે બાળકોના સારા કે નરસા ભવિષ્યનો આધાર હોય છે. 'જેવું દેખે એવું શીખે' અને 'કહીએ તે કરે' એ પ્રકૃતિગત સ્વભાવના પ્રતાપે મોટે ભાગે બાળકો, તેમના વડિલ, શિક્ષક, પાલકને પોષક જેવા નિવડે છે. અપવાદ બધે હોય, પણ મોટે ભાગે એમ જ બને છે કે, બાળકનું જીવન, તે જેના આશ્રય નીચે હોય, તેના જેવું ઘડાય છે: આથી બાળકોમાં જે જે ખામીઓ દેખાય, તેનો દોષ માત્ર બાળકોને જ નહિ દેતાં, જેમના આધારે તેમનું જીવન ઘડાય છે તેમને આ માટે જવાબદાર ગણવા જોઇએ. આથી આ પ્રસંગે તેમની વાત પહેલી કરવી જોઈએ અને એ માટે સમજી લેવું જોઈએ કે, બાળકના દોષ માટે, બાળક કરતાં, એનાં વડિલ આદિ વધુ દોષિત છે.

બાળક જન્મ્યા પછીથી, પહેલું તેની માતાના આશ્રયમાં આવે છે, પછી તે પિતાના આશ્રયમાં રહે છે અને ત્યારબાદ તે શિક્ષકને સોંપાય છે. જ્યાં સુધી માતા પોતાની માતા તરીકેની જેટલી ફરજો છે તે ફરજોને ન સમજે, જ્યાં સુધી પિતા પોતાની પિતા તરીકેની જેટલી ફરજો છે તે ફરજોને ન સમજે અને જ્યાં સુધી શિક્ષક પણ પોતાની શિક્ષક તરીકેની જેટલી ફરજો છે તે ફરજોને ન સમજે, ત્યાં સુધી બાળકનાં જીવનને ઉચ્ચ અને સંસ્કારી ઘડવામાં તેમને નિષ્ફ઼ળતા જ મળવાની. કારણ કે, બાળક તેમનું બોલાવ્યું બોલે છે, તેમને દેખાડેલા રસ્તે જાય છે અગર તો તેમની પ્રેરણા મુજબ આગળ વધે છે, અને તેમનું શીખવ્યું શીખે છે.

આથી સ્પષ્ટ છે કે, જો બાળકનાં માતા પિતા અને શિક્ષક ઉત્તમ હોય, તો ઉત્તમ કોટિના સંસ્કારો પડે અને માતા, પિતા તથા શિક્ષક જો અધમ હોય તો અધમ કોટિના સંસ્કારો પડે, માટે બાળકોને સુધારવા હોય, તો પહેલાં તો એ ત્રણેએ તો અવશ્ય સુધરવું જોઇએ.

માતાઓએ વિચાર કરવો જોઇએ કે, 'એક માતા તરીકે બાળક પ્રત્યે આપણી ફરજ કયી છે'? પિતાઓએ પણ બાળક પ્રત્યેની સ્વાર્થીલી ભાવનાનો ત્યાગ કરીને, 'એ કયી રીતે ઉત્તમમાં ઉત્તમ કોટિનો મનુષ્ય બને અને પોતે દુઃખ વેઠીને પણ બીજાને સુખ આપવામાં આનંદ પામનારો બને'–એવી ભાવનાને અપનાવવી જોઇએ, **બાળકો દ્વારા દુન્યવી સ્વાર્થ સાધવાનો ઈરાદો, માતા-પિતાને સાચા માતા-પિતા બનવા દેતો નથી.** 'બાળક મોટો થઇને પરણે, વંશ વધારે, સારી રીતે કમાય, રળીને ખવડાવે અને ઘરની સંપત્તિ વધારે',–એ ખરાબ ઇરાદો છેઃ અને એ ખરાબ ઇરાદાના યોગે માતા–પિતા એનામાં જે સંસ્કારો રેડે છે, તેનાથી બાળકની પરમાર્થ ભાવનાનો લોપ થઇ જાય છે. દુન્યવી સ્વાર્થની ભાવના બાળકને હિતમાર્ગે દોરી શકતી નથી. માતા–પિતાએ જો સાચાં માતા–પિતા બનવું હોય, તો એ સ્વાર્થી ભાવનાનો ત્યાગ કરવો જોઇએ અને બાળકનું વાસ્તવિક કોટિનું ભલું થાય, એવું કરવાની ભાવનાને કેળવી લેવી જોઇએ.

આજે દુનિયામાં ઘણાંય સ્ત્રી–પુરુષો એવાં છે, કે જેઓ મા–બાપ બનવાને માટે તલસી રહ્યાં છે. એ માટે તેઓ અણછાજતા પ્રયત્નો પણ કરે છે અને તેમ છતાં ઘણાંય સ્ત્રી–પુરુષો, મા–બાપ બની શકતાં નથી ! મા–બાપ બનવાને માટે પણ દુનિયામાં કાંઇ ઓછાં પાપ સેવાતાં નથી. દુનિયામાં એવા પણ ધૂતારાઓ આજે મોજ

કરે છે કે, જેઓ મા–બાપ બનવાની ઇચ્છાવાળાઓને ભમાવીને ધૂતી ખાવાનોજ ધંધો કરે છે. વળી મા–બાપ બનવા માટે અનેક પ્રકારની બાધા–આખડીઓ પણ રખાય છે કેટલીક વાર તો સાંભળતાં ત્રાસ ઉપજે અને મોંઢે બોલી શકાય પણ નહિ, એટલા કારમા પ્રયત્નો પણ કેટલાક લોકો મા–બાપ બનવાને માટે કરે છે, આ બધું આપણી જાણ બહાર નથી, પૈસા મેળવવાને માટે જેમ કારમા પણ અનર્થો સેવાય છે, તેમ દુનિયામાં મા–બાપ બનવાને માટે પણ કારમા અનર્થો સેવાય છે.

લોકોને મા–બાપ બનવાની આવી તીવ્ર લાલસા હોવા છતાં, એક બાળકના મા–બાપ બની ગયા પછીથી પોતાની ફરજ શી છે? એ વિચાર તેઓને ભાગ્યે જ સુઝે છે. મોટા થાય, પરણે, કમાય, વંશ રાખે અને ઘડપણમાં અમારી ચાકરી કરે, આવો સ્વાર્થ સાધવાનો જ જ્યાં હેતુ હેય, ત્યાં–'એ બાળક સુસંસ્કારી બને, નીતિમય જીવન ગુજારનારો બને, ધર્મનો સાચો આરાધક બને અને પોતાને પ્રાપ્ત થએલી સામગ્રીનો સદુપયોગ કરવા દ્વારા સ્વપરશ્રેય સાધનારો બને'–આવો વિચાર આવવો લગભગ અશકય છે.

બાળક જ્યારે જન્મે છે, ત્યારે એનામાં ખાસ જ્ઞાન હોતું નથી. એનું હૈયું કોમળ હોય છે. એનું શરીર અને એની દશા એવી હોય છે કે એને એકલું મૂકીને મા દૂર જવાની હિંમત પણ કરી શકતી નથી, કારણ કે, કદાચ મા દૂર જાય અને કુતરું ઉપાડી જાય, એ દશા હેય છે. આવી અવસ્થામાં બાળક મોટે ભાગે મા પાસે રહે છે. તદ્દન અજ્ઞાન જેવી હાલતમાંથી જ બાળક માતાની દેખરેખ નીચે આવે છે. સુવા–બેસવાનું મા પાસે રહે છે અને બાળકને પોષણ મેળવવાનું પણ માતાના શરીમાંથી હોય છે. આ દશામાં માતા જો ધારે તો એવા સુંદર સંસ્કારો નાખી શકે કે, ભવિષ્યમાં બાળક

સ્વાર્થી, પેટભરું, પ્રપંચી, દગલબાજ, સ્વાર્થ માટે પારકાનું હિત હણનાર અને જીવનને પાપમય બનાવીને ઉત્તમ મનુષ્યભવને બરબાદ કરનાર નિવડવાને બદલે, **પરમાર્થી નિવડે, સંસારમાં રહે તો કુળદીપક નિવડે અને સંસારત્યાગી બને તો ધર્મદીપક નિવડે.** પણ આવું પરિણામ આવે એ માટે દરેક માતાએ પોતાના ધર્મને સમજવો જોઇએ, બાળક પ્રત્યેની પોતાની ફરજનો ખ્યાલ કરવો જોઇએ અને બાળકનું જીવન ઉચ્ચ ને સુસંસ્કારી કેમ બને, એને જ એક ધ્યેય બનાવીને એ તરફ પૂરતું લક્ષ્ય આપવું જોઇએ.

માતાઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે, નાના પણ બાળકના કાન ઉપર અયોગ્ય વાતો નહિ પડવી જોઇએ, પણ સુંદર વાતોના જ પડઘા પડયા કરવા જોઇએ. વડિલોએ સમજવું જોઇએ કે, એવડું પણ બાળક માતા-પિતાદિની ચેષ્ટાઓને દેખે છે અને એની પણ છાયા એના અંતર ઉપર પડે છે માતા શાણી હોય તો જરૂર સમજે કે, 'આ બચ્ચાને પણ આત્મા છે: મારી ફરજ જેમ એના શરીરને પાળવાની અને પોષવાની છે, તેમ એના આત્માને પણ પાળવાની અને પોષવાની છે એટલે એ **માતાએ બાળકના શરીર કરતાં પણ તેના આત્માની કાળજી વધારે રાખવી જોઇએ.**

'મારો બાળક દુર્ગુણનો અધિકારી ન બને, સજ્જન કે ધર્માત્માએ કદિ પણ નહિ કરવા યોગ્ય પાપોના તે દોષિત ન જ બને, ગુણનો વિરોધી ન બને અને ગુણિ આત્માઓનો દ્વેષી નહિ પણ રાગી બને' —આટલી પણ કાળજી જો માતા રાખે, તો બાળકમાં સુંદર સંસ્કારો પડે, પણ આજે તો લગભગ એ દશા છે કે, બાળકના કાને સારી વાતોના પડઘા પડવા તો દૂર રહ્યા પણ ગાળોના અને એવા જ બીજા પણ અવાજો કાન ઉપર જરૂર પડે છે, કેટલીક માતાઓ બાળકોને હુલામણામાં ખોટાં તોફાનો અને હલકટ રમતો કરતાં

પણ શીખવે છે. કેટલીક માતાઓ તો મોજ ખાતર બાળકની પાસે નહિ કરાવવા યોગ્ય ચેષ્ટાઓ પણ કરાવે છે; કેટલીક માતાઓ તો વળી ઘોડીયામાં પોઢેલા બાળકને વહુ લાવવાની વાતો સંભળાવે છે, માતા હાલરડાં ગાય તો પણ એમાંય એવી ભાવનાના પડઘા હોય. આ રીતે વર્તનારી માતાઓ, પોતાનાં સંતાનોને કયા સારા સંસ્કારો કે કયું સારૂં શિક્ષણ આપે ?

આજની આવી અનિચ્છનીય દશામાં બાળકને માતાની તરફથી વારસામાં કાંઈ પણ સારૂં મળ્યું હોય, એ સંભાવના ઓછી છે. હા, કાંઈક કટુ બોલવા સાંભળવાનું અને કુચેષ્ટાઓ જોવાનું મળ્યું હોય : કારણ કે, આજની ઘણી ખરી માતાઓ દિવસમાં કેટલીયવાર કટુ શબ્દો બોલતી હશે અને કુચેષ્ટાઓ પણ કરતી હશે ?

આવી દશામાં બાળક હાલતું ચાલતું બને છે. પછી તે પિતાની પાસે પણ વધુ આવતું જતું થાય છે. માતા પાસેથી તો તેને કાંઈ સારું મળ્યું નથી, કાંઈકેય ખરાબ મળ્યું હોય, અને એ સ્થિતિમાં પિતા પાસે આવેલો છોકરો પિતા પાસેથી પણ શું મેળવે ? બાપ બજાર જાય, થાકયો પાકયો ઘેર આવે, ખીજાયો હોય ત્યારે બાળકને બે-ચાર ગાળો દઈ દે અને પછી સુઈ જાય,–આવી સ્થિતિ મોટે ભાગે જોવાય છે. કેટલાક પિતા છોકરાને રમાડતા અને મઝા કરાવતા પણ હશે, પરંતુ આપણે જે કહેવું છે તે એ છે કે, પિતાઓને પણ બાળકના સંસ્કારની, બાળકમાં પડતી ગુણ–અવગુણની છાયાની કે બાળકના વાતાવરણની તપાસ કરવાની કાં તો ફુરસદ જ નથી હોતી, જેઓને ફુરસદ હોય છે, તેઓને પ્રાયઃ દરકાર નથી હોતી અને કદાચ દરકાર રાખે છે તોય તેના દ્વારા સ્વાર્થ સાધવા પૂરતી જ. આવી દશામાં આપણે ઈચ્છીએ કે, બાળકો સારાં, ચારિત્રશીલ ને સંસ્કારી નિવડે, તો આપણી એ આશા ફળે ખરી કે વારુ ?

આ રીતે માતા-પિતા પાસે ઉછરીને બાળક પાંચ-સાત વર્ષનો થાય એટલે શિક્ષકની નિશ્રામાં આવે છે. એ માને કે ન માને તો પણ, મા-બાપ એને નિશાળમાં મૂકે છે. બાળકની ઇચ્છા વિરુદ્ધ પણ તેને નિશાળે બેસાડાય છે. ત્યાં બાળકની ઇચ્છા જોવાતી નથી, કારણ કે, માબાપે એમાં ફરજ માની છે. એ ન ભણે તો ખાય-પીએ શું ? એ ચિન્તા મા-બાપને હોય છે, એટલે બાળકને નિશાળે મૂકવાને માટે મા-બાપને કહેવું પડતું નથી. નિશાળે મોકલતાં પણ, બાળકને કોઇ મા-બાપ પ્રાયઃ એ સમજાવતાં નથી કે, 'શા માટે ભણવું જોઇએ ?' મોટે ભાગે તો એમજ કહેવાય છે કે, ' નહિ ભણશે તો ખાશે શું ? '

જો બાળકને શિક્ષણ લેવાને માટે મોકલનાર મા-બાપનો કે વડિલનો ઇરાદો માત્ર એટલો જ ન હોત અને એ સિવાયનો એટલે કે, એનો સાચો મનુષ્ય, સ્વાર્થી નહિ પણ પરમાર્થી મનુષ્ય, નીતિહીન નહિ પણ નીતિસંપન્ન મનુષ્ય અને ગુણ વિરોધી નહિ પણ ગુણ-પૂજક મનુષ્ય બનાવવાનો હોત, તો માત્ર પેટ ભરવાના અને સ્વાર્થી બનાવનારા શિક્ષણની જ યોજના ન થાત, પણ આજીવિકામાં ઉપયોગી બને એવા શિક્ષણની સાથે **બીજા પણ સુશિક્ષણની યોજના થાત. આજે એવા કોઈ સુશિક્ષણ માટે કશી પણ અસર-કારક યોજના નથી.** અને પાઠશાળા જેવી કોઇ સાધારણ યોજના છે, પણ તે નિર્જીવ છે, અને તેમાં પણ, બાળકને નિશાળમાં મોકલવા માટેની જેટલી કાળજી છે, તેટલી પણ કાળજી પાઠશાળામાં મોકલવા માટેની નથી.

સાધારણ રીતે, છોકરો યોગ્ય વયનો થાય ત્યાં સુધી માતાનો, પિતાનો અને શિક્ષકનો રહે છે. માતાએ અને પિતાએ બાળકના જીવન માટે શું કર્યું ? એ તો આપણે જોયું. આવી રીતે માતા અને

પિતાની પાસે ઉછરેલા બાળકની પાસેથી એ પરમાર્થી અને સદ્‌ગુણી બને એવી આશા રાખવી, એનામાં માતા–પિતા અને વડિલો પ્રત્યેની ભક્તિ આદિ ગુણો આવે એમ માનવું અને એનામાં ઉત્તમ ગુણોના સંસ્કારો પાડવામાં સફલ નિવડવું. એ બધું લગભગ અશક્ય છે. એના હૈયામાં ગુણો પેસાડવાના પ્રયત્નો કરવામાં આવે, છતાં એ નિષ્ફળ બને છે.

હવે શિક્ષકનો વિચાર કરીએ, તો ત્યાં પણ એના કાન ઉપર મોટે ભાગે એક જ ધ્વનિ અથડાયા કરતો હોય છે કે, આ બધું જો સારી રીતે ભણીએ તો હુંશિયાર થઇએ, કમાઇએ, ખાઇએ–પીઇએ અને સુખી થઇએ ! મા–બાપે પરણવાના, કમાવાના, ખાવા–પીવાના સંસ્કારો તો નાખ્યા જ હોય અને તેમાં શિક્ષકનો પણ સહયોગ મળી જાય, પછી અધઃપતન નિરવધિ બને છે.

માતા પાસેથી ખરાબ સંસ્કારો મળ્યાં અને પિતા પાસેથી કાંઇ પણ મળ્યું નહિ અગરતો ખરાબ મળ્યું, છતાં પણ શિક્ષકો જો સારા મળી જાય, તો કાંઈ કે ય જીવન સુધરે. જો કે, શિક્ષકને પહેલાં મા–બાપે આપેલું, મા–બાપે સીંચેલું ભૂંસવું તો પડે, છતાંય શિક્ષક સારા મળી જાય તો સુધરવાને અવકાશ રહે છે. એ માટે– 'શિક્ષક કેવા હોવા જોઇએ અને શિક્ષક શાના અર્થી હોવા જોઇએ ?' એ પણ વિચારવું પડશે, કારણ કે, બાળકના જીવન ઉપર મોટે ભાગે જો કોઇની પણ વધુમાં વધુ છાપ પડતી હોય, તો તે માતાની, પિતાની અને શિક્ષકની પડે છે. પેલા બે પાસેથી તો બાળક પ્રાયઃ ઘણું ખરાબ લઇને આવ્યો છે, એટલે હવે શિક્ષકનો વિચાર કરવાનો રહે છે, કારણ કે, એ ધારે તો માતા અને પિતાએ બન્નેએ નિપજાવેલી ખરાબ અસરને ભૂંસીને, બાળકના જીવનને સુસંસ્કારી બનાવી શકે.

પૂર્વકાળમાં શિક્ષણ અને શિક્ષક બન્નેની આજના જેવી યોજના નહોતી. પૂર્વના શિક્ષકો આજના શિક્ષકોની માફક કેવળ પગારદાર નહિ હતા અને પૂર્વનું શિક્ષણ પણ આજની માફક કેવળ ઇહલૌકિક સ્વાર્થની ભાવનાને ઉત્તેજનારું નહિ હતું. પૂર્વે માતા-પિતા પોતાનાં બાળકોને અમુક વર્ષો સુધી શિક્ષકોને સોંપતાં. શિક્ષકો એ બાળકોને જેમ વિદ્વાન, કલાસંપન્ન અને હુંશીયાર બનાવવા મથતા, તેમજ એ શુશીલ, સંસ્કારી અને ગુણસંપન્ન બને એનીય કાળજી રાખતા. માતા-પિતા, પોતાનાં બાળકોને ભણાવનાર અને સંસ્કારી બનાવનાર શિક્ષકો પ્રત્યે પૂજ્યદૃષ્ટિએ જૂએ, એમને ઉપકારિઓની કોટિના માને, એટલે શિક્ષકોનાં જીવનની, શિક્ષકોની જરૂરીયાતોની, શિક્ષકોના નિર્વાહની ચિન્તા તેઓજ રાખે. શિક્ષકોને પોતાના નિર્વાહ આદિને માટે ચિન્તા કરવાની રહેતી ન હતી. તેઓને તો એજ એક વાતની કાળજી રહેતી કે, અમારી પાસે ભણેલાઓ સાચા માનવ અને ધર્માત્મા બનવા જોઇએ, પણ અનીતિમાન, પેટભરા અને પોતાનાં હિતને માટે બીજાનું અહિત કરનારા ન જ બનવા જોઇએ,

શાસ્ત્રોમાં એવા પણ પસંગો આવે છે કે જેમાં વિદ્યાર્થી જો અનીતિમાન પાકે, પેટભરો પાકે, સ્વાર્થને માટે પારકાનાં હિતને હણનારો પાકે અને ગુણહીન બની ગુણવિરોધી થાય તો એથી મા-બાપને જેટલો ઉદ્વેગ અને જેટલું દુ:ખ થાય તેના કરતાય વિશેષ દુ:ખ પાઠકને થાય; કારણ કે એ પાઠકો સમજતા હતા કે, મારા વિદ્યાર્થિઓ એવા ન પાકે એની જોખમદારી મારે માથે છે. એમના હૃદયમાં એવી ધારણા રહેતી કે, મારી પાસે ભણેલા વિદ્યાર્થિઓ કદિ પણ ઉન્માર્ગે જનારા નહિ જ બનવા જોઇએ.

એવા શિક્ષકો આજે પ્રાયઃ શોધ્યા પણ સાંપડે તેમ નથી. આજના શિક્ષકો મોટે ભાગે પગારદાર છે. જો કે પગાર લેવો એ જ

માત્ર ગુન્હાવાળી વસ્તુ નથી. શકિત ન હોય તો પગાર પણ લેવો પડે પરંતુ 'હું પગારદાર છું માટે મારે પગાર પૂરતુંજ ભણાવવું જોઇએ'– આ વસ્તુ શિક્ષકના હૃદયમાંથી નીકળી જવી જોઇએ. એને એમ થવું જોઇએ કે 'મફત શિક્ષણ આપવા જેવા સંયોગોમાં હું નથી, માટે મારે પગાર લેવો પડે છે, નહિ તો હું પૈસાને માટે વિદ્યાને વેચત નહિ.'

આવી વૃત્તિ કેળવાઇ જાય, 'વિદ્યા એ વેચવાની વસ્તુ નથી પણ સ્વ–પર કલ્યાણકારી વસ્તુ છે'–એવો આદર્શ નક્કી થઇ જાય, પછી એ શિક્ષક ટાઇમ (Time)ની પંચાતમાં ન પડે, કે ગમે તેમ કરીને અમુક ગોખાવી દેવું એમ ન માને. પછી તો એનું ધ્યેય જ ફરી જાય. માત્ર પગાર લેવો છે માટે સમયસર હાજર થવું અને જે કાંઈ ગોખાવવાથી નોકરીમાં લાભ મળે તેમ હોય તે ગમે તેમ કરીને પણ વિદ્યાર્થિઓની પાસે ગોખાવવું,–આ ધ્યેય શિક્ષકને સાચા શિક્ષક બનાવવામાં બાધક નિવડે છે.

એકડો ઘુંટાવવો, કક્કો ને બારાખડી ગોખાવવાં, પાઠને કવિતા યાદ કરાવવાં, વ્યાકરણ ને લેખાં શીખવવાં એ બધાં ભાષા જાણવાનાં સાધનો છે. પણ ભાષા જાણવાની શા માટે ?–એ વસ્તુ તો ઊભી જ રહે છે. આ બધું તો એ માટે શીખવવાનું છે, કે, જેથી ભાષાનો ખ્યાલ આવે, વાંચતાં–લખતાં આવડે અને બીજા પૂર્વે શું લખી ગયા છે તે વાંચવા વિચારવાની શક્તિ પ્રાપ્ત થાય. શિક્ષકનું વાસ્તવિક કાર્ય તો એ છે કે, એ બધું શીખવવાની સાથે, બાળકોને સમજુ બનાવીને, એમની સમજશક્તિને ખીલવીને, તેઓ સુસંસ્કારી બને તેવું શિક્ષણ આપવું. ધ્યેય, ભાષાશિક્ષણ આપવું એજ નહિ હોવું જોઇએ, પણ સાથે સાથે સુસંસ્કારો આપવાનું પણ હોવું જોઇએ.

સાચો શિક્ષક, તે, કે જે વિદ્યાર્થિઓમાં સુસંસ્કારો નાખે.

માત્ર ચોપડીઓ જ ભણાવનારો અને વિદ્યાર્થિંઓનાં સુસંસ્કારો તરફ લક્ષ્ય પણ નહિ આપનારો શિક્ષક, વસ્તુતઃ શિક્ષક નથી પણ એક જાતનો પગારદાર મજૂરીઓ જ છે. આ શાળાના શિક્ષકોની વાત છે.

(College) કૉલૅજના પ્રોફેસરોની વાત અલગ છે : કારણ કે, ત્યાં તો વિદ્યાર્થિંઓ ઘડાઇને આવ્યા છે. ત્યાં તો વિદ્યાર્થિંઓ સારા હોય, ભણતરના અર્થી હોય, તો વળી ભણે. બાકી તો ભલું પૂછવું. કૉલૅજમાં જઇને જોઇએ તો જણાય કે, મોટે ભાગે વર્ગમાં પ્રોફેસરનું (Proffesors) માન જળવાતું નથી. કેટલાક તો કહે છે કે, 'પાઘડી ન ઉડાડે તો પણ ઉપકાર.' કલાસ ચાલતો હોય, પ્રોફેસર બોલ્યે જતા હોય અને વિદ્યાર્થિંઓ ધમાચકડી પણ મચાવતા હોય, ભલે દરેક સ્થળોમાં આમ ન હોય, પણ આવી દશા કોઇ પણ સ્થળે હોય તો પણ, વિદ્યાને પ્રાપ્ત કરીને શિક્ષિત તરીકે ગણાવતા વિદ્યાર્થિંઓ માટે આ ઇચ્છનીય નથી. આ સ્થિતિમાં આવાઓને કેળવવાની કે સંસ્કારી બનાવવાની જોખમદારી પ્રોફેસરોને માથે છે, એમ કહી શકાય નહિ : કારણ કે એ તો ઘડાઇને આવ્યાં છે : બહુલતયા નવી છાપ તેમના ઉપર પડે, તેવો અવકાશ હવે જ રહ્યો નથી.

એટલે કહેવા જોગું કહેવાય તો બાળકોના શિક્ષકોને કહેવાય. કારણ એ છે કે, બચ્ચાં કહ્યાંગરાં છે : શિક્ષક કદાચ મારે તોય આંસુ પાડે તેવા છે. એ વખતે તોફાન કરવાને તૈયાર થાય, એવું તેમનું જીગર નથી. ગભરૂ અવસ્થામાં સોંપાયાં છે. આવાં બાળકોને કેળવનારા શિક્ષકો, પહેલી વાત તો એ છે કે, પગારદાર નહિ હોવા જોઇએ. બીજી વાત એ કે, પગારદાર હોય તો પણ બાળકોનાં હિતાહિતની વિવેકપૂર્ણ વિચારણા કરી શકે, બાળકોની બુદ્ધિને સમજી

શકે તથા બાળકોની બુદ્ધિમાં ગમ્મત કરાવતાં કરાવતાં પણ સુસંસ્કારોનું તત્ત્વ ઉતારી શકે, એવા સમર્થ હોવા જોઇએ. અને ત્રીજી વાત એ કે, એવા પગારદાર તથા સમર્થ પણ શિક્ષકોનું લક્ષ્ય, પગાર, સમય અને ચોપડીઓ ભણાવવા પૂરતું જ નહિ હોવું જોઇએ, પણ બાળકોમાં સુસંસ્કારો નાખવા તરફ હોવું જોઇએ.

આજે તો પ્રાયઃ આવા કલ્યાગરાં, ગભરુ અને સંસ્કાર આપ્યેથી વાળીએ તેમ વળી શકે એવાં બાળકોને માટે પાંચ-પચીસ રૂપીઆના માસિક પગારદાર શિક્ષકો હોય છે. એ બીચારા કક્કો ને બારાખડી જ ગોખાવે, વિદ્યાર્થી પણ એમ સમજી લે કે ઠીક ભણી લ્યો ! શિક્ષક પગાર જોઇએ તે પૂરતું ગોખાવે અને બાળક શિક્ષકની સોટીની બીકે ભણે! પણ એથી શુભ સંસ્કારો પડે, એના હૃદય ઉપર સુસંસ્કારોની છાયા પડે, એ અશક્ય પ્રાયઃ છે. માતા-પિતાનાં સારાં સંસ્કારતો છે નહિ, છે તો ઊલટાં ખરાબ છે અને શિક્ષક પાસે પણ એ વાતની કાળજી નથી.

આજે શિક્ષકો જો પગારદાર ન હોત, પારમાર્થિક વૃત્તિવાળા હોત, તો આ પરિસ્થિતિ ન હોતઃ 'આપણે પગાર ન છૂટકે લેવો પડે છે'—એવું માનનારા હોત તોય આવી પરિસ્થિતિ ન હોત અને એય ન હોય, તો 'આવા શિક્ષકો ન ચાલે'—એમ કહી દેવું જોઇએ. વળી એમને કહી દેવું જોઈએ કે, તમે કક્કા, આંક કે અમુક ચોપડી જ શીખવી દ્યો ! એ નહિ જોઇએ; તમારે એવું શિક્ષણ આપતાં આપતાં પણ બાળકોમાં સુસંસ્કારો નાખવાની કાળજી રાખવી જોઇએ. 'નીતિ તજાય નહિ' પાપ કરાય નહિ, માતા—પિતા સામે થવાય નહિ, અમુક અમુક રીતે વર્તાય નહિ, અમુક અમુક વસ્તુઓ લેવાય નહિ અને અમુક અમુક વસ્તુઓ છોડાય નહિ,—આ બધું શીખવવું જોઈએ. 'વિદ્યા, એ ગુણોની પ્રાપ્તિનું સાધન છે, પણ

**પેટ પૂરવાનું કેવળ સાધન નથી;**—આ વસ્તુ બાળકના હૃદયમાં ખૂબ ખૂબ ઠસાવવી જોઇએ. કેવળ પગાર સામે જ જોનારા શિક્ષકો આવું ઠસાવી શકે, એ કોઈ રીતે શક્ય નથી.

આ બધી બાબતો ઉપરથી એ સિદ્ધ થયું કે બાળકના જીવન-ઘડતરનો આધાર મુખ્યત્વે બાળકો ઉપર નથી, પણ માતા, પિતા અને શિક્ષકો પર છે. એ ત્રણના આધારે બાળકોનું જીવન ઘડાય છે. બાળકો કાંઇ સ્વતંત્ર રીતે પોતાનું જીવન ઘડતાં નથી. પરન્તુ એનું જીવન ઘડવામાં આ ત્રણેયનો હિસ્સો છેઃ—માતાનો, પિતાનો અને શિક્ષકનો. આથી **શાળાઓ એટલે સ્કુલો** [Schools] **કે કોલેજો વગેરે માત્ર ભાષાજ્ઞાન આપવાનાં જ સાધનો નહિ રહેવાં જોઇએ**, પણ ત્યાં બાળકોનું જીવન સુંદરમાં સુદર પ્રકારે કેળવાય એવું થવું જોઇએ.

જેઓને માત્ર પોતાનાં બાળકોને આજીવિકા ચલાવનારાજ બનાવવાં છે, સ્વાર્થ સાધવામાં જ હુંશિયાર બનાવવાં છે, નીતિમય બનાવવા કરતાં લક્ષ્મીની કિંમત વધારે આંકનારા બનાવવાં છે અને જેઓનો શિક્ષણ આપવા–અપાવવાનો હેતુ માત્ર તેમને દુનિયાદારીમાં જ પાવરધાં બનાવવાનો છે, તેઓ આજની સ્થિતમાં સુધારો નહિ કરી શકે. તેઓ આજના આજીવિકા માટે જ શિક્ષણ આપનારા શિક્ષકોથી ભલે ચલાવી લે, પરન્તુ જેઓની ઇચ્છા બાળકને સાચો મનુષ્ય બનાવવાની છે, તેઓ એવા શિક્ષકોને નભાવી શકે નહિ. એવા પગારના જ અર્થી અને સંસ્કારોના વિચારથી ય વેગળા રહેનાર શિક્ષકોથી શુભ પરિણામ આવે, એ અશક્ય પ્રાયઃ છે.

માતા શુભ સંસ્કારો નાખવાની દરકાર રાખે નહિ, પિતાને શુભ સંસ્કારો નાખવાની કાળજી હોય નહિ અને શિક્ષકો માત્ર પોતાની આજીવિકાને માટે જ શિક્ષણ આપનારા હોય, તેમ જ શિક્ષણમાં પણ

અમુક અમુક ગ્રંથોજ ભણાવવાના હોય અને પરીક્ષામાં પણ શિક્ષણનાં વાસ્તવિક પરિણામરુપ સંસ્કારોની તો તપાસ જ કરવાની ન હોય, ત્યાં પરિણામ સારું આવે જ શાનું ?

આવી સ્થિતિમાં બાળકો દિવ્ય બને, સદ્‌ગૃહસ્થ બને, સુંદર નાગરિક બને અને મહાપુરુષ બને, એવી એવી આશાઓ રાખવી એ તો આકાશ કુસુમની આશા રાખવા જેવું છે. બાળકોને જો દિવ્ય સ્વભાવનાં બનાવવાં હોય, સારાંને સુસંસ્કારી બનાવવાં હોય, સદ્‌ગૃહસ્થને પ્રમાણિક નાગરિક બનાવવાં હોય, તેમજ એથી પણ આગળ જે કોઇ યોગ્ય હોય તે મહાપુરુષ બને એવી જો અભિલાષા હોય, તો તે માટે માતાએ, પિતાએ અને શિક્ષકે–**સાચી માતા, સાચા પિતા અને સાચા શિક્ષક બનવાનો સફળ પ્રયત્ન કરવો જ પડશે.** એવી અભિલાષાને રાખનાર દરેકે દરેક માતાએ, દરેકે દરેક પિતાએ અને દરેકે દરેક શિક્ષકે પણ પોત પોતાની ફરજોને સમજવી પડશે અને બાળકોનાં સુશિક્ષણ તથા સુસંસ્કારો માટેની જરુરી કાળજી પણ રાખવી પડશે.

## ઊલટાં વહેણ : સંતોષ ગુણને અંગે આજની કલ્પના

### ૧૧

'સંતોષ' એક મહત્ત્વનો સદ્‌ગુણ ગણાય છે. જે આત્મામાં સંતોષ ગુણ વાસ્તવિક રીતે પ્રગટયો હોય છે, તે આત્મા પોતાના આલોક અને પરલોક એમ ઉભય લોક સંબંધી કલ્યાણને સાધી શકે છે. કોઇ સાચો સદ્‌ગુણ એવો હોઇ શકતો જ નથી, કે, જેને પામેલો આત્મા, પણ એ સદ્‌ગુણના પ્રતાપે, કમથી કમ પોતાનું આ લોક અને પરલોક એમ ઉભય લોક સંબંધી કલ્યાણ સાધી શકે નહિ. સાચા સદ્‌ગુણની ખૂબી જ એ છે કે, જે આત્મામાં એ જેટલા પ્રમાણમાં પ્રગટે, તે આત્માનું તેટલા પ્રમાણમાં તો નિયમા કલ્યાણ સધાય. આથીજ મહાપુરુષો ફરમાવે છે કે, 'કોઈ પણ સાચા સદ્‌ગુણને પામેલો આત્મા, આ લોકમાં સુખશાન્તિ પૂર્વક જીવી શકે છે, પરલોકને સુધારી શકે છે, અને અન્તે અક્ષય સુખનો ભોકતા પણ બની શકે છે.'

તત્વજ્ઞાની મહાપુરુષોએ સાચા સદ્‌ગુણની આવી મહત્તા દર્શાવી છે. જે કોઇ આત્મા સાચો સદ્‌ગુણી બને છે, તે તત્વજ્ઞાની

મહાપુરૂષોની આ વાતનો સાક્ષાત અનુભવ પણ નિયમા કરી શકે છે. પરન્તુ આજે તો તત્ત્વજ્ઞ મહાપુરુષોની વાતોને સાંભળવાનો, જાણવાનો અને વિચારવાનો વિચાર સરખો પણ, બહુજ જૂજ આત્માઓમાં હોય એવી પરિસ્થિતિ છે, જ્યાં તત્ત્વજ્ઞાની મહાપુરુષોની વાતોને સાંભળવા-વિચારવાનો અભિલાષ પણ જૂજ આત્માઓમાં હોય, ત્યાં તેઓની વાતોનો જીવનમાં અમલ કરનારાઓ એથી પણ જૂજ સંખ્યામાં હોય તે સહજ છે. તેમણે ફરમાવેલી વાતો પ્રત્યે દિન– પ્રતિદિન બેદરકારી વધતી જાય છે અને એથી પરિણામ એ આવતું જાય છે કે, ઉભય લોકનાં હિતનો ઘાત કરનારા અવગુણો દિવસે દિવસે વધતા જાય છે.

આજે તો અવગુણો વધી જવાના યોગે, એ પરિણામ પણ આવી લાગ્યું છે કે, અવગુણોને પણ સદ્‌ગુણો રૂપે માનવાનો, મનાવવાનો અને જાહેર કરવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. એનાજ યોગે, આજે ઘણાઓ ગુણાભાસોને-ગુણને ગુણ રૂપે નહિ ધરનારા અથવા દોષને પણ ગુણ તરીકે ઓળખાવવામાં કુશળતા ધરાવનારા આત્માઓને–પણ સાચા ગુણવાન તરીકે મનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આવાઓને સાચા સદ્‌ગુણની પ્રભાવશીલતાનો અનુભવ થવો એ શક્ય નથી.

તત્ત્વજ્ઞ મહાપુરૂષોએ ફરમાવેલી વાતોનો જો સરલતાથી, જિજ્ઞાસુતાથી અને આત્મકલ્યાણની બુદ્ધિથી જ અભ્યાસ કરવામાં આવે, તો કદિ પણ આવું પરિણામ આવે નહિ; કારણ કે અનન્તજ્ઞાની તત્ત્વદર્શી મહાપુરુષોના કથનમાં કશું જ અવાસ્તવિક નથી. અનન્તજ્ઞાની તત્ત્વદર્શી મહાપુરૂષોએ જે કાંઇ ફરમાવ્યું છે, તે એકાન્ત સત્ય હોવાથી એટલું બધું નિઃશંકનીય છે કે, 'કોઇ પણ આત્મા જો કેવળ એ તારકોની આજ્ઞાને જ સમર્પિત બની જાય, તો તો, અન્તે અક્ષય

સુખને પમાડનારાં ઉભય લોક સંબંધી સુખને પામ્યા વિના રહે જ નહિ!'

સાચા તત્ત્વજ્ઞ મહાપુરૂષોએ ફરમાવેલી વાતોનો જેઓને રૂચિ-પૂર્વક અભ્યાસ હોય છે, તેઓ 'સાચા સંતોષ ગુણની ઓળખ કરી શકે છે.' સાચું સંતુષ્ટ જીવન, એટલે સાચું સમભાવમય જીવન. સાચા સંતોષી આત્માઓમાં ઉદારતા પણ હોય, સદાચાર પણ હોય, ઇચ્છા નિરોધ પણ હોય અને સદ્‌વિચારશીલતા પણ હોય. સંતોષી એટલે પોતાનું જાળવીને બેસી રહેનારો, પરાવાં દુઃખની દરકાર જ નહિ કરનારો, સત્ય-અસત્ય બેયને સરખું જ માનનારો, તુચ્છ, સ્વાર્થી અને અજ્ઞાન નહિ. સાચો સંતોષી તો તે, કે, જે સુખમાં ઘમંડી ન બને, દુઃખમાં માનસિક રીબામણ અનુભવે નહિ અને દરેક અવસ્થામાં આત્માને હિતકર પ્રવૃત્તિનો જ આગ્રહ સેવે, જેનામાં ઉદારતા, સદાચાર, ઇચ્છાનિરોધ અને સદ્‌વિચારશીલતા-આ ચારનો સર્વથા અભાવ હોય છે, તેનામાં વાસ્તવિક પ્રકારનો સંતોષ ગુણ હોતો જ નથી.

આત્માને નહિ ઓળખનારાઓમાં અથવા તો આત્માના હિતની વાસ્તવિક દરકારથી રહિત આત્માઓમાં, સાચો સંતોષ ગુણ હોઇ શકતો જ નથી. 'દુન્યવી સઘળીજ વસ્તુઓ અને આ શરીર પણ આત્માથી પર છે, પરનો યોગ જ મારા આત્માને દુઃખી બનાવવનારો છે, સાચું સુખ પર વસ્તુઓના યોગમાં નથી પણ આત્માને પર માત્રથી મુક્ત બનાવવામાં છે'-આ વગેરે બાબતોને જે આત્મા હૃદયપૂર્વક માનનારો હોય છે, તેવો આત્મા સાચા સંતોષગુણને ઘણા જ ઉત્તમ પ્રકારે અપનાવી શકે છે. દુન્યવી પદાર્થોના યોગમાં જ જે આત્માઓએ સુખની કલ્પના કરી છે, તે આત્માઓ મોઢેથી ભલે 'સંતોષી નર સદા સુખી'-વગેરે વાતો

બોલતા હોય, પરન્તુ વસ્તુતઃ તો તેઓ સંતોષી હોતા નથી; એટલું જ નહિ, પણ 'સંતોષી નર સદા સુખી.'—એવી એવી ઉક્તિઓ ઉપર તેઓનો વાસ્તવિક વિશ્વાસ પણ હોતો નથી. સંતોષી જીવન, એ કંઇ સામાન્ય કોટીનું જીવન નથી. એ તો ઘણી જ ઉંચી કક્ષાનું જીવન છે, પણ આજે જનસમાજના મોટા-વર્ગે તો સંતોષને કોઇ વિચિત્ર રૂપક જ આપી દીધું છે.

સૌથી પહેલી વાત તો આપણે વર્તમાન જગતે, સંતોષને કેવું રૂપક આપી દીધું છે, એનો વિચાર કરીશું. અને સાથે જ સાચા સંતોષી જીવનનો વિચાર પણ કરતા જઇશું.

આ જગતમાં, 'સંતોષથી સુખ છે—' એવું માનનારો વર્ગ જ સદાને માટે નાનો હોય છે. કારણ કે આ જગતના જીવોની 'સુખ કોને કહેવાય અને તે મળે શાથી?'—વિષેની માન્યતા જ કોઈ વિલક્ષણ પ્રકારની છે. કોઇએ કોઇમાં, તો કોઈએ કોઇમાં—એમ દુનિયાના જૂદા જૂદા પદાર્થોના અનુકૂળ યોગમાં જ આ દુનિયાના જીવોએ સુખની કલ્પના કરી છે. પણ 'સંતોષ એ સુખ છે'— આવી કલ્પના તો ઘણા અલ્પ આત્માઓ કરે છે. 'સાચો સંતોષ, એ જ આ સંસારમાં અનુભવી શકાય એવું સાચું સુખ છે. —આવી કલ્પના જો દુનિયાના સઘળા જીવોની બની જાય, તો તો આ આખુંય જગત, આજે જેવું દેખાય છે તેવું ન દેખાય, પણ કોઈ જૂદા જ સ્વરુપે દેખાય, એ દશા આવી જાય, તો તો ઠેર ઠેર અનાચારો પ્રત્યે તિરસ્કાર અને સદાચારો પ્રત્યે આદરભાવ દેખાય.

દુન્યવી વસ્તુઓ મેળવવા માટેના આજના પ્રપંચો, ઝઘડાઓ અને ફૂટ પ્રયત્નો તો એ સ્થિતિએ દેખાવાય દુર્લભ થઇ પડે. પરન્તુ આજે તો 'એ કલ્પના કેળવવા જેવી છે.'—એવો વિચાર પણ દુર્લભ થઇ પડયો છે. આજે વિવેકચક્ષુથી આપણે જોઇએ તો

પણ સમજાય કે, તત્ત્વજ્ઞાનિઓ દુનિયામાં જેને સાચું કહે છે તેવું સુખ સંતોષમાં છે.'–આવી માન્યતા તો બહુજ અલ્પ આત્માઓની છે; પણ સામાન્ય રીતે સંતોષમાં સુખની કલ્પના કરનારો વર્ગ પણ બહુજ નાનો છે. જગતના જીવોની વાસ્તવિક દશાને જે નિહાળી શકે છે, જગતના જીવોની મનોદશાનું જે પૃથક્કરણ કરી શકે તેમ છે તેઓએ ફરમાવ્યું છે કે–'જગતના જીવોની સુખની કલ્પના કોઈ એક જાતિની નથી, પણ જૂદી જૂદી જાતિની છે.'

એ જૂદી જૂદી જાતની કલ્પનાઓનો મેળ સધાય અને બધા એક જ કલ્પના ઉપર નિશ્ચિત થઇ જાય, એ શક્ય જ નથી. બધાની ભિન્ન ભિન્ન કલ્પનાઓ કઈ કઈ રીતે વ્યાજબી નથી એ સમજાવવાને માટે તો ઘણો સમય જોઈએ. પણ અહીં તો જે થોડો વર્ગ ઓઘ રીતે પણ 'સંતોષમાં સુખ છે'–એવી માન્યતાવાળો છે, તેને સમજાવવાનો પ્રયત્ન છે, ભિન્ન ભિન્ન વસ્તુઓના યોગમાં, સુખની ભિન્ન ભિન્ન કલ્પનાઓ કરનારો વર્ગ ઘણો મોટો છે, પણ અહીં તો આપણે 'સંતોષમાં સુખ છે.'–એવી ઓઘ પણ માન્યતાવાળા નાના વર્ગને જ મુખ્યત્વે દૃષ્ટિમાં રાખીશું: કારણ કે, 'દુનિયાના કોઈ પણ પદાર્થોનો યોગ કે વિયોગ, એ સાચા સુખનું વાસ્તવિક કારણ છે જ નહિ.' એ વસ્તુ નો ખ્યાલ આપવા સાથે જ 'કેવા પ્રકારનો સંતોષી આ જગતમાં વાસ્તવિક રીતે સુખી હોઈ શકે છે અગર તો થઇ શકે છે.'– તે સમજાવવાનો આપણો પ્રયત્ન છે.

દુનિયામાં મોટો વર્ગ તો એવો છે, કે જે દુનિયાના પદાર્થોના અનુકૂળ યોગમાં જ સુખ માને છે અને સંતોષમાં સુખ માનતો નથી; પણ એક નાનો વર્ગ એવો એ છે કે જે સંતોષનાં પણ સુખ માને છે. એ નાના વર્ગની માન્યતા પણ મોટે ભાગે વિલક્ષણ કોટિની છે: કારણ કે, તેમનો પણ ઘણો ખરો ભાગ સંતોષનાં સાચા સ્વરુપને

સમજી શકયો નથી. તેઓ ને પણ સંતોષ જે રીતે સમજાવો જોઈએ. તે રીતે સમજાયો નથી. 'સંતોષમાં સુખ'–એવું ઓઘ રીતે તેઓએ માની લીધું છે, પણ સંતોષનું સ્વરુપ તેઓએ સ્વયં કલ્પી લીધેલું છે. એ સ્વરુપની કલ્પનામાં જ એવી ભૂલ થઈ ગઈ છે, કે જેના યોગે આજે, કહેવાતો સંતોષી વર્ગ પણ બહુધા વાસ્તવિક રીતે સંતોષી વર્ગ નથી, એમ કહેવું પડે એટલે એમાંનાઓને સાચા સંતોષી જીવનનો કંઇક ખ્યાલ આવી જાય, એ માટેનો આપણો આ પ્રયત્ન છે.

જો કે, સામાન્ય દૃષ્ટિએ જોઈએ, તો તો એમ લાગવાનો સંભવ છે કે, દુનિયાનો ગણો મોટો ભાગ સંતોષમાં સુખ હોવાની માન્યતાવાળો છે: કારણ કે, 'સંતોષ એ સુખ છે'–એમ જો કોઇ બોલે તો પ્રાયઃ એનો કોઇ સીધી રીતે અને સ્પષ્ટ શબ્દોમાં ઇનિકાર અગર વિરોધ કરતું નથી. દુનિયાનો મોટામાં મોટો અસંતોષી પણ 'સંતોષ એ સુખ છે'–એ વાતનો સામાન્ય રીતે ઇનકાર કરતો નથી. ઉલટું એ પણ કહે છે કે, 'હા ભાઇ! સંતોષ વિના સુખ છે જ કયાં?'

જેઓ 'સંતોષમાં સુખ છે–એમ હૃદયપૂર્વક માને છે, તેમાંના પણ ઘણા–ખરાઓની માન્યતા તો મુખ્યત્વે એવી છે કે, 'જે કાંઇ મળ્યું છે તે રીતસર ભોગવવું, જે કાંઇ જોઇએ તે માટે બનતી બધી મહેનત કરી છૂટવું, મહેનત કરવા છતાં પણ ન મળે તો મુંઝાવું નહિ, દુનિયાની વસ્તુઓના માત્ર મજુરજ નહિ બન્યા રહેવું પણ મળે તે બધું જ મૉજથી ભોગવી લેવું, રીતસર રહેવું. શાન્તિ ભોગવવી, કોઇની પંચાતમાં પડવું નહિ, સાચું–ખોટું જોવા જવું નહિ, આપણે આપણા કામથી કામ રાખવું, આ યોગ્ય અને આ અયોગ્ય એવી એવી લમણાફોડ આપણે નહિ?'–આવી આવી જાતિની કલ્પનાઓને

જ તેમણે સંતોષનું રૂપ આપી દીધું છે. આ કલ્પના આપ્ત પુરુષોના વિચાર વહેણથી જુદી દિશામાં વહી રહેલાં ઉલટાં વહેણરૂપ છે.

આવી કલ્પનાઓને જ સંતોષનું રૂપ આપી દેવાના યોગે–સંતોષની આવી કાલ્પનિક મર્યાદા બાંધી દેવાથી, આજે પરિણામ એ આવ્યું છે કે, તેઓ ભણેલા–ગણેલા, હુંશીયાર, બુદ્ધિશાલી અને શક્તિ-સંપન્ન હોવા છતાં પણ લગભગ જડતાભર્યું જીવન જીવનારાં બની ગયા છે. લગભગ જડ જેવા બની ગએલા એ વર્ગની વસ્તુ માત્રને યોગ્ય રૂપે વિચારવાની અને સાચા–ખોટાનો તથા હિતાહિતનો વિવેક કરવાની, જે તાકાત અને જે યોગ્યતા હતી, તે દબાઈ જવા પામી છે, કારણ કે, એણે તો માન્યું કે, 'સાચા કે ખોટાની પંચાતમાં જ પડવું નહિ! મહેનત કરવા છતાં પણ ન મળે તો હાયવોય કરવી નહિ અને આપણી જરુર સિવાયની બીજી કોઈ ઉપાધિમાં પડવું નહિ! બસ, સૌનું સૌ જાણે!' સંતોષને આવું રૂપક આપવાથી અને જીવ-નમાં તેનો જ અમલ કરવાથી, આમ સમજુ હોવા છતાં પણ, વિવેકદષ્ટિએ લગભગ જડ જેવા બની ગયા છે. જો કે, એવાઓની આ જાતિની કલ્પનામાં પણ અમુક અંશ સારો જરુર છે, પણ અમુક અંશ તો તદ્દન નકામો જ નહિ પણ નુકશાન કરનારોય છે.

આપણો હલ્લો, એ જાતિ કલ્પનામાં જે નુકશાનકારક અંશ રહેલો છે, તેની સામે છે. તેઓ જેને સંતોષ કહે છે તે વસ્તુતઃ સંતોષ નથી, પણ કાયરતા છે, પામરતા છે અને ઘણી જ હીન કોટિનું સ્વાર્થિપણું છે, આવા આત્માને પોતાના માનેલાં સુખની ઝાંખી થાય, પણ વસ્તુતઃ તેને સુખ નથી, કારણ કે, એને જોઈતું તો મેળવવું જ છે, જોઈતું મેળવવાને માટે ગમે તેવી મહેનત પણ તેને અજ છે અને કોઈ જો એને મૂર્ખો વગેરે કહી દે, તો એથી કરવી આઘાત પણ થાય જ છે. એટલે એને શાન્તિ તો બેઠી જ છે.

એ જેટલી શાન્તિ ભોગવે છે, તે કેવળ સ્વાર્થી બન્યો છે, તેની જ ભોગવે છે. પણ એને ખબર નથી કે, આવા કાલ્પનિક સ્વરુપવાળા સંતોષમાં સુખ માનીને તેને વળગી પડવાથી, કેટકેટલા સદ્‌ગુણો દબાય છે અને કેટકેટલા દુર્ગુણો પોષાય છે?

સંતોષના વાસ્તવિક સ્વરુપનું અજ્ઞાન અને સંતોષના સ્વયં કલ્પી લીધેલા સ્વરુપનો આગ્રહ,–આ બેના યોગે આવું પરિણામ આવે તે સ્વાભાવિક છે. ધર્મના લગભગ દરેક સિદ્ધાન્તની બાબતમાં બહુલતયા આવી હાલત થઈ પડી છે. **ધર્મના સિદ્ધાન્તો સુવિવેકી અને શૂરવીરના હાથમાં હોવા જોઈએ.** એવાઓજ એને વાસ્તવિક સ્વરુપમાં જાળવી પણ શકે અને સેવી પણ શકે, પણ આજે તો એ મોટે ભાગે એવા પણ વર્ગના હાથમાં જઇ પડયા છે, કે જેઓ નથી તો તેના સાચા સ્વરુપને જાળવી શકતા કે નથી તો તેનું યથાર્થ સેવન પણ કરી શકતાં

આજે તો કેટલેક અંશે એક એવો અવનત વર્ગ ધર્મના સિદ્ધાન્તોને ઉપલકીયા રીતે અને સ્વયં કલ્પિત સ્વરુપે લઇ બેઠો છે કે, એ સિદ્ધાતો જે રુપમાં પ્રગટ થવા જોઇએ તે રુપમાં જનતા સમક્ષ પ્રાયઃ પ્રગટ થઇ શકતા નથી. સંતોષની માન્યતામાં પણ એવી જ અપદશા થઇ પડી છે. સંતોષ સામાન્ય ગુણ નથી. જેનામાં સંતોષ હોય તેનું જીવન ઘણી ઉંચી કોટિનું હોય. સંતોષ જેવો સદ્‌ગુણ આવી જાય અને જીવન કેવળ સ્વાર્થી, જડ અને અજ્ઞાન બની જાય, એ બે વસ્તુઓને મેળ જ નથી. પણ આજે સંતોષને કેટલાકોએ એવું રુપ આપી દીધું છે, કે જેના યોગે તે કહેવાતા સંતોષી જીવો પ્રાયઃ સ્વાર્થી, જડ અને અજ્ઞાન બની ગયા છે.

આવું એકલા સંતોષની બાબતમાંજ બન્યું છે એમ પણ નથી. અહિંસા, સત્ય અને સંયમ વગેરેને માટેય એમ બન્યું છે. અહિંસાના

નામે, સત્યના નામે અને સંયમના નામે, આજે એવી એવી પ્રવૃત્તિઓ પણ ચાલી રહી છે, કે જે પ્રવૃત્તિઓના ઉંડાણમાં ઉતરતાં એમજ થાય કે, આ પ્રવૃત્તિઓને આચરનારને અને પ્રચારનારને વાસ્તવિક કોટિની અહિંસાનું, વાસ્તવિક કોટિના સત્યનું કે વાસ્તવિક કોટિના સંયમનું ભાન જ નથી. એ માટે પણ ઘણું ઘણું કહેવા જેવું છે, પણ અહિં સંતોષની વાત છે એટલે મુખ્યત્વે સંતોષનો જ વિચાર કરીશું. સંતોષ, એ એવો ગુણ છે કે, જો તે વાસ્તવિક સ્વરૂપમાં સમજાઇ જાય અને જીવનમાં આવી જાય, તો એના યોગે ગુણો આવવા માંડે અને દોષો ભાગવા માંડે. આપણને પણ દેખાય કે, સંતોષના ગુણો આવતા જાય છે અને દોષો નીકળતા જાય છે. પણ આતો સંતોષનું સ્વરૂપ એવું કાઢયું કે, જે કોઇ પણ ધર્મમાં મળે નહિ કે કોઇ પણ તત્ત્વજ્ઞાનીના કથનમાં હોય નહિ !

સંતોષમાં આવું બની જવાથી, દશા એ થઇ કે, જે ગુણથી પોતે પોતાને મહાન બનાવવા માંગતાં હતા, તે ગુણને ઉંધા રુપે પકડવાથી પોતે ક્ષુદ્ર બની ગયા. એ બિચારા એવી ભૂલભૂલામણીમાં ફસાઇ ગયા કે, એકદમ તો પાછા નીકળી શકે જ નહિ. આ ભૂલભૂલામણી વસ્તુ સ્વરૂપનો વાસ્તવિક વિવેક કરવાની શક્તિને તથા યોગ્યતાને દબાવી દે છે અને કેટલીક વાર તો પરમ ઉપકારી એવા આપ્ત પુરુષોની ઉપકારક વાતો પણ એવાઓને સુગ ઉપજાવનારી હોય તેવી લાગે છે. જરુરીયોતો ઉપર કાપ મૂકયો નથી, તૃષ્ણા ઉપર કાબૂ મેળવ્યો નથી, ઇચ્છાઓ ઉપર અંકુશ રાખ્યો નથી અને અમુક વસ્તુઓને મેળવવાની ઇચ્છા નહિ કરવી કે મહેનત નહિ કરવી 'એવું કાંઇ છે નહિ; વાત તો માત્ર એટલી જ છે કે, 'મેળવવાની મહેનત કરવા છતાં પણ ન મળે તો મુંઝાવું નહિ, હાય વોય કરવી નહિ !'—એટલે મેળવવાને

માટે અવસર આવ્યે પારકાનું ભૂંડું કરવું પડે તેમ હોય તો પારકાનું ભૂંડું કરવાનું ઉભું જ રહે છે. આમ હોઇને, એમ કહેવું એ જ વધારે યોગ્ય અને બંધબેસતું ગણાય કે, એવા કાલ્પનિક સંતોષને વળગી પડેલો, પ્રાયઃપારકાનું સારું કરવામાંથી બાતલ થઇ જાય છે અને એ પારકાનું ભૂંડું તો કર્યે જ જાય છે. એની દુનિયા ઘટી નથી, પણ વધી છે. એની દુનિયામાં એ એવો ગુંચવાઇ ગયો છે કે, એને પારકું ભલું તો કાંઇ કરવું જ નથીઃ કેમકે, એણે તો નક્કી કર્યું છે કે, 'આપણે કોઇની વાતમાં પડવું નહિ!' સ્વાર્થ સરતો હોય, પોતાની જરુરીયાત પૂરી થતી હોય, તો ગમે તેની વાતમાં પડે પણ એ સિવાય નહિ.

હકીકત એ છે કે: જેની ઇચ્છાઓ આધીન થઇ ગઇ હોય, જીવનની જરુરીયાતો ઉપર જેણે કાબૂ મેળવ્યો હોય, અને આત્માને હિતકર પ્રવૃત્તિઓ કરવામાં જ અપ્રમત્તતા કેળવવાનો જે **પ્રયત્ન** કરી રહ્યો હોય તે **આત્મા જગતથી સાચો અળગો બન્યો** અને સંતોષી થયો એમ કહેવાય.

પણ એ દશા જેનામાં નથી એવાઓનાં જીવન ત્રિશંકુ જેવા બની જાય છે. એવાઓનો દુનિયાની સાથેનો સબંધ ઘટતો નથી પણ વધે છે. એમનો સંતોષ પ્રત્યેનો બહુમાનભાવ કેવળ સ્વાર્થ પૂરતો જ છે, એટલે એવાઓ સંતોષને માને પણ તેનાં સાચા સ્વરૂપથી તે અજાણ હોય અને વધારામાં સંતોષનું ખોટું સ્વરૂપ કલ્પી લે એટલે પરિણામે સંતોષ વિષેની કલ્પનાથી જ પોતે અધીર અને દોઢડાહ્યા બની જાય છે. આવા વર્ગને આપણે સમજાવવા જઇએ તો એ સમજવાની પણ પ્રાયઃ ના જ પાડેઃ કારણ કે એ તો સાચા-ખોટાના વિવેકની વાતને ઝંઝટ માને અને કહી દે કે, 'એ ધમાલ અમારે નહિ જોઇએ.' આ સાચું ને આ ખોટું, એ ધાંધલ તમે

કુર્યા કરો ? અમને એવી અશાંતિ પસંદ નથી. અમે તો અમને જે ઠીક લાગ્યું છે તે કરીએ છીએ અને સારા-ખરાબની કે સાચા-ખોટાની પંચાતમાં પડતા નથી !' આમાં એણે સુખ માન્યું છે એની ના નથી, પણ એ સાચું સુખ નથી. વાસ્તવિક રીતે સુખ નથી, પણ અજ્ઞાનના ઘરનું એ મહાદુઃખ છે.

જે સાચું સમજવાને તૈયાર નથી, સાંભળવાને તૈયાર નથી, તે વસ્તુતઃ સંતોષી નથી પણ અસંતોષી છે. આજે પોતાની અમુક કલ્પનાઓ ઉપર જ મદાર બાંધીને બેસી ગયેલાઓ અને સંતોષના નામે સિદ્ધાંતનાં સાચા-ખોટાપણાને સમજાવનારી સામગ્રીથી પણ દૂર રહેવામાં મજા માનનારાઓ, ભલે પોતાને સંતોષી માનતા હોય, પરંતુ વસ્તુતઃ તેઓ સંતોષી નથી પણ અસંતોષી જ છે. જે સંતોષી હોય, તે માત્ર 'મહેનત કરવા છતાં પણ ન મળે તો મુંઝાવું નહિ, હાયવોય કરવી નહિ.' આટલું જ નક્કી કરીને બેસી ન જાય. એક તરફ જે એમ કહે કે, 'હું સંતોષી છું' અને બીજી તરફ જે પોતાની જરુરીયાતોને પણ વધારતો જાય, તે સંતોષી નથી. સંતોષ ગુણ, એ વસ્તુતઃ માનસિક સંયમ છે. જેનામાં સંતોષ હોય, તેનું મન સંયમ કે કાબૂ વિનાનું ન હોય એ ન બને. આવા સંયમી આત્માએ પોતાની જરુરીયાતોને ખૂબ ખૂબ સંકોચી લીધી હોય.

આથી સંતોષ ગુણુ પ્રાપ્ત કરવાને માટે, સૌથી પહેલાં ભોગવૃત્તિ ઉપર કાપ મૂકવો જોઇએ. જેટલો ભોગવૃત્તિનો અભાવ, તેટલો સંતોષ વધારે અને ભોગવૃત્તિ જેટલી તીવ્ર, તેટલો અસંતોષ વધારે. **ન મળે ને મુંઝાવું નહિ, એ સ્થિતિમાંથી** કાયપલટ કરી સંતોષી આત્માએ, **મેળવવાની** ઇચ્છા **ન થાય એ સ્થિતિ** ઉપર **આવી જવું જોઇએ.** મહેનત કરવા છતાં પણ ન મળે તો એથી ગભરાવું

નહિ, આ માટે સંતોષી આત્માએ ઇચ્છાઓ ઉપર અંકુશ મૂકવો એ ખૂબ જ આવશ્યક છે.

જ્યાં સુધી ઇચ્છાઓ ઉપર આંશિક પણ અંકુશ આવી જાય નહિ, ત્યાં સુધી સંતોષ આવે નહિ અને અસંતોષ જાય નહિ. ઇચ્છાઓ ઉપર અંકુશ ત્યારે જ આવે, કે જ્યારે હૃદયમાં જે ભોગની વૃત્તિઓ ભરેલી છે. તેના ઉપર કાબૂ આવી જાય. **ભોગવૃત્તિ, એજ અસંતોષને ઉપજાવનારી મૂળભૂત વસ્તુ છે,** એમ લાગી જવું જોઇએ. પછી તો નિર્વાહ માટે જરૂરી એવી પણ કોઇ વસ્તુ નહિ મળે, તો પણ દુઃખ નહિ થાય. આજના કહેવાતા સંતોષિઓએ તો ભોગવૃત્તિને તેજ રાખી છે અને એથી એ બીચારા ક્ષુદ્ર તેમજ પામર બની ગયા છે.

સંતોષને સંયમથી અલગ પાડી શકાય તેમ છે નહિ. મન ઉપર, વચન ઉપર, અને દરેક પ્રવૃત્તિ ઉપર સંયમ કેળવવાનો પ્રયત્ન થાય, તોજ સાચો સંતોષ ગુણ પ્રગટે. સંતોષ ગુણ માણસને છીછરો બનાવી દેતો નથી, પણ ઉદાર બનાવી દે છે. એની જ્ઞાનસંપાદન કરવાની ભાવના દબાઇ જતી નથી, પરન્તુ ખીલી નીકળે છે, એનામાંથી અસત્યના ત્યાગનું અને સત્ય આદરનું જોમ ઓસરી જતું નથી, પણ વધી જાય છે. આજે સંતોષના નામે છીછરાપણું વધ્યું છે, જ્ઞાન સંપાદન કરવાની ભાવના લુપ્તપ્રાયઃ થઇ ગઇ છે અને અસત્યના ત્યાગ તથા સત્યના આદરમાં કેવળ મનસ્વિતા આવી જવા પામી છે.

આવા પ્રકારનો સાચો સંતોષી કૃપણ ન હોય. જે કૃપણ હોય, તેનામાં સંતોષ હોય નહિ. કારણ કે, કૃપણતા એ એવી જાતિનો દુર્ગુણ છે કે, એ પ્રાયઃ સદ્ગુણને આવવા દે નહિ. કૃપણતા, એ એવો દોષ છે કે, દયાળુ આદમી ને દયાળુ રહેવા દે નહિ, સત્યવાદીને તે સત્યવાદી રહેવા દે નહિ તેમજ પ્રામાણિકને તે પ્રમાણિક રહેવા દે નહિ. સારામાં સારા

ગુણને હરી લે અને ભયંકરમાં ભયંકર દુર્ગુણોને ખીલવી દે, એવો એ કારમો દોષ છે.

કૃપણતાનો દોષ કાઢવાને માટે અને ઉદારતાનો સદ્ગુણ કેળવવાને માટે, વસ્તુતઃ બહુ પ્રયત્ન કરવો પડે તેમ નથી. માત્ર સાચી સમજણ આવી જવી જોઇએ. જેનામાં સાચી સમજણ આવી જાય, તે પરમ ભાગ્યશાળી છે. જે જેમ છે તેને તેમ માનવું એનું નામ સાચી સમજણ. આ ઉદારતા, એ સંતોષ ગુણને દર્શાવનારી વસ્તુ છે. ભોગવૃત્તિ કાબૂમાં આવ્યા વિના આ બને નહિ.

સંતોષ ગુણ, જેનામાં આવી જાય, તે રંક પણ ચક્રવર્તી કરતાંય વધારે સુખી, એમ તત્ત્વજ્ઞાનિઓએ જે કહ્યું છે, જે અનુભવના ઉદ્ગારો કાઢ્યા છે. એ અનુભવના ઉદ્ગારોને પચાવવા હોય, તો આ સંતોષ ગુણના સાચા સ્વરુપને જીવનમાં પરિણત બનાવવું જોઇએ. એનો અનુભવ જેમ જેમ કરીએ તેમ તેમ સુખનો સાક્ષાત્કાર થયે જ જાય બાકી આવા પ્રકારના સંતોષહીન અને અસંતોષની જવાળામાં સળગતા આત્માઓને સુખ ન હોય. એની પાસે લક્ષ્મી હોય તો તે નિરંતર તાજોરી તપાસ્યા કરે. છાપરાનું નળીયું ખખડે અને લક્ષ્મીમાં ગાંડોઘેલો બનેલો એ ભડકે. રાત્રે એને નિરાંતની ઊંઘ આવે નહિ અને દહાડે કદિ તે ઝંપીને બેસે નહિ.

અસંતોષની આ આતશને બૂઝવવા માટે જ્ઞાની પુરૂષોએ સાચા સંતોષના શીતળ જળ સરોવરમાં માણવાનું ઉપદેશ્યું છે, આટલું બનશે તોય અસંતોષને સંતોષરુપ માની લેવાથી બચી શકાશે અને સાચી કોટિના સંતોષ ગુણને મેળવવાનો પ્રયત્ન થશે. જેનામાં ગુણ આવી જાય, તેનું કદાચ કોઇ લઇ જાય કે બગાડી પણ જાય, તોય એ તો એમ કહે કે, મારૂં મારી પાસે છે. મારૂં ઉપાડી જવાની કે બગાડી નાખવાની અન્ય કોઇ તાકાત ધરાવી શકતું નથી કે કોઇ કોઇનું વસ્તુતઃ

બમાડી શકતું નથી.' આ રીતનાં તત્ત્વજ્ઞાનમાં તે માનનારો હોય, આ પ્રકારનાં જ્ઞાની ભાખ્યાં તત્ત્વજ્ઞાનનાં સ્વરૂપને સમજનારો કદિ પણ ભાગ્યયોગે પ્રાપ્ત થતી વસ્તુઓને આત્માથી પર માન્ય વિના રહી શકતો નથી. અને એથી તેનામાં દુન્યવી પદાર્થો પ્રત્યે ભયંકર કોટિની મમતા હોતી નથી. અને આ રીતે જ્યારે મમતા ઘટે છે, ત્યારે ભોગવૃત્તિના સંયમ પૂર્વક આત્મકલ્યાણકર પ્રવૃત્તિઓમાં સમભાવે પ્રયત્નશીલ રહેવા રૂપ આ સંતોષ ગુણ, અનુપમ રીતે વિકસી શકે છે. સંતોષ ગુણનું આ સાચું સ્વરૂપ છે. સંતોષ ગુણને અંગે આજની કલ્પના આથીજ ઉલટાં વહેણ રૂપ બની છે. તે વહેણમાં પલટો આણવાનો આ પ્રયત્ન સફળ બનો એજ, શુભાભિલાષા.

# રસ ઝરણાં

## ‘કેટલાક બોધપ્રદ’

## કથા પ્રસંગો

### ૧

### મનોનિગ્રહનું મહત્ત્વ

**મનની** વૃત્તિઓને જીતવી એ, જીવનશુદ્ધિ માટે આવશ્યક છે. તે વિના જીવનમાં પાપભીરૂતા કે કોઈ પણ પ્રકારનો સુંદર સંયમગુણ પામી શકાતો નથી. આથી જ ઉપકારિ આપ્ત પુરૂષોએ મનને આધીન રાખવા માટેના ઉપાયો બતાવવામાં ખૂબ ઉપકાર બુદ્ધિ રાખી છે. તેઓએ મનોનિગ્રહને સારુ, એટલે મનને કેવી રીતે કાબુમાં રાખી શકાય, તે સમજાવવા માટે રાજા અને શેઠના પુત્રનું એક દૃષ્ટાંત શાસ્ત્રોમાં સમજાવ્યું છે. એ દૃષ્ટાંત તેના ભાવમાં વાંધો ન આવે અને ઝટ મૂળ આશયનો સ્પષ્ટ રીતે ખ્યાલ આવે તે રીતે અહિં મૂકાય છે.

એક સાચા ત્યાગિપુરુષોનો ભક્ત રાજા, પોતાની રાજસભામાં રાજપુરુષોની વચ્ચે, સાચા ત્યાગીઓની એટલે—હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ વગેરેથી જેઓ સ્વયં સર્વથા નિરાળા હોય, જેમ બને તેમ તેના સંસર્ગથી દૂર રહી અન્યને પણ ત્યાગના સુખનો

આસ્વાદ ચખાડનારા હોય, તેઓની હંમેશાં પ્રશંસા કરતો હતો કે, 'ધન્ય છે તે ત્યાગી પુરુષોને ! તેઓ જ પૂજવા લાયક, માનવા લાયક અને શરણું લેવા લાયક છે, કે જે ત્યાગી આત્માઓ પોતાના મનને તેમજ ઇન્દ્રિયોને વશ કરીને હજારો આત્માઓને સન્માર્ગે જોડી રહ્યા છે.'

એક શેઠનો દીકરો, કે જે મોજીલી રીતે પોતાનું જીવન પસાર કરતો હતો. તેને આ વાત રુચતી ન હતી. તે એમજ માનતો હતો કે, 'મન કાબુમાં રહે એ વાત જ ખોટી છે. મન જેવી ચંચળ, ક્ષણે ક્ષણે પરિવર્તન પામતી વસ્તુને કાબુમાં રાખવી, તે તદ્દન અસંભવિત વસ્તુ છે.'

આની સામે રાજાનું કહેવું એ હતું. કે, 'તત્વજ્ઞાની, અને વસ્તુ-સ્વરૂપને યથાર્થપણે જાણનાર સત્ત્વશીલ મહાત્માઓ પોતાના ચિત્તને બરાબર કાબુમાં રાખી શકે છે.'

રાજાએ તે શ્રેષ્ઠિપુત્રને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ તેણે દલીલોથી માન્યું નહિ. બીજી તરફ રાજા શ્રેષ્ઠિપુત્રને કોઇપણ ઉપાયે સન્માર્ગ પમાડવા ઇચ્છતો હતો, એટલે શ્રેષ્ઠિપુત્રને મનોનિગ્રહનો ખ્યાલ આવે તે માટે રાજાએ એક યુક્તિ રચી.

રાજાએ તે શેઠના દીકરાની સાથે પોતાના એક વિશ્વાસુ પુરુષને ગાઢ મિત્રાચારીમાં યોજ્યો, જ્યારે તે બન્નેને પરિપૂર્ણ પ્રેમ બંધાઈ ગયો, ત્યારે રાજાએ પોતાના નામથી અંકિત એવી મુદ્રિકા આપીને તે રાજપુરુષને સમજાવ્યું કે, 'શેઠના દીકરાના અલંકારોની સાથે એ જાણે નહિ તેવી રીતે આ મુદ્રિકા મૂકી દેવી.'

પેલાએ તેમ કર્યા પછી રાજાએ ઢંઢેરો પીટાવ્યો, કે, 'મારા નામથી અંકિત થયેલી મુદ્રિકા ગુમ થઈ છે, તે જેને મળી હોય

તેણે તુર્ત આપી જવી ! આટલી જાહેરાત કરવા છતાં પણ જો કોઈ નહિ આપી જાય અને જેનાં ઘરમાંથી નીકળશે, તેને મૃત્યુદંડની શિક્ષા ફરમાવવામાં આવશે!'

કેટલાક દિવસો વીત્યા બાદ, રાજાએ પોતાના પુરૂષોને નગરની જડતી લેવા આદેશ કર્યો. રાજાના નોકરોએ નગરની જડતી લેવાનું કાર્ય શરૂ કર્યું, અને રાજાની આજ્ઞા મુજબ પેલા શેઠના ઘેરથી જ તેની શરુઆત કરી. શેઠના દીકરાના અલંકારના ડબ્બામાંથી એ મુદ્રિકા હાથમાં આવી. આ અવસરે રાજાના માણસોએ કહ્યું કે, 'આ શું ?' શેઠનો દીકરો તે જોઈને આશ્ચર્ય પામ્યો, આશ્ચર્ય ચકિત થઈ તેણે કહ્યું કે 'હું કાંઈ જ જાણતો નથી, મેં ચોરી કરી નથી.'

પણ એનું કહ્યું કોઈએ ન ગણકાર્યું, તેને પકડીને રાજપુરૂષોએ કેદ કર્યો. આ બાજુ—પેલો મિત્ર બનેલો રાજપુરૂષ તે શ્રેષ્ટિપુત્ર પાસે આવ્યો. શ્રેષ્ટિપુત્રે તેને આજીજી કરી રાજાને સમજાવવા કહ્યું. પેલાએ કહ્યું, 'બીજું તો નહિ, પણ મૃત્યુ સિવાયની ગમે તે શિક્ષા કરવાને હું રાજાને સમજાવીશ.'

શેઠના પુત્રે કહ્યું, 'એટલું થાય તોય ઘણું.' રાજપુરુષે ત્યારબાદ રાજાની પાસે જઈ પોતાના મિત્રને માટે અભયદાનની માંગણી કરી. રાજાએ થોડીક આનાકાની કરી, અને છેવટે રાજાએ આમ કહ્યું કે, 'કાના વિનાના પિત્તળના વાડકામાં ઠેઠ કાંઠા સુધી, જરા પણ ખાલી ન રહે તેમ તેલ ભરીને, તેમાંથી એક પણ ટીપું નીચે પડે નહિ એ રીતે તે વાટકો હાથમાં લઈ, સમગ્ર નગરમાં ફરીને શ્રેષ્ઠિપુત્ર જો રાજસભામાં રજુ કરે, તો તેને છોડવામાં આવે, અન્યથા, મૃત્યુદંડની શિક્ષા થશે.'

આ વાત, પેલાએ જઈને શેઠના પુત્રને કહી સંભળાવી. શેઠના

દીકરાએ જોયું કે જીવતા રહેવાનો બીજો કોઇ ઉપાય નથી, એટલે એણે તે પ્રમાણે કરવાની પણ તૈયારી બતાવી.

તે દિવસે રાજાએ સારાયે શહેરને સુંદર રીતે શણગારાવ્યું. જ્યાં ને ત્યાં ગાનતાન; નાચ–દેખાવ, રુપ રંગ, વગેરેની એવી યોજના કરવામાં આવી કે, યોગીને પણ પોતાનું ચિત્ત સ્થિર રાખવું મુશ્કેલ થઇ પડે, આવી રીતે જ્યાં પાંચેય ઇન્દ્રિયોના વિષયોની સામગ્રી ભરપૂર બનાવવામાં આવી હતી, ત્યાં કોઇ પણ સ્થાને દૃષ્ટિ નહિ ફેરવતાં અને કોઈ પણ શબ્દ તરફ ધ્યાન નહિ આપતાં, કેવળ હાથ-માંના કટોરા ઉપર જ ધ્યાન રાખી, આખા નગરમાં ભમીને તે શેઠનો દીકરો એક પણ છાંટો નીચે પડવા દીધા વિના જેવો ભરેલો હતો તેવો ને તેવો જ તેલનો કટોરો હાથમાં લઇને રાજ-સભામાં હાજર થયો.

રાજાએ પૂછ્યું 'તેં નગરમાં શું જોયું ? તારું મન આટલું બધું તને આધીન કેમ રહી શક્યું ?' મરણની સજાથી બચી જવાના યોગે આનંદમાં આવી ગયેલા તે શ્રેષ્ઠિપુત્રે કહ્યું 'મનને મેં આધીન રાખ્યું મને ખાત્રી હતી કે, જરાયે મન ખસ્યું તો મોટી આપત્તિ છે, મરણના ભયના યોગે અને જીવનને સાચવવાની ઇચ્છાના પ્રતાપે, મારા મનને મેં જરા પણ ખસવા દીધું નથી !'

રાજાએ અવસર પામીને તેને પોતાની સાચી વાતનો ખ્યાલ આપવા તે વેળા સ્મિતપૂર્વક કહ્યું કે, 'જયારે માત્ર એક જ મરણની ભીતિથી તારાં મનને આટલા બધા આનંદના તેમજ વિષય સુખનો પ્રસંગોની વચ્ચે પણ તું વશ રાખી શકયો ! ત્યારે જે તત્ત્વજ્ઞાની મહાપુરુષો, એક વખતના જ મરણને નહિ, પરન્તુ ભવિષ્યનાં પણ અનંતા મરણોને જોઈ શકતા હોય, તેઓનું મન જગતના જડપદાર્થોના સંયોગોથી લોભાય ખરું !'

શેઠનો દિકરો વસ્તુસ્વરુપ સમજ્યો. એણે પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરતાં બેઉ હાથ જોડીને કહ્યું કે 'આપના જેવી ઉપકાર બુદ્ધિ જગતમાં જોઈ નથી. મને આ કારીગરીથી ન સમજાવ્યો હોત, તો આપ અને ગુરૂઓ ગમે તેટલી મહેનત કરત, તો પણ તરંગી એવો હું, એક પણ વાતને માનત નહિ. આપના જેવા જગતમાં મારા કોઇ પણ ઉપકારી નથી.'

આરીતે મનની શુધ્ધિ મનની શાન્તિ કે મનનો નિગ્રહ ત્યારે જ આવે કે, જ્યારે ભવિષ્યની ચિન્તા આત્મામાં જાગૃત થાય અને પોતાના ભૂત અને ભાવિનો વિવેક પૂર્વક વિચાર કરનાર સાચા વિચારશીલ ધર્મી બનાય.

## ૨

## ધર્માત્માની ઉદારતા

ઉદારતા એ સાચે ધર્મભાવિત આત્માઓની મહામૂલ્ય જીવન-સંપતિ છે ઉત્તમકોટિની જ્ઞાનીભાખી ઉદારતાને પામેલા ઉદાર આત્માઓ પોતાના ઉદારતા ગુણદ્વારા પાપીને પણ ઉગારી લેનાર બને છે. ધર્માત્માની ઉદારતા આથી જ હૃદયની ગંભીરતા અને ધીરતામાંથી પ્રગટેલી પરિમલરુપ છે. ગુનેગારને શિક્ષાથી બચાવી, યોગ્ય રીતે સહાય આપી, તેને ઉન્નતિના માર્ગે દોરી જવામાં ધર્મજીવી પુણ્યવાનોની કસોટી રહેલી છે.

આવા જ પ્રકારની કસોટીનો અવસર એક ધર્માત્મા શેઠને આવ્યો હતો. તે શેઠના હૈયામાં ધર્મ પરિણમેલો હતો. તેમણે આત્માને

ઓળખ્યો હતો. સ્વપરના ભેદનો એમને ખ્યાલ હતો. ક્ષુદ્રતા, તુચ્છવૃત્તિ કે સંક્લિષ્ટમનોવૃતિ એમનામાં ધર્મની આરાધનના પરિણામે નષ્ટપ્રાયઃ થયા હતા.

એક વાર પર્વતિથિએ, એ શેઠ પૌષધ કરવા માટે જે દિવસે ઉપાશ્રયે ગયા, તે જ રાતના તે શેઠના ઘરમાં ચોરો પેઠા, ચોરોએ ચોરી તો કરી. માલમતા તો ઉઠાવી, પરન્તુ રાજ્યના નોકરોએ ચોરોને પકડયા.

શેઠ બીજે દિવસે ઘેર આવ્યા, તેમને ખબર મળી કે, 'ઘરમાં ચોરી થઈ છે, પણ ભાગ્યયોગે ચોરો પકડાઇ ગયા છે અને રાજ્યના નોકરો તેમને બાંધીને લઇ ગયા છે.' આથી એ શેઠ શું ચોરાયું અને શું બાકી રહ્યું ?–' એ તપસવાને ય ન થોભ્યા. એમને તો ચારોના માથે આવી પડેલી આફતની ચિન્તા થઈ. ચોરોને બંદીખાનેથી છોડાવવાને એ તત્પર બન્યા; શેઠે વિચાર કર્યો કે, 'ચોરોને છોડાવ્યા વિના મારાથી જમાય કેમ? મારા ધર્મને આ ન છાજે.'

પોતાની તીજોરી ઉઘાડી, એમાંથી હીરા–માણેક વગેરે કાઢી અને એનો થાળ લઇને શેઠ રાજા પાસે ગયા. રાજાને એ હીરા–માણેકનો થાળ ભેટ ધરીને, શેઠે પેલા ચોરોને છોડી દેવાની વિનંતિ કરી.

રાજાએ કહ્યું કે, એમ ન થાય.' શેઠે કહ્યું 'પણ એ ન છૂટે, ત્યાં સુધી મારાથી ખવાય નહિ,' આનું નામ સાચી ઉદારતા. અપકારિ ઉપર પણ ઉપકાર કરવાથી સામો જો યોગ્ય હોય તો ચોરીને ઉત્તેજન નથી મળતું પણ ચોરી નામશેષ થાય છે.

શેઠના આગ્રહથી રાજાએ ચોરોને છોડી મૂકવાની આજ્ઞા પોતાના પુરુષોને ફરમાવી, એટલે રાજનોકરોએ બંદીખાનામાં જઇને ચોરોને છોડયા અને શાથી છોડયા એની વાત કરી. ચોરો ત્યાંથી સીધા જ

શેઠનાં દર્શન કરવાને આવ્યા. હાથ જોડી, માથું નમાવી, તે ચોરો શેઠનાં પગે પડ્યા.

ચોરોએ શેઠને કહ્યું કે, 'આપ પરમ ઉપકારી છો આપ કહો તેમ અમે કરીએ !' શેઠે પ્રસન્નતાપૂર્વક માયાળુ શબ્દોમાં કહ્યું કે, 'હવે ચોરી ન કરશો. તમારે જે જોઇએ તે મારી પાસેથી લઇ જજો !' તે દિવસથી સાચે ચોરો ચોરી કરતા મટી ગયા. સજ્જન બન્યા. આનું નામ ધર્માત્માની સુહૃદયતા. ઉદાર જીવનનું આ સાચું પ્રતિબીમ્બ કહેવાય.

'આવી રીતે કરવાથી ચોરીને ઉત્તેજન મળે છે–' એમ માનવું એ હૃદયની ક્ષુદ્રતા છે. આથી લક્ષ્મીની ગાઢ મૂર્ચ્છામાં ફસાવાના યોગે અનેક દુવ્રૃત્તિઓને આધીન બનેલા આત્માઓ, દીન આદિને સહાય કરવાને પણ તૈયાર નથી બનતા, માટે જ મોટે ભાગે એવું કહેવાય છે કે, ભૂખે મરતાઓને પણ સાધનસમ્પન્નોએ સહાય ન કરી, અવાં અવાં કારણોથી જ મોટે ભાગે પાડોશીઓ પણ ચોરી કરનારા બન્યાં છે. એમ વર્તમાન વાતાવરણમાંથી જોઇ શકાય છે.

## ૩

## પ્રાયશ્ચિત્તનો અધિકારી

એક ધર્માત્મા શ્રીમન્તશેઠનાં જીવનનો આ પ્રસંગ છે.

પર્વતિથિ હતી. એ દિવસે પરમાત્માની આજ્ઞાને માથે ચઢાવનાર ધર્માત્માઓ પોતાનાં પાપોની શુદ્ધિ કરવાને સારૂ–આવશ્યક ક્રિયા કરવાને ઉપાશ્રય–ધર્મસ્થાનમાં આવ્યા હતા. એક દરિદ્રી પણ ધર્મી

તે અવસરે ત્યાં ધર્મક્રિયા કરવા જ આવ્યો હતો. પણ નિમિત્ત પામીને એનામાં દુર્ભાવના ઉત્પન્ન થઇ છે. એનામાં ચોરી કરવાની વૃત્તિ જન્મી. ધર્મનાં સ્થળોએ એ વૃત્તિ આવે, એ ઘણુંજ ખરાબ કહેવાય, પણ પેલા શ્રાવકને એ વખતે ચોરી કરવાની ઇચ્છા થઇ, જે અશુભોદયનું જ એક પરિણામ કહી શકાય.

પાસે એક શેઠ હીરાનો હાર કાઢીને બેઠેલા હતા. પેલા દુઃખી શ્રાવકને એમ થયું કે, 'આનું લઇશ તો કોઇ જાણશે નહિ. શેઠ ધર્મી છે માટે હો–હા કરશે નહિ અને મારૂં પણ કામ થઇ જશે'

એણે શેઠનો હીરાનો હાર લઇ લીધો. વાસ્તવિક રીતે તો ધર્મને પામેલા કોઇએ ગુન્હો નહિ કરવો જોઇએ. તેમાંય આવે સ્થળે એમ કરવું, એ તો ભયંકર ગુન્હો છે. છતાં પેલાએ હાર લઇ લીધો અને ત્યાંથી ચાલ્યો ગયો.

ક્રિયા પૂરી થયા બાદ શેઠે ચોમેર જોયું પણ હાર જડયો નહિ. ઝટ વિચાર આવ્યો કે, એ લેનાર બીજું કોઇ નહિ હોય, પણ મારો ધર્મબંધુ હશે? જો હું કાંઇ પણ બોલીશ તો ધર્મની ફજેતી થશે ધર્મને માટે કે ધર્મ સ્થાનોમાં બેસનારને માટે કોઇને પણ કાંઇ બોલવાનું નિમિત્ત મારા તરફથી નહિ જ મળવું જોઇએ. અને મારા સ્વાર્થની ખાતર ધર્મને લાંછન મારાથી ન લગાડાય એ મને ન છાજે. આથી કાંઇ પણ બોલ્યા વિના શેઠ ઘેર ગયા.

પેલા હાર ચોરનાર ગરીબ ધર્મીએ વિચાર્યું કે 'એ ખરો ધર્માત્મા છે, નહિતર આટલી ગંભીરતા રાખી શકે જ નહિં. માટે એ શેઠને ઘેરજ હાર મૂકવા જવું અને જોઇતાં નાણાં ઉછીનાં લઇ આવવાં.' આથી એ શેઠનો હાર લઇને શેઠને ઘેર જ મૂકવા ગયો. શેઠે પોતાના હારને ઓળખી લીધો. પણ એ ગંભીર હતા. એમની ધીરતા ખૂટતી નથી. પોતે સમજી ગયા કે, 'આણે આફતના

માર્યા ચોરી કરી છે, નહિતર શ્રાવક ધર્મસ્થાનમાંથી ચોરી ન કરે. જરુર એ મહા આફતમાં મૂકાયો હશે !'

પેલા ગરીબ સાધર્મિક ગૃહસ્થે હાર આપી રૂપીઆ માગ્યા, એટલે શેઠે કહ્યું કે, 'તમે મારા સાધર્મિક છો ! મારા ધર્મબન્ધુ છો ! માટે મારું તે તમારું જ છે. આ આપ લાવ્યા છો તે આપની પાસે રાખો અને જોઇએ તે લઇ જાઓ !'

તેણે કહ્યું 'ના, હાર તો આપજ રાખો.' એ વખતે એની આંખમાં પાણી આવી ગયા. પણ સાચી વાત કહી શકાતી નથી. તેણે બહુ આગ્રહ કર્યો, એટલે શેઠે એક ડબ્બીમાં હાર મૂકી, એના ઉપર તે ધર્મબંધુનું નામ લખ્યું, તે હાર શેઠે તીજોરીમાં મૂકયો અને નાણાં આપ્યાં. શેઠ નાણાં આપી ઘરમાં ગયા એટલે, તે શેઠની પત્ની જે ધર્મભાવિત હતી. ઉદારતાના વાતાવરણમાં જે ઉછરેલી હતી તેણે શેઠને કહ્યું કે,' આપણા ધર્મબન્ધુનો હાર રાખીને નાણાં આપવાનાં હોય નહિ. આ રીતે સાધર્મીભાઈ સાથે અવિશ્વાસ પૂર્વકનો વ્યવહાર આપણને ન શોભે'

ફરી ચતુર્દશીનો પર્વદિવસ આવ્યો. કરેલા પાપની આલોચના કર્યા વિના પાક્ષિક ધર્મક્રિયા નિષ્ફળ જાય, એટલે પેલા હાર ચોરનાર શ્રાવકે ભરસભામાં ઉભા થઇ કહ્યું કે; 'મેં ભયંકર અપરાધ કર્યો છે, મારે પ્રાયશ્ચિત જોઇએ' એ વધુ બોલે, એ પહેલાં તો પેલા શેઠ ઊભા થયા, એમણે કહ્યું કે, 'પહેલું પ્રાયશ્ચિત મને આપો !' કારણ કે મારી ફરજ હતી કે, મારા સાધર્મિકની સ્થિતિ તપાસવી. મેં મારી ફરજ-સમજી સાધર્મિકની મારે લેવી જોઇતી ખબર લીધી હોત, તો આ પરિણામ ન આવત.'

આનું નામ અપકારી ઉપર ઉપકાર. આ ઉદારતા ચાલી જવાથી આજે વાતાવરણમાં ક્ષુદ્રતા, અવિશ્વાસ વગેરે પાપો ચોમેર ફેલાવો

પામી રહ્યાં છે. સાચી ધર્મિતા આવ્યા વિના આ ઉદારતા નહિ જ આવે. આજે શ્રીમાનો મોટે ભાગે આવી સ્થિતિમાં રહેલા પોતાના ધર્મબંધુઓ માટે કહે છે કે, 'અમે અમારા ભાગ્યનું પામ્યા છીએ, તેમાં અમારી સામે એમની આંખો ન હોય, એમના ભાગ્યમાં નહિ હોય, એમનું નશીબ ભીખ માગવાનું હશે, તે ભીખ માગે !' આવાં ઉદ્‌ગારો ઉદારતાની સુવાસ વિનાના અંતરથી નીકળી રહ્યા છે, જે હૈયામાં રહેલી પૌદ્‌ગલિક પદાર્થોની મમતાનાં સૂચક ચિહ્નો છે.

## ૪
## ક્ષમાના ભંડાર

શ્રી ખંધક મુનીશ્વરનું નામ જૈન ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાયું છે.

એ મહાપુરૂષ પવિત્ર હતા. અશુભ સંકલ્પ પણ એમને હૈયામાં પ્રાયઃ આવેલો નહિ. એમને તેનો ખ્યાલ સરખોય નહિ. છતાં પણ એમનાં પૂર્વજીવનના સાંસારિક સંબંધી રાજાને એઓને અંગે અજાણપણે તદ્દન વિપરીત કલ્પના આવી.

એક વાર એમ બન્યું કે, તે રાજા પોતાની રાણી સાથે મહેલના ઝરૂખે બેઠો હતો. એ વખતે રસ્તા ઉપરથી શ્રી ખંધક મુનીશ્વર પોતાની મુનિચર્યા પૂર્વક જઈ રહ્યા હતા એ મુનીશ્વર રાણીના સંસારિપણાના ભાઇ હતા. આથી બહેને ભાઇને ઓળખી લીધા.

પહેલાં જે અવસ્થામાં ભાઇને જોએલા, તે કરતાં અત્યારે ઘણી જ વિલક્ષણ અવસ્થામાં તેણીએ, પોતાના ભાઇને જોયાં. હાડકાનું ભરેલું ગાડું ચાલતાં ખડખડે, તેમ શ્રી ખંધક મુનીશ્વરના હાડકાં ખખડતા

હતા. એ મહાત્માએ ઉગ્ર તપશ્ચર્યાથી પોતાના દેહને હાડકાંનાં માળા જેવો બનાવ્યો હતો. છતાં તેઓ ઉગ્ર વિહાર કરતા હતા. તે મહાપુરૂષને તો શરીર આવું થઇ ગયું તેનું જરાય દુઃખ થતું ન હતું. પણ બેનને તો પોતાના ભાઇનું હેત હૈયે રહ્યું હતું. ભાઈ પ્રત્યેના મોહના યોગે તે રાજરાણીની આંખમાં આંસુની ધારા વહેવા લાગી. આ વસ્તુ રાજાએ જોઇ.

એ આંસુ જોતાની સાથે જ, શ્રી ખંધક મુનીશ્વરના અશુભોદયના યોગે, રાજાના હૃદયમાં દુષ્ટ કલ્પના જન્મી. રાજાના હૈયામાં રાણીનાં પૂર્વ-જીવનના લગ્ન પહેલાનાં જીવનમાં સદાચાર માટે કુશંકા થઇ. જરૂર આ માણસ રાણીનો જાર હોવો જોઇએ, માટે જ એને આવી દશામાં જોઇને રાણીને આંસુ આવ્યાં, રાજાએ તે અવસરે આ કલ્પના કરી.

રાણીને તેણે આથી પૂછ્યું નહિ, અને તેને ખબર ન પડે એ રીતે રાજાએ શ્રી ખંધક મુનીશ્વરની જીવતાં ખાલ ઉતારવાને માટે, મારાઓને મોકલ્યા. મારાઓ રાજાના હુકમ મુજબ શ્રી ખંધક મુનીશ્વરની પાસે આવ્યા, અને રાજાની આજ્ઞા તેઓને કહી સંભળાવી. શ્રી ખંધક મુનીશ્વરે આ સાંભળીને વગર આનાકાનીએ તેઓને શાંતિથી સમભાવપૂર્વક કહ્યું કે: 'ભાઇથકી પણ તમે વધુ ભલાઇ કરનારા છો! વિના કારણ–કશા પણ અપરાધ વિના, જીવતાં ખાલ ઉતારવા આવે, તેવાઓની સામે પણ દુર્ભાવનો એક અંશેય તેઓશ્રીનાં હૈયામાં નહોતો.

તેઓને મન ઉદારતા, ગંભીરતા કે ધીરતાની કપરી કસોટીનો આ અવસર હતો. તે મહામુનીશ્વરના હૈયામાં ઉદારતા–કરુણા સ્વયંભૂરમણ સાગરની જેમ ભરી હતી. તેઓના હૃદયમાં એ જ એક સદ્‌વિચાર સ્ફૂર્યો કે, 'આ આવ્યા એના માલીકે એવી આજ્ઞા કરી માટે, એમના માલીકને આવી આજ્ઞા કરવાની બુદ્ધિ મારા અશુભોદયના

યોગે જન્મી. મારે તે કર્મોને અવશ્ય એકવેળાયે ખપાવવા જ છે. ત્યારે મારા કર્મને ખપાવવામાં સહાય કરનાર, આના જેવો બીજો ઉપકારી કોઈ નથી.' ઉત્તમ કોટિની ઉદારતા અને આત્માનુ-લક્ષિતાના યોગે મહાપુરુષોને આવી ભાવના આવે–એ સહજ છે.

શ્રી ખંધક મુનીશ્વરે પોતાના શરીરની જીવતાં ખાલ ઉતારવાને માટે આવેલા તે મારાઓને એમ પણ કહ્યું કે, 'તમે કહો એવી રીતે હું ઉભો રહું કે જેથી તમને મારી ખાલ ઉતારતાં તકલીક ન પડે ! કારણ કે, મારી કાયા તપશ્ચર્યાના યોગે કઠણ થઇ ગઇ છે,' જીવતાં ખાલ ઉતારવાને માટે આવેલાને પણ તકલીફ ન પડે, એ વિચાર તેવા મહાપુરુષોને જ આવે, જેઓ ક્ષમાના અખંડ ભંડાર હોય.

તે મહાત્માના હૃદયમાં શુભભાવનાઓ રમી રહી હતી, આ કારણે જ તેઓએ આ વિચાર કર્યો કે, 'મારૂં કોઇ બગાડતું નથી. મારા પૂર્વકાલીન દુષ્કૃત વિના મારૂં ખરાબ કરવાનું સામર્થ્ય કોઈમાં નથી. સામા આત્માને મારૂં બગાડવાની જે દુર્બુદ્ધિ સૂઝી તે મારા પાપકર્મના યોગે. ખરી રીતે આ રાજા કે તેના મારાઓ–નોકરો મારૂં સારૂં કરે છે. મારાં પૂર્વસંચિત પાપકર્મોને ઝટ ભોગવવામાં તેઓ મને સહાય કરે છે, આથી તેઓ મારા ઉપકારી છે.'

આમ શુભ ભાવનામાં રમતા તે મુનીશ્વરનાં કર્માવરણો જેમ દૂર ટળતાં ગયા, તેમ મારવા આવેલા નિર્દય મારાઓ જાણે શરીરની ખાલને ઉતારતા ગયા. ક્ષમાશીલ શ્રી ખંધક મુનીશ્વરે તે વેદ-નાને આમ સમભાવપૂર્વક સહન કરી અંતે શરીરની ખાલ સંપૂર્ણપણે ઉતરી અને કર્માવરણો દૂર ટળ્યાં. આથી કૈવલ્યજ્ઞાનને પામી તેઓશ્રી પરમધામમાં સીધાવ્યા. જ્યાં જન્મ, જરા કે મૃત્યુ, કર્મ, કષાય કે સંસારનાં બંધનો કદિકાલે આત્માની સ્વતંત્રતાને લૂંટી લેવાને સમર્થ નથી. આથી પરાધીનતાનાં બંધનોથી મુક્ત તેઓ સાચા સ્વાધીન બન્યા.

## ૫

# લક્ષ્મીનો સદ્વ્યય

**આ** **પાંચમા** આરાની વાત છે. મહારાજા શ્રી કુમારપાલે પોતાના મંત્રી આમ્રભટ્ટને એક વેળાયે પ્રસન્ન થઈને ઇનામ આપ્યું. તે ઇનામમાં ક્રોટિદ્રવ્ય, ત્રણ સુવર્ણ કલશ અને ચોવીશ જાતવાન ઘોડા હતા. મહામાત્ય શ્રી આમ્રભટ્ટની ઉદારતા અમાપ હતી: એમની ચોમેર હંમેશા યાચકોની લાંબી હાર એમની વાટ જોઈને ઉભી રહેતી. જ્યારે તેઓ રાજદરબારમાંથી આ ઇનામ લઈ પોતાને ઘેર જવા નીકળ્યાં, એટલે યાચકો તેમની પાસે આવ્યા. એમણે દાન દેવા માંડયું. આ રીતે ઘેર પહોંચતાં પહેલાં તો ક્રોટિદ્રવ્ય અને ચોવીસ જાતવાન ઘોડાઓ એમણે દાનમાં દઇ દીધા. અહીં ઇનામ ને અહીં દાન આવી રીતે દાન દેનારની નામના ગવાય, એમાં નવાઈ નથી. પણ વિઘ્નસંતોષિઓએ રાજાનાં કાનમાં ઝેર રેડયું. આમ્રભટ્ટ મંત્રિએ તો આ વેળાયે રાજસભામાં પણ ઔચિત્ય તરીકે એક લક્ષનું દાન કર્યું હતું. આથી મહારાજા કુમારપાલને મન આમાં પોતાનું અપમાન ભાસ્યું.

શ્રી આમ્રભટ્ટ આથી સમજી ગયા. તેમણે ગંભીરતાને જાળવીને કહ્યું કે, 'હે રાજન ! આપતો બાર ગામના સ્વામી ત્રિભુવનપાલના પુત્ર છો ! પણ હું તો અઢાર દેશના માલીક એવા આપનો પુત્ર છું એટલે આટલુંય મારૂં દાન થોડું છે.' આમ કહી તેમણે એ ધ્વનિત કર્યું કે, 'આપ ન દઈ શકો અને હું દઇ શકું, કારણ કે, આપ બાર-ગામના સ્વામીના પુત્ર છો અને હું છું અઢાર દેશના માલીકનો પુત્ર !' આ સાંભળી રાજા પણ ખૂશ થયા. વાત એ છે કે, આ કમ ઉદારતા નથી જ્યાં એ પુણ્યશાલી બહાર નીકળે, ત્યાં ભિખારીઓ ખૂશ થાય. પોતાની જાતને ઓળખાવવાની કે ઉદાર કહેવડાવવાની

એમને જરૂર નહતી પડતી. ઉદાર કહેવડાવવાની એમની ઇચ્છા પણ ન હતી રહેતી, છતાં લોક ઉદારતા જોઇને એમને ઉદાર કહેતા.

આવી કોટિના ઉદાર આત્માઓ લક્ષ્મીને હાથના મેલ જેવી સમજે, ફેંકી દેવા જેવી સમજે છે, જેને લક્ષ્મી તીજોરીમાં મૂકવી જ ગમે એ ઉદાર નહિ, પણ જેને આપવી ગમે એ ઉદાર. ઉદાર તે કે, જેને લક્ષ્મી આવે એથી આનન્દ નહિ, પણ તે જ્યારે દાનમાં વપરાય એથી જ આનન્દ. લક્ષ્મીને આવતી જોઇ એ નાચે નહિ, પણ એનો સદુપયોગ થતો ભાળી નાચે, એ દશા ઉદારાત્માની હોય. ધર્મ જો અંતરમાં પરિણમે, તો એ દશા જરૂર આવે.

લક્ષ્મીને આવતી જોઇ નાચવું, એ બેવકૂફી છે, એમાં લેશ પણ ડહાપણનો અંશ નથી. ખરી રીતે એ ન હોવું જોઇએ. એક વેળા તે મંત્રીએ ભરુચમાં શ્રી જિનમંદિર બંધાવ્યું હતું. શ્રી જિનમંદિર બંધાઇ રહ્યા પછી પ્રતિષ્ઠા પ્રસંગે શિખર ઉપર ચઢીને એ નાચ્યા હતા; નાચતાં નાચતાં તેમણે છૂટે હાથે સૌનેયાં ઉછાળ્યાં. જે વિરોધિઓ એ સ્થળે મન્દિર બંધાય તેમાં નારાજ હતા, બળતા હતા. તેઓને પણ એમ થયું કે, 'આવી પ્રતિષ્ઠા રોજ થાઓ!' જેનામાં વસ્તુતઃ ઉદારતા કહેવાય એવો કોઇક અલૌકીક ગુણ ધર્મપરિણતિનાં યોગે પ્રગટયો હોય છે, તેઓનાં હૃદય ઉમદા હોય છે. મળેલી લક્ષ્મીનો આથી જ તેઓ આ રીતે સદ્વ્યય કરી શકે છે.

## ૬

## ધર્મકલાનાં અભીપાન

**પૂર્વકાળમાં** યૌવનકાલ આવતાં પહેલાં બીજી કળાઓની સાથે ધર્મકળા પણ શીખવવાની પ્રથા હતી. સર્વ કળાઓમાં ઓછપ હોય તે ચાલે, પણ ધર્મકળાનું અજ્ઞાન ન ચાલે, એ પૂર્વકાળની માન્યતા હતી. એટલે બાળપણથી જ ધર્મનું શિક્ષણ મળતું અને વાતાવરણ પણ એવું રહેતું કે, સહેજે સુસંસ્કારો મળે. આમ છતાં પણ અયોગ્ય આત્માઓને ધર્મકળા ન પરિણમે, એ જૂદી વાત છે.

આને અંગે ત્રણ રાજપુત્રોનો એક પ્રસંગ વિચારણીય છે.

એક રાજાને ચાર પુત્રો હતા. રાજાએ એ ચારેયને ધર્મકળાનું પણ શિક્ષણ અપાવ્યું હતું. મોટામાં એ શિક્ષણ જોઇએ તેવું પરિણમ્યું નહિ, જ્યારે બાકીના ત્રણ રાજકુમારોમાં બુદ્ધિની સામાન્ય પણ સારી નિર્મળતા હતી. રાજા રાજ્ય વગેરેની વ્યવસ્થા કરી શકે અને ચારેયને યોગ્યતા મુજબ રાજ્ય સોંપી શકે એ પહેલાં મરણ પામ્યો. આથી એ ચારમાંથી મોટાના હાથમાં રાજ્યની લગામ મૂકાઇ.

મોટાએ રાજા બન્યા પછીથી, પોતાના ત્રણ નાના ભાઇઓને એવો નાનો ગરાસ આપવા માંડ્યો, કે જે લેનાર અને દેનાર-બન્નેને માટે લજ્જાપાત્ર ગણાય.

ત્રણ રાજકુમારો બળવાન હતા. તેઓ પોતાના બળથી જગતને તૃણ સમાન ગણતા હતા. તેઓએ જોયું કે, 'વડિલ ભાઇ ભૂલ કરે છે. આટલો ગરાસ એ આપે, એમાં આપનાર તરીકે એમને અને લેનાર આપણને શરમ પામવા જેવું છે. એમણે આટલું જ આપવું એ યોગ્ય નથી અને આપણે આટલું જ લેવું એ યોગ્ય નથી.'

રાજ્ય પિતાનું છે. એક જ બાપના દીકરા છે, બળવાન છે, કાંઇ નમાલા નથી, પણ વાત એ છે કે, ધર્મકળાએ અસર કરી છે. વડિલ ભાઇએ જ્યારે માન્યું જ નહિ અને યોગ્યતા મુજબ આપવા જોગું આપવાનો ઇન્કાર કર્યો. એટલે આ ત્રણ રાજકુમારોએ વિચાર કર્યો કે, 'આ સંસારમાં કોઈનું જીવન ચિરસ્થાયી નથી, બધા મનુષ્યોને ઇષ્ટ ઐશ્વર્યની પ્રાપ્તિ પણ થતી નથી, છતાં લોકો એવા કોઇ પણ નિમિત્તને પામીને અકાર્ય કરવા તૈયાર થાય છે; પણ એ કોઇ રીતે યોગ્ય નથી. આથી આપણે રાજ્યને માટે એવું તો નજ કરવું, કે જેથી પિતાનું નામ લાજે, પિતાએ અપાવેલું શિક્ષણ લાજે અને આપણા કુળની બેઆબરૂ થાય!' આવા વિચારોના યોગે તે ત્રણે રાજકુમારોએ, પોતે બળવાન છતાં પણ, પોતાના વડિલ ભાઇની સામે થવાનું અગર તો તેનો નાશ કરીને રાજ્ય લેવાનું પસંદ કર્યું નહિ.

તેઓએ જોયું કે, 'ભાઈ આપણને રાજસેવક તરીકે જ રાખવા માગે છે, પણ રાજસેવક તરીકે આપણે રહીએ એમાં આપણી પણ આબરુ નથી અને ભાઇની પણ આબરૂ નથી.'

આથી તે ત્રણે રાજકુમારો પોતાના પિતાના રાજ્યનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા. આર્યદેશની ધર્મકળાના પ્રતાપે સામાન્ય રીતે તે કાળના સમર્થ અને શક્તિસંપન્ન આત્માઓમાં પણ એ સમજણ રહેતી કે, 'વડિલો આપે તે લેવું પણ લેવા માટે સામે ન થવું, એવો પણ પ્રસંગ આવે કે, વડિલની બુદ્ધિ બગડે, તે વખતે એવી રીતે વર્તવું જોઇએ, કે જેથી જાત, કુળ, કે ધર્મ લાજે નહિ.

ત્રણે રાજકુમારો ત્યાંથી, વડિલ ભાઇની સામે થયા વિના, ચાલી નીકળ્યા. રાજા વીરધવલની સેવામાં રહેવાની તેમની ઇચ્છા હતી, એટલે તેઓ ધવલક્કપુરમાં આવ્યા. ધવલક્કપુરમાં પહોંચીને

તેઓ સીધા વસ્તુપાલ મંત્રીના આવાસે ગયા. કારણ કે, તેઓએ સાંભળ્યું હતું કે, વસ્તુપાલ મંત્રી વ્યવહારમાં અતિ કુશળ છે. એ ત્રણેયનાં મુખની તેજસ્વિતાને અને સર્વાંગસુન્દરતાને જોઇને, વસ્તુપાલ મંત્રીએ માની લીધું કે, 'આ કોઈ સામાન્ય પુરૂષો નથી. પણ રાજકુમારો છે,' આથી તેમણે તે ત્રણેનો સત્કાર કર્યો અને ગૌરવ સહિત રાજસભામાં આસનો અપાવ્યાં.

એ પછી મંત્રીશ્વર શ્રી વસ્તુપાલે સ્નેહપૂર્વક પૂછ્યું કે, 'તમે ક્ષત્રિયોમાં ઉત્તમ અને પુણ્યશાલી રાજકુમારો લાગો છો. કહો. ક્યાંથી અને શા કારણે તમારૂં અહિં પધારવું થયું છે વારૂ ?'

રાજકુમારો ઉદ્ધત નથી. તેમનામાં અવસર યોગ્ય નમ્રતાનો પણ ગુણ છે. પોતાના મસ્તકને અધિક નમ્ર રાખીને રાજકુમારોએ પોતાની હકીક્ત જણાવી. હકીક્ત જણાવ્યા બાદ, તેમણે પોતે જે હેતુથી આવ્યા હતા તે હેતુ જણાવ્યો. તેમણે મંત્રીશ્વરને કહ્યું કે, 'આપનું પ્રશંસાપાત્ર નામ સાંભળીને આપનાં ચરણ કમળની સેવાને માટે અમે આવ્યાં છીએ. શ્રી વીરધવળ રાજાની સેવાનો આશ્રય કરવાની અમારી ઇચ્છા છે.'

મંત્રીશ્વર વસ્તુપાલ એ સાંભળીને પ્રસન્ન થયા. રાજકુમારોને ખૂબ સન્માનપૂર્વક જમાડયા. ઉત્તમ વસ્ત્રો, આભૂષણો અને તાંબુલ આદિથી તેમનું સ્વાગત કર્યું અને કહ્યું કે, 'તમારા જેવાનું મારે ત્યાં પધારવું દુર્લભ છે.' ત્યારબાદ રાજસભામાં જઇને મંત્રીશ્વરે, વીરધવલ રાજાને ત્રણે રાજકુમારોની હકીકત જણાવી. રાજા એ સાંભળી ખુશ થયો, આનંદ પામેલા રાજાએ પણ તે ત્રણ રાજ- કુમારોને કહ્યું કે, 'તમે પધારી મારા આંગણાને પાવન કર્યું છે, એ પુણ્યોદય સૂચવે છે. પણ એ તો કહો કે, મારે તમને કેવા પ્રકારની આજીવિકા બાંધી આપવાની છે ?'

રાજકુમારોએ કહ્યું કે, 'અમને દરેકને દર વર્ષે બબ્બે લાખ દ્રમ જોઇએ.' વીરધવલ રાજામાં બીજા કેટલાક ગુણો હતા, પણ સાથે કૃપણતાનો મહાદોષ પણ હતો. એ કૃપણતાના યોગે, રાજકુમારોનો જવાબ સાંભળતાંની સાથે જ રાજાએ પોતાનું મોઢું બગાડયું, અને કહ્યું કે, 'એટલા દ્રવ્યથી તો હું સેંકડો સુભટો મેળવી શકું એમ છું, તો પછી માત્ર તમને ત્રણને જ એટલું બધું દ્રવ્ય હું આપી દઉં, એથી મારું કયું અધિક શ્રેય તમે કરી શકશો ? માત્ર સેવકની ખાતર આટલા બધા દ્રવ્યનો વ્યય કરવાથી, મારો વિશેષ અર્થ સરે તેમ મને નથી લાગતું. માટે તમે તમારી ઇચ્છા હોય ત્યાં બીજા કોઇ પણ રાજ્યમાં જઇ શકો છો ?' આમ કહીને રાજાએ તાંબુલ આપી એ ત્રણેયને વિદાય આપી.

આ અવસરે શ્રી વસ્તુપાલે રાજાને એ ત્રણેને રાખી લેવા માટે કહ્યું. પણ રાજા વીરધવલ આમે કૃપણ હતો, એટલે કૃપણતાના યોગે એ વાત તેને ગળે ઉતરી શકી નહિ.

રાજકુમારોમાં નમ્રતાનો ગુણ ન હોય, તો આ વખતે અપમાન લાગ્યા વિના રહે નહિ, અને ભાગ્યની શ્રદ્ધા ન હોય તો સામા પ્રત્યે દુર્ભાવ આવ્યા વિના પણ રહે નહિ. પણ રાજકુમારોના આત્માને ધર્મકળા સ્પર્શેલી હતી. આ જ કારણે રાજાએ પાનનું બીડું આપ્યું એટલા માત્રથી એ રાજકુમારો સંતુષ્ટ થયા હતા. અને પ્રસન્ન ચિત્તે ત્યાંથી ચાલી નીકળ્યા.

ફરતા ફરતા તેઓ રાજા વીરધવલના શત્રુ ભીમસિંહરાજાની રાજધાનીમાં આવી પહોંચ્યા. વીરધવલ રાજાની કૃપણતા સાંભળીને રાજા ભીમસિંહે, દરેકને બબ્બેને બદલે ચાર ચાર લાખ દ્રમ્મ આપવાનું કહી, ત્રણેયને રાખી લીધા. આ ત્રણેને વગર મહેનતનું લેવાની ઇચ્છા ન હતી. આથી એઓ હંમેશા પોતાના સ્વામીની આજ્ઞાની

રાહ જોઇ રહેતા કારણ કે સ્વામિનું કાર્ય કરવાની તેમની ઇચ્છા હતી. આથી રાજા પાસે તેઓ કોઇ પણ ઉચિત સેવા બતાવવાની માગણી વારંવાર કરતા.

એક વેળાયે પ્રસંગ પામીને રાજા શ્રી ભીમસિંહે કહ્યું કે, 'બીજું કાંઇ કામ નથી, પણ વીરધવલ રાજા મારો શત્રુ છે અને તેને સંધિ કરવાનું કહેવડાવવા છતાં પણ તે સંધિ કરતો નથી. તેને પોતાના બળનો મદ છે, આપણે તે ઉતારવો છે, તે તમારાથી બની શકશે વારૂ ?'

ત્રણે રાજકુમારો રાજાની ઇચ્છાને સમજી ગયા, રાજાની ઇચ્છાને આજ્ઞા માની, તેનો અમલ કરવાને તૈયાર થયા. રાજાના ઉત્સાહને તેમણે વેગ આપ્યો, અને વીરધવલ રાજાની પાસે દૂત મોકલવાનું કહ્યું, રાજા ભીમસિંહે દૂત મોકલ્યો અને યુદ્ધનું આહ્વાન કર્યું. વીરધવલે પણ એ આહ્વાનનો સ્વીકાર કર્યો.

સંગ્રામના દિવસ પહેલાં વસ્તુપાલ મંત્રીશ્વરે વીરધવલ રાજાને કહ્યું કે 'હે સ્વામિન ! આપે કૃપણતાના દોષથી પેલા ત્રણ રાજકુમારોને સંઘર્યા નહિ. તેઓ રાજા ભીમસિંહની પાસે ગયા અને એ ત્રણના બળથી રાજા ભીમસિંહ આટલી ગર્જના કરે છે.' વીરધવલ એ સાંભળી રહ્યા. પણ હવે તો લડયે જ છૂટકો હતો. યુદ્ધને આગલે દિવસે જ્યારે વીરધવલ રાજા આ રીતે મંત્રીશ્વર વસ્તુપાલની સાથે વાત કરીને છૂટા પડયા હતા. તેટલામાં એ વખતે પેલા ત્રણ રાજકુમારોએ મોકલેલો એક માણસ અનુજ્ઞા લઇને તેમની પાસે આવ્યો અને તેણે કહ્યું કે, 'ચૌહાણવંશના સામંતપાલ વગેરે ત્રણે સુભટોએ કહેડાવ્યું છે કે છ લાખ દ્રમ્મથી સંઘરેલા અનેક સુભટોની સહાયથી, હે રાજન ! આવતી કાલે આપ આપનું સારી રીતે રક્ષણ કરજો ! કારણકે, આવતી કાલે સવારે સંગ્રામ શરૂ થવાનો છે અને પ્રથમ તમે જ અમારા અતિથિ થવાના છો !'

આ રીતે એ ત્રણે રાજકુમારોએ પહેલેથી ચેતવણી આપી. આર્ય સંસ્કારના પ્રતાપે ધર્મકળાનાં શિક્ષણને પામેલા, આ ત્રણ રાજકુમારો દુશ્મન હતા પણ દાના હતા. બીજે દિવસ યુદ્ધ શરુ થયું. અન્ય સુભટોનો તિરસ્કાર કરતા પેલા ત્રણ રાજકુમારો, ભાલા લઇને સેનાને વિંધતા શ્રી વીરધવલ રાજાની પાસે આવી પહોંચ્યા, અને એ વખતે પણ તેઓએ કહ્યું કે, ' અમે આવ્યા છીએ, તૈયાર રહેજો ! ધનથી સંઘરેલા યોદ્ધાઓને રક્ષણ કરવાનું કહી દેજો !'

આ પછી ભીષણ યુદ્ધ થયું. વીરધવલ રાજાની રક્ષા કરનારા ઘણા હોવા છતાંય, પેલા ત્રણ રાજકુમારોને કોઇ રોકી શક્યું નહિ. તે ત્રણેએ આવીને રાજાના કપાળમાં ભાલાના ત્રણ ઘા કર્યા. પછી કહ્યું કે, 'અત્યારે તમને મારી નાખવાને પણ અમે સમર્થ છીએ, પણ જે મોઢે પાન ચાવ્યાં છે, તે મોઢે કોલસા ચાવવાને અમે ઇચ્છતા નથી. તમારા હાથનું અમે એક તાંબુલ લીધું છે, એ ઋણથી મુક્ત થવાને માટે અમે તમને જીવતા જવા દઇએ છીએ.' આમ કહીને તેઓએ વીરધવલ રાજાને ઘોડા ઉપરથી ગબડાવી મૂક્યો. પોતે જેનું લૂણ ખાય છે, તે માલીકનું લૂણ હલાલ કરવું અને તાંબુલ આપ્યાના ઉપકારને પણ ભૂલવો નહિ આવા પ્રકારની ઉત્તમ નિમકહલાલી જાળવી એ ત્રણેયે તે વેળાયે જે ઋણ પણ અદા કર્યું એ રૂડો પ્રતાપ ધર્મકળાનાં અમીપાનનો.

રાજા વીરધવલને ઘોડા ઉપરથી ગબડાવી મૂકીને, તે ત્રણ રાજકુમારો ત્યાંથી રાજાના અશ્વરત્નને લઇ ચાલી ગયા. વસ્તુપાલ વગેરે રાજાને ઉપાડીને પોતાને સ્થાને ગયા. પછી તો સંધિ પણ થઇ ગઇ. આ પ્રસંગથી સુયોગ્ય વડિલો કે શિક્ષણના આશ્રય તળે પ્રાપ્ત કરેલ ધર્મશિક્ષણ જીવનમાં સુંદરતા, તેમના વ્યવહારોની શુદ્ધિ આણવામાં કેવી સુન્દર રીતે સફલ બને છે તે સમજી શકાશે.

૭

# પરમાત્મામાં માનનારા

**પરમાત્માને** માનનાર આસ્તિક કેવા વિચારશીલ હોય છે, એ સમજી શકાય તે માટે શ્રી નારદના બાલ્યકાલનો એક પ્રસંગ છે.

શ્રી ક્ષીરકદંબ નામના ગુરુની પાસે તેમનો પોતાનો પુત્ર પર્વત, રાજપુત્ર વસુ અને નારદ,–એમ ત્રણ વિદ્યાર્થિઓ અધ્યયન કરતા હતા. એકવાર, અભ્યાસના શ્રમથી શ્રમિત બનેલા તે ત્રણે ય જણા રાતના અગાશીમાં સુઇ ગયા હતા. એ વખતે બે ચારણશ્રમણોએ આકાશ માર્ગે જતાં આ ત્રણને સુતેલા જોયા અને એથી તેઓ સ્વાભાવિક રીતે જ એમ બોલ્યા કે, 'આ ત્રણ વિદ્યાર્થિઓમાંથી બે નરકે જશે અને એક સ્વર્ગે જશે ?'

શ્રી ક્ષીરકદંબ ગુરુના સાંભળવામાં આ વાત આવી. આથી તેઓ ખેદ પામીને ચિન્તવવા લાગ્યા, 'અહો ! મારા જેવો અધ્યાપક હોવા છતાં પણ, આ ત્રણ શિષ્યોમાંથી બે શિષ્યો નરકે જશે !' આમ ચિન્તવતા તેમણે, 'કોણ સ્વર્ગે જશે અને કોણ નરકે જશે ?'–એનો નિર્ણય કરવાને માટે ત્રણેને એક સાથે બોલાવ્યા. દરેકને પિષ્ટનો એક એક કુકડો આપ્યો, અને ત્રણેયને આજ્ઞા કરી કે, 'જ્યાં કોઇ જ ન જોઇ શકતું હોય, તેવા સ્થાનનાં જઇને તમારે આ કુકડાને મારી નાખવો !'

ત્રણેય જૂદા જૂદા માર્ગે ચાલ્યા. રાજપુત્ર વસુ અને ગુરુપુત્ર પર્વતે વેરાન પ્રદેશમાં પહોંચ્યા બાદ વિચાર્યું, કે 'અહીં આપણને કોઇજ જોઇ શકતું નથી.' આવો વિચાર કરીને, વસુએ અને પર્વતે પણ, પોત પોતાના તે સ્થાને, પોત પોતાની પાસેના પિષ્ટના કુકડાનો વધ કર્યો.

શ્રી નારદે, નગરની બહાર દૂર દેશમાં એકાન્ત સ્થળમાં ગયા બાદ, વિચાર કર્યો કે, 'ગુરુએ આ બાબતમાં એવી આજ્ઞા કરી છે કે, 'જ્યાં કોઇ ન જોઇ શકે એવા સ્થળે જઇને જ આ પિષ્ટના કુકડાને મારવો !' પણ અહીં તો આ કુકડો પોતે જુએ છે, હું જોઉં છું, આ ખેચરો જૂએ છે, લોકપાલો જૂએ છે અને કોઇ ન જુએ તો પણ જ્ઞાનિઓ તો જૂએ છે, કોઇ એવું સ્થાન નથી, કે જ્યાં કોઇ ન જૂએ, માટે ગુરુની વાણીનું તાત્પર્ય એ જ હોવું જોઇએ કે આ કુકડાને મારવો નહિ. ખરેખર ગુરુ તો સદા દયાળુ અને હિંસાથી વિમુખ છે, છતાં તેઓએ આવી આજ્ઞા કરી છે, માટે આવી આજ્ઞા કરવામાં તેમનો હેતુ, અમારી બુદ્ધિની પરીક્ષા કરવાનો જ હોવો જોઇએ.'

આ પ્રમાણે વિચાર કરીને, નારદ પિષ્ટના કુકડાને માર્યા વિના જ પાછા ફર્યા અને પોતે જે હેતુથી એનો વધ ન કર્યો, તે હેતુ ગુરૂને જણાવ્યો. ગુરૂએ તેમને શાબાશી આપી અને મનમાં નિશ્ચય કર્યો કે, 'ત્રણમાં આ જ સ્વર્ગે જનારો છે.'

આ પછી પેલા બે, 'ગુરુની આજ્ઞાનું બરાબર પાલન કર્યું છે.' એમ માનતા માનતા, ગુરુની પાસે આવ્યા. તેઓએ કહ્યું કે, 'આપની આજ્ઞા મુજબ, જ્યાં કોઇ ન જૂએ તેવે ઠેકાણે અમે કુકડાને મારી નાખ્યો.'

આ સાંભળી ગુરૂએ તે બન્નેને કહ્યું કે, 'હે પાપિઓ ! તમે પોતે જોતા હતા અને ઉપર ખેચર આદિ જોતા હતા, તે છતાં તમે તે કુકડાને કેમ મારી નાખ્યો ?'

ત્યારથી માંડીને ખેદથી ગુરુએ તેમને વધુ અભ્યાસ કરાવવાનું બંધ કર્યું અને પોતે વિચાર કર્યો કે, 'આ વસુને અને પર્વતને અધ્યયન કરાવવાનો મારો પ્રયાસ વ્યર્થ ગયો ! સ્થાનભેદના કારણે

જેમ મેઘજલનું એક સ્થળે મોતી થાય છે અને બીજે સ્થળે લવણ-પણ થાય છે, તેમ ગુરુનો ઉપદેશ પણ પાત્ર પ્રમાણે જ પરિણમે છે. પર્વત મારો પ્રિય પુત્ર છે અને રાજપુત્ર વસુ મને એથી પણ અધિક પ્રિય છે, પરન્તુ જ્યારે બન્નેય જણાઓ નરકમાં જવાના છે, તો પછી મારે ગૃહવાસમાં રહેવાનું પ્રયોજન પણ શું છે?'

આવી રીતે વૈરાગ્ય પામીને તેમણે દીક્ષા લીધી. પરલોકને, પાપને કે પરમાત્માને નહિ માનનારા કે ભૂલનારા વિદ્યાર્થિઓ પાકતા તો, તેમાં પુર્વકાળના ઉત્તમ અધ્યાપકો પોતાની નામોશી સમજતા. આજે તો શિક્ષકમાં કે માતા-પિતામાં વિદ્યાર્થી કે સંતાન માટે એ જાતિની હિતભાવના પણ ભાગ્યે જ હશે. એટલે જ આજનું શિક્ષણ જે રીતે પરિણમવું જોઇએ તે રીતે પરિણમી શકતું નથી.

## ૮

## સ્વપરનું સુધારનારા

**પો**તાનાં જીવનને સુસંસ્કારોથી નિર્મળ અને ગુણવાસિત બનાવવા ઇચ્છનારે, શબ્દ, રૂપ વગેરે ભૌતિક વિષયોના રાગને કાઢવાનો, અર્થાત્ વિષયોથી વિરક્ત મનવાળા બનવાનો પ્રયત્ન પણ જરૂર કરવો જોઇએ. જેઓ વિષયવિરાગી બને છે, તેઓ પોતાનું અને પરનું પણ સુધારી શકે છે. વિષયવિરાગી સંસારમાં રહ્યો હોય તો પણ એટલે ત્યાગી ન થયો હોય તો પણ, ઘણાં ખરાં પાપોથી પોતે બચી જાય છે અને બીજા પણ ઘણાઓને અનેકવિધ પાપોથી બચાવી શકે છે.

આવા પ્રકારના વિષયવિરાગી આત્માઓ કયી રીતે અવસરે

પોતાને અને પરને પણ બચાવી લે છે, તે સમજાવવાને માટે આ મુજબનું એક ઉદાહરણ છે—

એક રાજાને એક મોદી હતો. નાના રાજાઓ પોતાના રાજ-કુટુંબ માટે ખાસ મોદી રાખતા હોય છે. એ મોદીને ત્યાં એક સ્ત્રીરત્ન હતું. કોઇનું કોઇ પ્રકારનું પુણ્ય હોય, તો કોઇનું કોઈ પ્રકારનું પુણ્ય હોય. રાજાને ત્યાં હોય એ પ્રજાને ત્યાં ન હોય અને પ્રજાને ત્યાં હોય એ રાજાને ત્યાં પણ ન હોય, એમ બનવું એ કાંઇ અસંભવિત વસ્તુ નથી. પુણ્યના ભેદને અંગે આવું આવું પણ બને. એ મુજબ મોદીને ત્યાં એવી સુશીલ રૂપવતી સ્ત્રી હતી કે, જે રાજાના વિશાળ અંતઃપુરમાં રહેલી રાજરમણીઓનાં રૂપને પણ ટપી જાય.

મોદીના ઉપર રાજાને સારી પ્રીતિ હતી. મોદીના વિરોધિઓથી એ ન ખમાયું. દુનિયામાં કેટલાક માણસો એવા હોય છે કે, કોઇનું ભલું કરવામાં તો સમજયાજ નથી હોતા અને ભૂંડું કરવામાં જ રાજી હોય છે. કેટલાક તો એવા પણ હોય છે કે, બીજાનું ભૂંડું કરે ત્યારેજ એમને સંતોષ થાય અને એમાં જ એ પોતાની બહાદૂરી સમજે. આવા આદમીઓ દુનિયાના જીવોના વિના કારણના પણ દુશ્મન છે.

આથી કેટલાક વિઘ્નસંતોષિઓએ રાજાના કાન ભંભેર્યા. અને રાજાને કહ્યું કે, 'આપ ભલે રાજા હો! પણ જે વસ્તુ આપના મોદી પાસે છે, તે આપને ત્યાં પણ નથી. આપના અંતઃપુરમાં સ્ત્રીરત્ન નહિ અને આપના મોદીને ત્યાં સ્ત્રીરત્ન એ કેમ બને? રત્ન તો રાજાને ત્યાં શોભે, આપ રાજા અને રમણીરત્નને મોદી ભોગવે, એ અજુગતું કહેવાય!' ધર્મગુરૂના સહવાસ કે સદુપદેશથી રહિત કેવળ પોકળ પુણ્યાઇને ભોગવનારા અજ્ઞાન રાજાઓ વિષય સુખના અતિ અભિલાષી હોય, એમાં નવાઇ પામવા જેવું કાંઇ નથી. એ

રાજા પણ વિષયનો અતિ અભિલાષી હતો. એણે વિચાર આવ્યો કે, 'મારે તપાસ કરવી જોઇએ.' આવી વાત સીધી રીતે તો મોદીને પૂછાય નહિ, એટલે રાજાએ એક વાર તક સાધીને મોદીને કહ્યું કે, 'આજે મારું ભોજન તારે ત્યાં છે!'

રાજા પોતાને ઘેર ભોજન કરવા આવે એથી મોદીને તો ખુશી થવા જેવું, પણ મનમાં કદાચ નાખૂશી હોય તોય રાજાને ના ન કહી શકાય. મોદી ઘેર આવ્યો અને સ્ત્રીને વાત કરી. સ્ત્રી ચકોર હતી. એણે મધુર રસવતી તૈયાર કરી. રાજા જમવા બેઠો. એ કાંઈ જમવા થોડો જ આવ્યો હતો? એને તો મોદીની સ્ત્રીનું મોઢું જોવું હતું. સ્ત્રીએ તો લાજ એવી કાઢેલી કે, મોઢું દેખાય નહિ. રાજા થોડું ખાય ને આડું–અવળું જુએ. પેલી બાઇ પીરસવા આવે તોય ભાણા સામું ન જુએ, પણ એની સામે જોયા કરે. એમ કરતાં કરતાં મોઢું દેખાઇ ગયું. રાજાને ખાત્રી થઈ ગઇ કે, 'મારા હજૂરીયાઓએ કહ્યું છે તો સાચું,' વળી રાજાએ વિચાર્યું કે, 'શું મારા કરતાં મારો મોદી વધારે ભાગ્યશાળી કે જેથી એને ઘેર આવું રમણીરત્ન હોય? ઠીક, પછી વાત.'

આવો વિચાર કરીને રાજા જમીને ઊઠયો અને પોતાના આવાસમાં ગયો. બીજે દિવસે મોદીને બોલાવીને રાજાએ હુકમ કર્યો કે, 'તમારે અમુક કામને માટે પંદર દિવસ બહારગામ જવાનું છે.' મોદીએ જઇને પોતાની સ્ત્રીને કહ્યું કે, 'રાજાએ પંદર દિવસને માટે બહારગામ જવાનો હુકમ ફરમાવ્યો છે.'

મોદીની સ્ત્રી એવો હુકમ કરવાનું કારણ સમજી ગઇ. એણે કહ્યું કે, 'આપ ખુશીથી પધારો. મારી ચિંતા કરશો નહિ! આપ નિર્ભયતાથી જાઓ! હું કુળવાન છું અને જે કાંઇ બનશે તેને સંભાળી લઇશ.'

મોદી બહારગામ ગયો, એટલે તેજ દિવસે મધ્યરાત્રીએ રાજા મોદીને ત્યાં આવ્યો. મોદીની સ્ત્રીએ એમ થવાનું ધાર્યું જ હતું, કારણ કે, કામીની દશા કેવી હોય છે તે એ જાણતી હતી. એ એવો અન્ધ બને કે, એને બીજું પ્રાયઃ સૂઝે જ નહિ. રાજાએ સાંકળ ઠોકી, એટલે બાઇએ બારણું ઉઘાડયું. રાજાને અંદર લઇ જઇને હીંડોળા ઉપર બેસાડીને, મોદીની સ્ત્રી પોતે જાણતી હતી છતાં રાજાને પૂછયું–'આપ અત્યારે કેમ પધાર્યા છો?'

રાજાએ નફફટ થઇને મર્યાદા મૂકીને કહ્યું કે, 'તારી ખાતર!' આ અવસરે મોદીની સ્ત્રી કાંઇ જ બોલી નહિ. રાજા આવશે એમ એણે માનેલું અને એથી યુક્તિ યોજી જ રાખેલી. એ મુજબ પોતાની દાસીને હુકમ કરીને મોદીની સ્ત્રીએ રાજાને માટે પીણું મંગાવ્યું.

એક સુંદર થાળમાં એક એકથી સુંદર પાંચ પ્યાલાઓ ગોઠવ્યાં હતા. દરેક પ્યાલાઓમાં કઢેલું કેસર, બદામ, ઇલાયચી વગેરેથી સુમધુર કરેલું દૂધ ભરેલું હતું. રાજાએ માન્યું કે, 'ક્રમશઃ ઊંચા અને એક એકથી ચઢીયાતા પ્યાલામાં વસ્તુ પણ એક એકથી ચઢીયાતી હશે? પણ પીતાં પીતાં એને જણાયું કે, બધા પ્યાલાઓમાં વસ્તુ તો એક જ સરખી છે.' આથી તેણે મોદીની સ્ત્રીને પૂછયું કે 'જો બધા પ્યાલામાં એકસરખી વસ્તુ જ ભરવી હતી, તો આટલા બધા પ્યાલા બગાડયા શું કરવાને?'

આ અવસરને પામીને મોદીની સ્ત્રીએ કહ્યું કે, 'રાજન! આપને અંધાપો આવ્યો હતો, તે દેખતા કરવાને માટે મારે આમ કરવું પડયું!' વિષયોનો ગાઢરાગ હોય અથવા તો અંશે પણ વિષયવિરાગ તે સ્ત્રીમાં ન હોત તો એક નગરના સત્તાધીશ રાજાની સામે તેના મોદીની સ્ત્રી તરિકે તે, આવું બોલી શકે એ શકય જ નથી.

મોદીની સ્ત્રીએ અંધાપાનું કહ્યું છતાં રાજા ખીજવાયો નહિ. કારણ કે, તે કામાતુર બન્યો હતો. એણે તો મશ્કરી માનીને ફરી પૂછયું, કે, 'એ શું ?' મોદીની સ્ત્રીએ કહ્યું: 'રાજન ! જેમ તમે પ્યાલાના રૂપ ઉપરથી અંદરની વસ્તુની વિશેષતા કલ્પી, પણ અંદર વિશેષતા કશી જ ન હતી, તેમ જે ચામડી ઉપર મોહ પામીને આપ અહીં પધાર્યા છો તેમાં એટલે–મારી આ કાયામાં, કે આપના અંતઃપુરમાં જે સ્ત્રીઓ છે તેમાં કે ચંડાલની સ્ત્રીમાં બધે જ અંદરથી એક સરખી જ દશા છે. બધી કાયાઓ માંસ અને રૂધિર આદિથી ભરેલી છે, ફેર માત્ર ચામડીનો છે, વળી આપ રાજા છો એટલે પ્રજાના પિતાતુલ્ય કહેવાઓ. આપ જેવા પિતા, દીકરી ઉપર બળાત્કાર કરવાને માટે પોતાના વિશ્વાસુ મોદીનો, વિશ્વાસઘાત કરીને અહીં આવે, એ છાજતું ન કહેવાય.'

મોદીની સ્ત્રીના આ કથનથી રાજાનો અંધાપો ટળી ગયો, તે સમજ્યો, મોદીની સ્ત્રીની માફી માગીને તેણે કહ્યું : 'આજે તેં મને દેખતો કર્યો, પણ આ વાત કોઇને કહીશ નહિ !' મોદીની સ્ત્રીએ કહ્યું, 'સારૂં.'

વિચારણીય એ છે કે, મોદીની સ્ત્રી પોતાના શીલને બચાવી શકી અને રાજાને પણ ઉન્માર્ગમાંથી ઉગારી લેવામાં સહાયભૂત બની તેમાં તેના જીવનની પવિત્રતા જ મૂળ કારણ છે. આ પવિત્રતા વિષયવિરાગના પ્રબલ સંસ્કારોથી દૃઢ બનેલી હતી. જ્યાં પાંચે ઇન્દ્રિયોના વિષયોની આધીનતા ભરેલી છે, ત્યાં પોતાનું કે પરનું હિત થવાની કલ્પના પણ સંભાવ્ય નથી. માટે જ ધર્મનું મૂળ વિષયના વિરાગમાં જ રહેલું છે.

૯

## નીતિનો સર્વશ્રેષ્ઠ આદર્શ

જીવદયા કે અહિંસા આ જ વાસ્તવિક રીતે ધર્મની જડ છે. ધર્મના અન્ય સઘળાં અનુષ્ઠાનો, વ્રતો વગેરેની આરાધના જ્ઞાનિ-મહાપુરૂષોએ આની જ કેવળ રક્ષાને માટે યોજી છે. નીતિ કે પ્રમાણિકતા જેવો વ્યવહારધર્મ પણ દયાની ભાવનાથી સંકળાયેલો જોઇએ. તો જ તે ધર્મરૂપ બને છે. આથી જ ધર્મશીલ આત્મા, વ્યાપારમાં નીતિને નહિજ ચૂકવી એ ધ્યેયવાળો હોય અને એથી વ્યાપાર ખાતર નીતિને તજાય નહિ પણ અવસરે નીતિ ખાતર વ્યાપારને તજવાની તૈયારી તેને કેળવવી જોઇએ. એવા આદમીઓની નીતિ પણ દયાહીન ન હોય, પણ દયામય હોય. જેને અંગે આ એક પ્રસંગ છે.

એક વ્યાપારી હતો. નીતિમાન વ્યાપારી તરીકેની નામના એણે પ્રાપ્ત કરી હતી. એણે નક્કી કરેલું કે, કોઇપણ ભોગે અનીતિ કરવી નહિ અને નિશ્ચિત કરેલી નીતિનો અંશે પણ ત્યાગ કરવો નહિ, પણ એવું નક્કી કરવામાં એનું ધ્યેય એ હતું કે, વ્યાપાર સારો ચાલે. વ્યાપાર સારો ચાલે એ જ એક ધ્યેય હોવાથી, એ વ્યાપારી નીતિ-સંપન્ન બની શકયો, પણ 'નીતિનું પાલન કરવાની સાથે દયાનું પાલન પણ કરવું જોઇએ અને નીતિનું પાલન પણ વસ્તુતઃ

દયાના હેતુથી કરવાનું છે–' એ વાતને જાણનારો તથા આચારનારો બની શકયો નહિ.

પરનો દયાળુ તો તે કહેવાય કે જેનામાં આત્મદયા હોય. પરદયા પણ વસ્તુતઃ આત્મદયાને અનુસરનારી છે. આત્મદયા વિનાની પરદયા ઘણીવાર સામાન્ય દયાની કક્ષામાં પણ રહેતી નથી. આત્મદયાથી જે પ્રવૃત્તિ થાય તે અનુકૂળ પ્રવૃત્તિ કહેવાય અને આત્મહિતઘાતક જે કોઇ પ્રવૃત્તિ હોય તે ઉંધી પ્રવૃત્તિ કહેવાય.

એ વ્યાપારીએ નક્કી કર્યા મુજબ કોઈપણ સંજોગોમાં નીતિનો ત્યાગ કરવો નહિ, અનીતિ કરવી નહિ. એવી આજ્ઞા, નોકર–ચાકરોને પણ આપી દીધી હતી.

એની દુકાને બૉર્ડ એક જ ભાવનું હતું, પણ એ બૉર્ડ આજના ઘણાખરા વ્યાપારિઓની દુકાને હોય છે તેવું નહિ હતું. આજે તો, એક જ ભાવના બૉર્ડો પણ, મોટે ભાગે ભોળાને ભટકાવનારા સાધનો પૈકીનું એક સાધન રૂપ જ બની ગયાં છે.

આ શેઠની દુકાને તો માલ લેવા નાનો જાય કે મોટો જાય, તવંગર જાય કે ગરીબ જાય, સબંધી જાય કે દુશ્મન જાય, ઓળખીતો જાય કે અજાણ્યો જાય, પણ બધાને માટે ભાવ એક જ રહેતો. એથી લોકોને પણ વિશ્વાસ થઇ ગયો હતો કે, 'માગીશું તેવો જ માલ આપશે અને કિંમત પણ જે વ્યાજબી હશે તે જ લેશે.'

એ વ્યાપારી પોતાના છોકરાને પણ શીખવાડવાને માટે દુકાને બેસાડતો. છોકરો સંસ્કારી હતો. એ જાણતો હતો કે, 'નીતિ દયામય હોવી જોઇએ. નીતિ જળવાય અને દયા ન જળવાય, તે કામનું નહિ,' છોકરો જોતો કે, 'આમ એક જ ભાવ રખાય અને આ રીતે ગ્રાહકે જે અને જેટલો માલ માગ્યો હોય તે અને તેટલો જ માલ દગો ફટકો કર્યા વિના અપાય.'

વર્તમાનમાં તો 'એક જ ભાવ' બોલનાર વ્યાપારીની વાત જ જુદી છે. વ્યાપારી આઠ કહે અને ગ્રાહક બેથી માંગે. વ્યાપારી ખોટું ભરતીયું પણ બતાવે અને ખોટા સોગંદ પણ ખાઈ લે. કહેશે કે, 'એક જ ભાવ છે, લેવું હોય તો લો નહિ તો જાવ !' છતાં જ્યાં ગ્રાહક ઊઠવા માંડે એટલે ભાવ બદલે, પણ ગ્રાહકે ય મનમાં સમજે કે, એક જ ભાવ એ તો કહેવા પૂરતું જ, એટલે વ્યાપારી એક જ ભાવ એમ કહે, છતાં ગ્રાહક ઓછે માંગે જ. બેયની મનોવૃત્તિ એ બાબતમાં એક, એટલે એક જ ભાવ એમ કહેનારો વ્યાપારી ભાવ બદલે એથી આજના ગ્રાહકોને પણ આશ્ચર્ય થતું નથી.

આજના મોટા ભાગની મનોવૃત્તિ એવી હોવાથી, આજની સમાધાનવૃત્તિ પણ એવી બની ગઇ છે. મોટે ભાગે બધા એમ કહે છે કે, 'એકનો દોઢ વાંક તો બીજાનો અડધો પણ વાંક હશેને ?' કારણ, વ્યાપારી અને ગ્રાહક બન્ને જણા ભાવ જૂઠા બોલે છે. આવી માન્યતા હોવાથી, સમાધાન પણ આજે મોટે ભાગે એવી રીતે થાય છે, માટે સાચી વાતવાળાએ તો એવા સમાધાનમાં પણ પડવા જેવું નથી રહ્યું.

એક કકડો હોય અને બે જણ પોતાનો છે એમ કહેતા હોય, ત્યારે બેમાંથી એક સાચો અને એક જૂઠો હોય, છતાં આજનું સમાધાન કરનારા વસ્તુતઃ બન્નેને જૂઠા ઠરાવે છે. આજની તકરારનો તોડ કાઢવાનો દાવો કરનારાઓ, મોટે ભાગે એમ જ કહેશે કે, 'કકડો પોતાની માલિકીનો છે એમ બન્ને જણા કહે છે, માટે એની કિંમત ઠેરવો અને બન્નેને વહેંચી દો !' એટલે આ સમાધાનવાંચ્છુઓની દૃષ્ટિએ તો સાચો પણ જૂઠો જ ઠર્યો ને ? એવું તો ખોટાને ફાવે પણ સાચાને શી રીતે ફાવે ? આ વખતે કકડો જતો કરવો તે હા, પણ સાચાએ આજના સમાધાનમાં પડવું નહિ, એમ આજે ડાહ્યા ગણાતાઓને પણ કહેવું પડે છે.

બન્યું એ કે, તે વ્યાપારી ગૃહસ્થના આ નીતિમય વ્યવહારની અસર તેના દીકરાનાં હૈયામાં પડી. 'એક જ ભાવ કહેવાની અને ગ્રાહકે જે માલ માગ્યો હોય તે જ માલ આપવાની' નીતિની છાપ લગભગ આથી તેના જીવનમાં પણ રૂઢ થઇ.

એક અવસરે એક બાઇએ પોતાની ઓરમાન દીકરીને એ વ્યાપારીની દુકાને લાલ કપડું લેવાને માટે મોકલી. છોકરી ભૂલી ગઇ. એણે આવીને વ્યાપારીની પાસે ભૂલથી સફેદ કપડું માગ્યું, અને વ્યાપારીએ વ્યાજબી કિંમત લઇને આપ્યું.

છોકરી કપડું લઇને ઘેર ગઇ, એટલે એની ઓરમાન મા લાલ–પીળી થઇ ગઇ. એણે પૂછ્યું કે, 'લાલ કપડું મંગાવ્યું હતું ને સફેદ કેમ લાવી ?' પેલી છોકરીએ કહ્યું 'હું ભૂલી ગઇ.' આથી ઓરમાન માએ છોકરીને બેફાટ ગાળો દેવા માંડી અને કહ્યું કે, 'જા, સફેદ કપડું પાછું આપીને લાલ કપડું લઇ આવ ! જો લાલ કપડું લીધા વિના જ પાછી આવી, તો ટીપી નાખીશ. ઘરમાં પણ નહિ પેસવા દઉં અને ખાવાનું પણ નહિ આપું !!'

છોકરી રડતી રડતી દુકાને પાછી આવી. પેલા વ્યાપારીને છોકરીએ આજીજી પૂર્વક કહ્યું કે, 'મેં લાલને બદલે ભૂલથી સફેદ કપડું માગ્યું અને તમે આપ્યું, પણ મારી મા મને ઘરમાં પેસવા દેતી નથી, તો મહેરબાની કરીને આ કપડું બદલી આપો.'

વ્યાપારીએ કહ્યું કે એમાં મારી ભૂલ નથી. તેં જેવું કપડું માંગ્યું તેવું આપ્યું, માટે હવે પાછું લઇને બદલી નહિ આપું.' છોકરી કરગરવા લાગી, ખૂબ ખૂબ રડવા લાગી, કારણ કે, એના હૈયામાં એની ઓરમાન માની બીક હતી. એણે કહ્યું કે, 'તમે દયા કરીને કપડું બદલી આપો નહિતર હું ટાઢે ઠુંઠવાઇ જઇશ, ભૂખી મરીશ છતાં મારી મા મને ઘરમાં નહિ પેસવા દે અને માર મારશે.'

આમ છતાં વ્યાપારીએ કહ્યું કે, 'જો મેં કપડું આપવામાં ભૂલ કરી હોત તો જરૂર બદલી આપત. મારી એ કીર્તિ છે. આમ જો હું કાપેલા ટુકડા પાછા લઉં, તો મારે બદલો પડે અને જો એમ બદલો જ પડયા કરે તો પછી મારો વ્યાપાર શી રીતે ચાલે ?'

છોકરીએ ઘણી ઘણી આજીજી કરી, બહુ બહુ કહ્યું, પણ વ્યાપારીએ માન્યું નહિ. છેવટ એ છોકરી થાકીને લથડતે પગે રડતી રડતી પાછા પગે દુકાન આગળથી દૂર ખસવા લાગી.

વ્યાપારી આ રીતે વર્તવામાં પોતે નક્કી કરેલી નીતિથી ભ્રષ્ટ થતો નહોતો, પણ દયાનો ભોગ આપતો હતો. એટલે એ નીતિની વસ્તુતઃ કિંમત રહી નહિ. એ વ્યાપારી જો નીતિના વાસ્તવિક ધ્યેયને પામેલો હોત તો, એની આવી નિર્દય મનોદશા ન હોત. છોકરીની હદથી વધુ કાકલૂદી છતાં એ આમ ના ન પાડત. એનામાં જીવદયા કે માનવદયા જેવી વસ્તુ કેવળ નીતિ જેવા સુંદર તત્ત્વની ખાતર આ રીતે ચાલી ન જાત. આ બધું છોકરો જોઇ રહ્યો હતો. એને એમ થયું કે, 'આ કયા પ્રકારની નીતિ ?' શું નીતિ કે પ્રમાણિકતાની પૂંઠે આવી નિર્દયતા વસી હશે વારૂ ? આની પૂંઠે તો ખરી રીતે ધર્મિતા હોવી જોઇએ.

છોકરાએ કલ્પના કરી કે, 'જો આ છોકરીની જગ્યાએ હું હોઉં, તો અત્યારે મારી કયી હાલત થાય ?' વિવેકપૂર્વક વિચારણા કરતાં તેને સમજણ આવી, એટલે તેણે પોતાના પિતાને કહ્યું કે, 'કોઈ કલ્પાંત કરે અને મરે છતાં આ રીતે નીતિને વળગી રહેવું, એને શો અર્થ ? છોકરીને ટુકડો બદલી આપવાથી નીતિ ચાલી જતી નથી અને દયા જળવાય છે. માટે દયા ખાતર નીતિનો ભોગ આપવામાં નીતિ જરૂર જળવાય છે.' વ્યાપારીએ જે કર્યું એમાં નીતિ તો ખરી, પણ એ વ્યાપારીનીતિ. વ્યાપારીનીતિમાં દયા ન પણ હોય, જ્યારે

ધર્મ રૂપ નીતિમાં તો જરૂર દયા હોય, છોકરાએ પોતાના બાપને એમ પણ કહ્યું કે, 'આ તે નીતિ કે ક્રૂરતા?'

બાપ બુદ્ધિશાળી તો હતો જ. છોકરાની ટકોરમાં તે સમજી ગયો. એને છોકરાની વાત વ્યાજબી લાગી. એમ થયું કે, 'મારા કરતાં મારો છોકરો સવાયો પાક્યો.' આવી અસર થવાનું કારણ એ જ કે, બાપની એવી પણ નીતિ લુચ્ચાઇના ઘરની નહિ હતી. જો લુચ્ચાઇથી નીતિ રાખી હોત અને અનીતિ ગમતી જ હોત, તો બાપને છોકરાનું કહેવું ગમત નહિ.

વ્યાપારીએ છોકરીને પાછી બોલાવી અને કપડું બદલી આપ્યું. વ્યાપારિને પણ લાગ્યું કે, વ્યાપાર કરવો પડે તોય વ્યાપારમાં અનીતિ નહિ કરવી એ શ્રેષ્ઠ અને એમાં પણ દયાને નહિ ચૂકવી એ સર્વશ્રેષ્ઠ છે. ખરી રીતે નીતિની સાધના પૂંઠે ધર્મી કે પ્રામાણિક માનવ-માત્ર કે જેનામાં પરમાત્મા વીતરાગદેવની આજ્ઞાને શિરોધાર્ય સ્વીકારીને નિજનાં કલ્યાણને સાધવાની તીવ્ર અભીલાષા પ્રગટી છે,–તેણે આ નીતિ કે પ્રમાણિકતાનો સર્વશ્રેષ્ઠ આદર્શ આત્મસાત્ બનાવવો જોઇએ.

## ૧૦

## ધર્માત્માની શોભા

સંસારમાં રહેલાઓને માટે–ત્યાગી નહિ બનેલાઓને માટે સર્વથા હિંસાનો ત્યાગ શકય નથી, પણ તેઓ હાલતા ચાલતા જીવજંતુને તે અપરાધ ન કરે ત્યાં સુધી તો દુ:ખ દેવું જ નહિ અને ભલું

તો સૌનું જ ચિન્તવવું-એવો નિયમ કરી શકે છે. પૂર્વે રાજ્યના ધર્માત્મા મંત્રિઓ એવા પણ હતા, કે જેઓ સામો પ્રહાર ન કરે ત્યાંસુધી તેના ઉપર પ્રહાર નહિ કરવાનો નિયમ રાખતા, અને રણાંગણમાં શત્રુની સામે પણ શરૂઆતમાં શત્રુને એમ કહેતા કે, 'પહેલો પ્રહાર તું કર, હું નિરપરાધીને ન મારૂં'

આને અંગે ચાંપા મંત્રીના જીવનનો એક પ્રસંગ સંભળાય છે.

એક વેળાયે તે દૂર દેશાવરથી કમાઇને ચાલ્યો આવતો હતો, તેને નિયમ હતો કે, 'અપરાધી સિવાય નિરપરાધિ જીવને હણવા નહિ' એને રસ્તામાં લૂંટારુઓ મળ્યા. પોતાને લૂંટવાને માટે લૂંટારૂઓને આવેલા જોઇને એ ઊંટ ઉપરથી નીચે ઊતરી પડયો. કારણ કે, અપરાધ કરવા આવેલાઓ નીચે ઉભા હતા. તે કાલે આ પણ એક પ્રકારની નીતિ મનાતી કે, સામો જે સ્થિતિમાં હોય તે રીતે તેની સાથે યુદ્ધ કરવું. એટલે ચાંપાએ નીચે ઊતરીને તેઓની સામે પગલાં માંડ્યાં. અને પોતાની પાસે જે પાંચ બાણો હતાં, તેમાંનાં બે બાણોને તેણે તે વેળાયે ભાંગી નાંખ્યા.

તેનાં આવા વર્તનથી ચકિત બનેલા લૂંટારૂઓએ તેને પૂછ્યું કે, 'આમ કેમ ?' ચાંપાએ જવાબ આપ્યો કે, 'મારે એકને એકજ બાણ મારવાનો નિયમ છે. તમે ત્રણ જણા છો એટલે મારે ત્રણ જ બાણો જોઇએ. મારા નિયમ મુજબ મારાથી એક પણ વધારે બાણનો ઉપયોગ થઈ શકે નહિ. પણ તમારી સાથે લડતાં વધારે બાણનો ઉપયોગ કરવાની મને ઇચ્છા થઈ જાય નહિ અને મારો નિયમ ભાંગે નહિ માટે તમારા ત્રણ પૂરતાં ત્રણ બાણો રાખીને, બાકીનાં બે બાણો મેં ભાંગી નાંખ્યાં.'

ચાંપાને જેટલું પોતાની શક્તિ માટે માન હતું તેટલું સન્માન તેને પોતાની ધર્મપ્રતિજ્ઞા માટે હતું. તેના આ જવાબથી પેલા

લૂંટારૂઓ સમજી ગયા કે, ' અહીં આપણું ચાલે તેમ નથી. ' તેઓએ કહ્યું કે, અમારે તને લૂંટવો નથી, પરન્તુ તું અમને તારી કુશળતા બતાવ. પેલા ઊડતા પક્ષીને બાણથી માર!'

ચાંપાએ કહ્યું કે, 'નહિ, અપરાધિને પણ હું ન છૂટકે જ મારું, તો એ નિરપરાધી પક્ષિને તો મારાથી મરાય જ કેમ ! ' પછીથી તેણે લૂટારૂઓ પૈકીના એક જણને તેના માથા ઉપર મોતીની માળા મૂકાવીને ઊભો રાખ્યો, અને માત્ર એક જ બાણથી, પેલાને જરા પણ આંચ ન આવે એવી રીતે, મોતીની તે માળાને ઉડાવી દીધી.

આથી લુંટારાઓ ખૂશ થયા. પછીથી વાત કરતાં કરતાં ચાંપાને ખબર પડી કે, ' આમાંનો એક તો રાજા છે, પણ દુઃખદ અવસ્થામાં આવી પડવાથી જ તે આવો ધંધો કરે છે.' આથી એણે પોતાની પાસેનું સઘળું જ દ્રવ્ય એ રાજાને આપી દીધું અને પોતે ત્યાંથી ખાલી હાથે જ ચાલ્યો ગયો.

છેવટમાં છેવટ ગૃહસ્થે એવો નિયમ તો રાખવો જ જોઇએ કે, 'હાલતા–ચાલતા નિરપરાધિ જીવોને તો દુઃખ નહિ જ દેવું,' પણ આ નિયમ કે જે ધર્માત્માનાં જીવનમાં શોભારૂપ છે તે કર્યા પછીથી જોઇને ચાલવું પડે, સમજીને ખાવું પડે જે–તે ન ખવાય અને જેમ–તેમ ન વર્તાય, તે રીતે મર્યાદામાં મૂકાવું પડે. જ્યારે મર્યાદાનાં બંધનમાં રહેનારૂં જીવન બને ત્યારે જ ધર્મિતાનો ચિરંજીવ પ્રકાશ સ્વ–પરનાં જીવનને ઉજાળનારો બને. અને પરિણામે પરમજ્ઞાની પુરુષોની આજ્ઞા મુજબ રત્નત્રયીની આરાધના પૂર્વક આરાધક બની શકાય.

## ૧૧

# કરકસરતા અને કૃપણતા

ધર્મશીલ અને સદાચારી આત્મા ઉડાઉ નહિ જોઇએ, પણ ઉદાર જોઇએ. ઉડાઉ, વિવેકહીનતાથી લક્ષ્મી ઉડાવે છતાં લાભ ગુમાવે, એટલું જ નહિ પણ નુકશાને ય કરે. અને ઉદાર વિવેકપૂર્વક વ્યય કરી સ્વ અને પર—ઉભયને માટે ઉપકારક નિવડે. દુનિયામાં કહેવાય છે કે, 'આદમી કૃપણ ન હોવો જોઇએ, પણ કરકસરવાળો જરૂર હોવો જોઇએ.' કરકસરમાં વિવેક છે અને કૃપણતામાં અજ્ઞાનતાદિ દોષોનો પ્રભાવ છે.

એક કથા એ માટે સમજવા જેવી છે. સસરાની અને વહુની એ કથા છે.

ઘરમાં તેલનું ટીપું જમીન ઉપર પડી ગયું, એટલે સસરાએ તે લઇને જુતે લગાવી દીધું. વહુએ એ જોયું. વહુને એમ થયું કે, 'મારા સસરા કૃપણ છે કે કરકસરવાળા છે ? તેલના ટીપાની કશી વિસાત નહોતી, છતાં એય હાથે લઇ જુતે લગાવ્યું, તો જોવું જોઇએ કે, તેઓ કરકસરીયા છે કે કૃપણ છે ? કરકસરીયા હોય તો સારૂં, પણ જો કૃપણ હોય તો તો બહુ જ ભૂંડું.' આથી તે ચકોર પુત્રવધુએ પરીક્ષા કરવાનો અને દુર્ગુણ જણાય તો સસરાને દુર્ગુણથી બચાવી લેવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ અવસર જોઇને પોતાને મૂર્છા આવી હોય એવો બાઈએ દેખાવ કર્યો. પછીથી, 'માથું ભમી જાય છે' એમ કહેવા માંડયું. ઘરમાં હો હા મચી ગઇ, કારણ કે, બાઇ શાણી અને વિવેકી ગણાતી હતી. એટલે એને માટે સૌની લાગણી હતી. ઘણા ઘણા ઉપાયો કર્યા, પણ બાઇએ તો એમજ કહ્યું કે, 'મારૂં દરદ જરાય ઘટતું નથી, પણ વધતું જ જાય છે. બધા મુંઝાયા કે, 'હવે શું કરવું ?' બાઇએ તો એક જ કહેવા માંડયું કે, 'ગમે તેમ કરીને મને મારા બાપને ઘેર મોકલી આપો !'

બાઇના એ સસરાએ એ વખતે પૂછયું કે, 'આવું દરદ પૂર્વે કદી તને થયું હતું કે આજે જ થયું છે ?' બાઇએ કહ્યું કે, 'મારા બાપને ઘેર પણ કોઇ કોઇ વખતે આવું દરદ મને થઇ આવતું.' તરત જ બાઈના સસરાએ પૂછયું કે, 'તો પછી કહેતી કેમ નથી ? તને એ દરદ કયા ઔષધથી મટતું હતું, એ કહે ને ?

બાઇએ કહ્યું કે, 'એ ઔષધ કિંમતી છે. એવા મહામૂલ્ય ઔષધને માટે તમને કહેવું એ ઠીક નથી, એ તો મારાં માબાપ હતાં. મારે માટે એમના હૈયામાં ઘણું જ વાત્સલ્ય હતું, એટલે ત્યાં એ વસ્તુ શકય છે. કારણ કે, ત્યાં હું દીકરી છું અને અહીં હું વહુ છું. માટે મને મારા પિતાને ઘેર મોકલી આપો ! એટલે ઔષધોપચાર તેઓ કરશે.'

સસરાએ કહ્યું કે, 'હવે તારે આવું માનવાનું હોય નહિ. તું ઉપાય તો કહે ! ઔષધ ગમે તેટલાં મૂલ્યવાન હોય, તોય તેની ફીકર શી છે ?' એટલે બાઇએ કહ્યું કે, 'મારાં માબાપ સાચાં મોતીને લસોટીને તેનો મારા માથે લેપ કરતાં એટલે આવું દરદ તે વેળાએ શમી જતું' બાઇને સસરાએ કહ્યું કે, 'ઓહો !! એટલું જ ને ? એમાં કયારની મુંઝાય છે શા માટે ?' આમ કહીને તે ઊઠયો અને સાચાં

મોતી લઇ લસોટાવવાની તૈયારી કરી. એજ વખતે બાઇ ઝટ બેઠી થઇ ગઇ અને કહ્યું કે, 'મારૂં દરદ મટી ગયું.'

પછી બાઇએ સસરાને કહ્યું કે, 'આ તો કેવળ આપની પરીક્ષાને માટેજ મેં કર્યું હતું. તે દિ' મને શંકા પડી હતી કે, મારા સસરા કૃપણુ છે કે કરકસરીઆ છે? કૃપણુ હોય તો બહુ ખરાબ, પણુ મેં જોયું કે, આપ કૃપણુ નથી, પણુ કરકસરીઆ છો.'

એ જ રીતે ધર્માત્માના જીવનવ્યવહારોમાં ઉડાઉપણું નહિ જોઇએ, પણુ ઉદારતા અવશ્ય જોઇએ. ધર્માત્માનો કોઇપણુ પ્રકારનો ધર્મવ્યવહાર ઉદારતાના અભાવે દૂષિત કે ભદ્રિકોને ધર્મવિમુખ બનાવનારો ન હોવો જોઇએ.

## ૧૨

## શીલધર્મનો વિજય

**અનુકૂળતાની** ભૂખ અને પ્રતિકૂળતા પ્રત્યેનો અરૂચિભાવ જ્યાં સુધી ટળે નહિ. ત્યાં સુધી સદાચારનું પાલન થવું દુ:શકય છે. અનુપમ કોટિના સદાચારધર્મના પાલન માટે શ્રી સુદર્શનશ્રેષ્ઠિનું ઉદાહરણુ પ્રસિદ્ધ છે.

શ્રી સુદર્શન પક્કા શીલસંપન્ન તરીકે પંકાયા હતા. શીલનો આદર્શ રજૂ કરવાને માટે, મુખ્યત્વે આ પુણ્યાત્માનું નામ પણુ લેવાય છે. જે પ્રસંગના યોગે શ્રી સુદર્શન આવી ઉત્તમમાં ઉત્તમ કોટિની નામનાને પામી શકયા, તે પ્રસંગ સામાન્ય કોટિનો નથી.

પહેલેથી છેલ્લે સુધી શ્રી સુદર્શને જેવી મક્કમતા દર્શાવી છે અને સદાચારનાં સેવનમાં જે લેશ પણ સ્ખલના થવા દીધી નથી, તે જો બરાબર વિચારાય, તો સમજાય કે પૌદ્ગલિક અનુકૂળતાનું અર્થિપણું ટળ્યા વિના આમ બનવું એ શક્ય જ નથી.

એક બાઇની પ્રપંચજાળથી શ્રી સુદર્શનના સદાચારની કસોટી થવા પામી હતી. શ્રી સુદર્શનની સાથે ચંપા નગરીના પુરોહિતને ગાઢ મૈત્રી હતી. શ્રી સુદર્શન સાથે તે પુરોહિતને એવી મિત્રાચારી થઈ ગઈ હતી કે, મોટે ભાગે પુરોહિત શ્રી સુદર્શનની પાસે જ રહેતો. આના યોગે, પોતાનાં નિત્યકર્મોને પણ તે પુરોહિત ઘણીવાર ભૂલી જતો.

પુરોહિતની આ હાલત જોઇને, તેની પત્ની કપિલાએ એક વાર પૂછ્યું, 'નિત્યકર્મોને પણ ભૂલી જઇને તમે આટલો બધો વખત ક્યાં વીતાવો છો ?' પુરોહિતે જણાવ્યું કે, 'હું બીજે ક્યાંય નથી જતો, પણ મારા પરમ મિત્ર સુદર્શનની પાસેજ હોઉં છું.'

સુદર્શનનું આટલું બધું આકર્ષણ છે, એમ જાણ્યા બાદ, 'સુદર્શન કોણ છે, ?' એ જાણવાની ઇચ્છા થવી એ સહજ છે. આથી કપિલાએ પૂછ્યું. 'એ સુદર્શન કોણ ?'

કપિલાએ જ્યારે એ સુદર્શન કોણ એમ પૂછ્યું, એથી પુરોહિતને આશ્ચર્ય થયું. પુરોહિતે જવાબમાં શ્રી સુદર્શનની ઓળખ આપતાં કહ્યું કે,

'સજ્જનોનાં અગ્રેસર એવા મારા મિત્ર સુદર્શનને જો તું ન જાણતી હો તો તું કાંઇ જ જાણતી નથી. હવે જાણી લે ! તે ઋષભદાસ શ્રેષ્ઠિનો પુત્ર છે. મહાબુદ્ધિશાળી એવો તે રુપમાં કામદેવના જેવો છે અને તેની કાન્તિ ચન્દ્ર જેવી છે. સૂર્ય સમો તે તેજસ્વી છે. મહાસાગર માફક તે ગંભીર છે. અને ક્ષમામાં તે મુનિશ્રેષ્ઠ જેવો છે. એનામાં દાન ગુણ એવો છે કે, ચિન્તામણિ રત્ન યાદ આવે; માણિક્યનું ઉત્પત્તિસ્થાન જેમ રોહણાચળ છે, તેમ સુદર્શન ગુણોની ઉત્પત્તિનાં સ્થાન-

રુપ છે. વાણીએ એવો પ્રિયભાસી છે કે, જાણે અમૃતનો કુંડ જોઈ લો. ખરેખર, તે આ વસુંધરાનાં મુખ માટે ભૂષણ રુપ છે, એના બીજા સઘળા ગુણો તો દૂર રહ્યાં પણ એનામાં સદાચારરુપ શીલગુણ અદ્દભૂત છે. એ ગુણચૂડામણિ સુદર્શનનું સદાચરણ લેશ પણ સ્ખલનાને પામતું નથી !'

વિચાર કરતા આવડે તો આ પ્રસંગ પણ બોધદાયક છે. શ્રી સુદર્શનનની મૈત્રીનું પરિણામ એ આવ્યું કે, પુરોહિત શ્રી સુદર્શનના ગુણોથી મુગ્ધ બની ગયો. પરિચય વધે તેમ પૂજ્ય બુદ્ધિ વધે, ગુણરાગ વધે, તે પણ સામા આત્માની એક પ્રકારની ઉત્તમતાનું પ્રતીક છે.

પુરોહિતની પ્રશંસાથી પરિણામ વિપરીત આવ્યું. 'ગુણમાં અને રૂપમાં જેનો જોટો ન મળે એવા શ્રી સુદર્શન છે.' આવું સાંભળીને કપિલા કામવિહ્‌વલ બની. કામાતુર બનેલી કપિલાએ શ્રી સુદર્શનને પોતાની પાસે લાવવાની ઇચ્છા કરી. અને તે શ્રી સુદર્શનની સાથે ભોગ ભોગવવા તલપાપડ બની. પણ એ ઇચ્છિાને સફળ કરવી, એ કાંઇ સહેલું કામ નહતું.

કપિલા શ્રી સુદર્શનને ફસાવવા માટેની યુક્તિ શોધતી હતી. તે દરમ્યાનમાં જ, રાજાના હુકમથી પુરોહિતને અચાનક બહારગામ જવાનું થયું.

કપિલા આ અવસરનો લાભ લેવાનું નક્કી કરીને સીધી જ શ્રી સુદર્શનને ઘેર આવી. શ્રી સુદર્શન આમતો માને નહિ, એટલે કપિલાએ કહ્યું, 'આપના મિત્ર અત્યન્ત બીમાર થઇ ગયા છે, માટે જ આજે અહીં આવ્યા નથી. આપના વિરહથી તેમની બીમારી બેવડાઈ રહી છે અને એથીજ આપના મિત્રે આપને બોલાવી લાવવાને માટે મને મોકલી છે, આપના મિત્ર આપને યાદ કરી રહ્યા છે !'

કપિલાએ આ વાત એવી રીતે કહી કે, શ્રી સુદર્શને એ વાતને સાચી માની લીધી. 'આમાં કાંઈક કપટ હશે?' આવો વિચાર સરખોય શ્રી સુદર્શનને આવ્યો નહિ, 'પુરોહિત બીમાર છે એની મને ખબરજ નથી.' એમ બોલતા શ્રી સુદર્શન તરત જ પુરોહિતને ઘેર ગયા. પુરોહિતના મકાનમાં પેસતાં જ શ્રી સુદર્શને કપિલાને પૂછ્યું, 'મારો મિત્ર ક્યાં છે?' કપિલાએ કહ્યું કે, 'આગળ જાવ! આપના મિત્ર સૂઈ ગયા છે.' થોડે આગળ ગયા પછી, ફરીથી શ્રી સુદર્શને પૂછ્યું કે, 'અહીં પણ પુરોહિત નથી તો શું તે ક્યાંક બીજે ગયા છે?' જવાબમાં કપિલાએ ફરીવાર કહ્યું, 'તેઓ બીમારીને લીધે પવન વિનાની જગ્યામાં સૂઈ ગયા છે, માટે તમે અંદરના મૂલ ઓરડામાં જાવ. તમારા મિત્ર ત્યાં છે.'

શ્રી સુદર્શનને હજુ પણ કશી શંકા પડતી નથી. સજ્જન આત્માઓ સ્વયં અમાયી હોય છે. એટલે સામાન્ય રીતે તેઓ સામામાં માયા હોવાની શંકા કરતા નથી. શ્રી સુદર્શન છેક અંદરના ઓરડામાં ગયા. ત્યાં પણ પુરોહિતને નહિ જોવાથી શ્રી સુદર્શને સરલ આશયથી કપિલાને ફરી એક વાર પૂછ્યું.

આ બાજુ કપિલાએ મકાનનાં બારણાં બંધ કરી દીધાં. કામને ઉદ્દીપ્ત કરનારા ચેનચાળા શરુ કર્યાં અને નિર્લજ્જપણે ક્રીડાની માંગણી કરી. શ્રી સુદર્શન સઘળી સ્થિતિ કળી ગયાં. પરિસ્થિતિને ચકોર પણે માપી લીધી. અને શ્રી સુદર્શને માન્યું કે, 'આ તો મહા કપટજાળ છે. હવે આમાંથી બચવાને માટે બુદ્ધિનો કાંઈક વિશેષ ઉપયોગ કરવો પડશે.'

સીધી રીતે સમજાવવાથી કપિલા માની જાય તેમ હતી નહિ, અને સમજાવવા જતાં ન સમજે અને પોતાનું કામ ન થતાં ખોટો આરોપ પણ આપે આથી શ્રી સુદર્શને હસીને કહ્યું; 'અરે મૂર્ખી!

તેં મોટી ભૂલ કરી છે. જે કામને માટે તું મને અહીં લઈ આવી છો, તે કામને માટે હું તો નકામો છું. હું નપુંસક છું અને મારા પુરૂષવેષથી તું છેતરાઈ છો !'

શ્રી સુદર્શનનો આ જવાબ સાંભળતાંની સાથે જ, કપિલાનો કામાવેશ ગળી ગયો. એ તો ઠંડી જ થઇ ગઇ. કેટલી મહેનત અને કેવું પરિણામ ! પોતાની મૂર્ખાઇનાં આ પરિણામથી વિહ્વલ થઇને, પોતાની મૂર્ખાઇ ઉપર તે નહિ ચીઢાતાં, શ્રી સુદર્શન ઉપર તેણે રોષ ઠાલવ્યો. અને ત્યારબાદ જેને કપટ કેળવીને લાવી હતી, તેજ શ્રી સુદર્શનને કપિલાએ 'અહીંથી ચાલ્યો જા !' આમ કહીને ઘરનાં બારણાં પોતે ઉઘાડી નાંખ્યાં.

શ્રી સુદર્શને કપિલાને કહ્યું કે, 'હું નપુંસક છું.' એ ખરેખર, શ્રી સુદર્શન પરસ્ત્રીના યોગને માટે નપુંસક જ હતા. કપિલાએ બીજાઇને બારણાં ઉઘાડયાં, એટલે ઝટ શ્રી સુદર્શન બહાર નીકળી ગયા. 'નરકદ્વારમાંથી બહુ થોડે મૂકાયો' એમ વિચારતા શ્રી સુદર્શન ઉતાવળે પગે પોતાને મકાને આવ્યા. વધુમાં શ્રી સુદર્શને, આવી આફતથી ભવિષ્યમાં બચી શકાય, એ માટે પ્રતિજ્ઞા પણ કરી, કે 'नातः परं परगृहे, यास्यामि क्वचिदेककः' ['હવેથી કયારેય પણ પારકાના ઘરમાં એકલા જવું નહિ.']

અનાચારના આગમનનો સંભવ દેખાયો, એટલે પોતાના સદાચારને જાળવવાની કાળજીથી તેણે તરતજ એનો ઉપાય કરી લીધો. આ સ્થિતિમાં આવા પ્રસંગે અનુકૂળતાના અર્થિને તો સદાચારને નેવે મૂકતાં વાર ન લાગે.

શ્રી સુદર્શન નપુંસક છે, પણ તે પરસ્ત્રી માટે, પણ વસ્તુતઃ નપુંસક નથી. શ્રી સુદર્શન તો અનેક દીકરાઓના બાપ છે, પણ કપિલાને એ વાતની કશી જ ખબર નહોતી અને એથી જ એ

આપત્તિમાંથી શ્રી સુદર્શન ઝટ છૂટી શકયા. પણ આના પરિણામે એક નવી અને મહાકારમી આફત ઊભી થઇ.

એકવાર એવું બન્યું કે, ચંપાનગરીના દધિવાહન રાજાએ ઇન્દ્ર-મહોત્સવ યોજ્યો હતો, તેમાં મહારાણી અભયાની સાથે પુરોહિતપત્ની કપિલા પણ હતી. આ બાજુ સુદર્શનની પત્ની મનોરમા પણ પોતાના છ પુત્રોની સાથે તે ઉદ્યાનમાં આવી હતી. રૂપલાવણ્યના ભંડાર સમી મનોરમાને જોઇને, કપિલાએ મહારાણી અભયાને પૂછ્યું કે, 'આ કોણ છે?' અભયાએ કહ્યું કે, 'શું તું આને ય ઓળખતી નથી? સુદર્શનની એ ગૃહિણી છે.' આ સાંભળીને કપિલાને આશ્ચર્ય થયું. એણે કહ્યું, 'દેવિ! જો આ સુદર્શનની ગૃહિણી હોય, તો તો આનામાં ઘણી જ કુશળતા છે એમ કહેવું પડે!'

રાણીએ કહ્યું, 'કયી કુશળતા છે?' કપિલાએ કહ્યું કે, 'એજ કે, એણે આટલા બધા પુત્રોને જણ્યા છે!' રાણી કાંઇ જાણતી નથી, એટલે સમજી શકી નહિ એથી તેણે કહ્યું કે 'જે સ્ત્રી સ્વાધીનપતિકા છે, તે યદિ પુત્રોને જણે તો તેમાં કુશળતા શી છે?'

કપિલાએ જણાવ્યું કે, 'દેવિ! તમારી વાત સાચી છે, પણ એ તો ત્યારે બને કે, જયારે પતિ પુરુષ હોય, સુદર્શન તો પુરુષના વેષમાં રહેલો પણ્ડક છે.' રાણીએ પૂછ્યું, 'એ કેમ જાણ્યું?' રાણીના પૂછવાથી કપિલાએ બધી હકીકત અથથી ઇતિસુધી તે વેળા કહી સંભળાવી.

આ વાત જો અહીં જ અટકી હોત તો તો વાંધો નહોતો, પણ વાત આગળ વધી. રાણીએ ફરી કહ્યું: 'જો તું કહે છે તેમ હોય તો તો તું છેતરાઇ ગઇ છો! સુદર્શન પંડક છે એ વાત સાચી છે, પણ તે પરસ્ત્રીઓ માટે, સ્વસ્ત્રી માટે નહિ.' કપિલાને આ સાંભળીને અત્યન્ત

ખેદ થયો. એના હૈયામાં ઇર્ષ્યા જન્મી અને એણે અભયાને જણાવ્યું કે, 'હું મૂઢ છું તે છેતરાઇ, પણ તમે તો બુદ્ધિવાળાં છો, તો બુદ્ધિશાલિની એવાં તમારામાં તો એવી આવડત છે ને?' કપિલા ઇર્ષ્યાથી આમ બોલી, પણ કપિલાનાં એ વચનોએ, અભયામાં ગર્વ પેદા કરી દીધો.

અભયાએ કહ્યું કે, 'મુગ્ધે! રાગથી જો મેં હાથ પકડયો હોય, તો જડ પત્થર પણ પીગળી જાય, તો પછી સંજ્ઞાવાળા પુરુષને માટે તો કહેવાનું જ શું હોય?' કપિલા શ્રી સુદર્શનને ફસાવી ન શકી તેથી અભયા કપિલાને મૂર્ખ કહે એમાં અને કપિલા ઇર્ષ્યાવાળી બને એમાં પણ અજ્ઞાન અને મોહના ચાળા સિવાય બીજું કાંઇ નથી. સદાચારનો સાચો પ્રેમ અન્તરમાં જાગ્યો ન હોય, તો આવું બને તેમાં નવાઇ નથી.

અભયાનાં ગર્વભર્યાં વચનો સાંભળીને, ઇર્ષ્યાથી કપિલાએ કહ્યું કે, 'દેવિ! એવો ગર્વ ન કરો! જો એવો ફાંકોજ હોય તો સુદર્શન સાથે રમો!' કપિલાનાં આ કથનથી અભયાનો ગર્વ ઊલટો વધી પડયો. એણે કહ્યું કે, 'એમ છે! તો તું સમજી લે કે, હું સુદર્શનની સાથે રમીજ ચૂકી. વિદગ્ધ રમણીઓએ તો, કઠોર વનવાસિઓને અને તપસ્વિઓને પણ ફસાવ્યા છે, જ્યારે આ તો મૃદુમનવાળો ગૃહસ્થ છે.'

આટલું કહીને અહંકારના આવેશમાં ભાન ભૂલેલી અભયાએ પ્રતિજ્ઞા કરી કે, रमयामि न यद्येनं, प्रविशामि तदाऽनलम् । ' 'સુદર્શનને જો હું ફસાવી શકું નહિ, તો હું અગ્નિમાં પ્રવેશ કરું!'

રાણી અભયાએ પોતાના સ્થાને આવી ગયા પછી પોતાની એ કારમી પ્રતિજ્ઞાની વાત, પોતાની પાસે રહેતી પંડિતા નામની ધાવમાતાને કરી.

રાણીઓની પાસે જે ધાવમાતાઓ હોય છે, તે બહુ ચતુર હોય છે. રાણીઓ ઘણીખરી બાબતોમાં એની મદદ અને સલાહ લે છે. અભયાએ જ્યાં પ્રતિજ્ઞાની વાત કરી, એટલે તેણીએ કહ્યું કે, 'તેં ઠીક કર્યું નહિ. તને મહાન આત્માઓની ધૈર્યશક્તિની ખબર નથી. જ્યાં અન્ય પણ શ્રાવક નિત્ય પરનારી સહોદર હોય છે, ત્યાં આ મહાસત્વ શિરોમણિ શ્રાવક એવા શ્રી સુદર્શનને માટે તો આ બધું તારી ધારણા મુજબ બનવું લગભગ અશક્ય છે. ફણિધરના મસ્તક ઉપરનું રત્ન લેવાની પ્રતિજ્ઞા કરવી હજુ સારી છે, પણ આ શ્રી સુદર્શનને શીલથી ભ્રષ્ટ કરવાની પ્રતિજ્ઞા ભુંડી છે!'

આ રીતે તેણીએ કહ્યું, પણ અભયાએ તો એકજ વાત કરી કે, 'એક વાર તું સુદર્શનને અહીં લઇ આવ, પછી બાકીનું હું પતાવી લઇશ.' પંડિતા આખરતો નોકરજ અને એથી તેની તાબેદારજ હતી.

તેણે કહ્યું કે, 'એક ઉપાય છે, પર્વ દિવસે સુદર્શન શૂન્ય ઘર આદિમાં કાયોત્સર્ગ કરે છે એ વખતે તેને લાવવો જોઇએ. બાકી બીજો ઉપાય નથી.' રાણીએ પણ જણાવ્યું કે, 'એ ઠીક ઉપાય છે. તું તેમ કરજે!'

આ વાતને કેટલાક દિવસો થઇ ગયા. એમ કરતાં કૌમુદી મહોત્સવનો સમય આવી લાગ્યો. 'કૌમુદી મહોત્સવજોવાને પ્રત્યેક નગરજને આવવું.' આવું રાજ્ય તરફથી ફરમાન નીકળ્યું. તે દિવસ ધાર્મિક પર્વનો હોવાથી, શ્રી સુદર્શને રાજાની પાસે જઇને, ધર્મપર્વની આરાધના કરવા માટે નગરમાં રોકાવાની આજ્ઞા માગી. રાજાએ પણ અનુમતિ આપી. આથી સુદર્શન તે રાત્રે નગરમાં એક સ્થળે પૌષધવ્રત લઇને કાયોત્સર્ગમાં સ્થિર રહ્યા.

અભયા રાણીની ધાવમાતા પંડિતા આવા જ કોઇ અવસરની

રાહ જોઈ રહી હતી. એને ખબર પડી ગઇ, કે, સુદર્શન કૌમુદીમહોત્સવ જોવા જનાર નથી, નગરમાં રોકાનાર છે અને કાયોત્સર્ગમાં રાત ગાળનાર છે. એટલે આ તકનો એણે પૂરેપૂરો ઉપયોગ કરી લેવાનો નિર્ણય કર્યો. અભયા પાસે આવીને તેણે કહ્યું કે, 'તારા મનોરથો આજે કદાચ પૂરાશે, માટે તુંય ઉદ્યાનમાં જઇશ નહિ!' અભયાએ પણ એ વાત કબૂલ કરી, અને કૌમુદીમહોત્સવમાં ન જવું પડે એ માટે તેણે રાજાને કહ્યું કે, 'મારા માથામાં પીડા ઉપડી છે, માટે હું નહિ આવું. આપ પધારો' રાજાએ ધાર્યું કે, 'એમ હશે.'

અંતઃપુરમાં રાણીઓની સાથે રહેનારી આવી રાજધાત્રીઓ કપટનિપુણ હોય છે. પહેલાં બીજી મૂર્તિઓ લાવવા દ્વારા રક્ષકોને વિશ્વાસમાં લઇને, શ્રી સુદર્શનને મૂર્તિની જેમ ઢાંકીને ત્યાં લાવવામાં આવ્યા. શ્રી સુદર્શન તો કાયોત્સર્ગમાં સ્થિત છે, હાલતા ચાલતા નથી, એથી ઉપાડી લાવનારને અનુકૂળતા મળી ગઈ.

શ્રી સુદર્શનને લાવ્યા બાદ પંડિતા ત્યાંથી ચાલી ગઈ અને અભયાએ પોતાની નિર્લજ્જતા પ્રકાશવા માંડી. પહેલાં તો વિનંતિ કરી, પછી સમજાવવાનો પ્રયત્ન કર્યો અને છેવટે અંગસ્પર્શ કરવો, ભેટવું વગેરે પણ કરી જોયું. અભયાએ આમ ઘણી ઘણી રીતે શ્રી સુદર્શનને પોતાનો બનાવવાનાં અનુકૂલ પ્રયત્નો કર્યા, પરંતુ સુદર્શનના એક રોમમાં પણ તેની અસર ન થઇ. મેરૂની જેમ સુદર્શન નિશ્ચલ જ રહ્યાં. જડ પુતળાને જેમ કશી અસર ન થાય, તેમ શ્રી સુદર્શનના ઉપર અભયાની કામચેષ્ટાની કશીજ અસર થઈ નહિ. તેઓ નિર્વિકાર રહ્યા.

શ્રી સુદર્શનની આ નિશ્ચલતા સામાન્ય કોટિની નથી. આત્માને પોતાના સ્વરૂપનું વાસ્તવિક ભાન થયું હોય, જીવનમાં સંયમનું સત્ત્વ ખીલવ્યું હોય અને ઇન્દ્રિયો તેમજ મન ઉપર કાબૂ કેળવ્યો હોય,

તો જ આવા ઉપસર્ગોમાં પણ જરાય ચલાયમાન થયા વિના વ્રતમાં સ્થિર રહી શકાય. આ નિશ્ચલતા ઘણી ઉંચી કક્ષાની છે.

શ્રી સુદર્શનની સત્ત્વશીલતા તત્ત્વપ્રતીતિ પૂર્વકની છે, માટે જ સદાચારના ઉત્તમ આદર્શની તેમનાં જીવનમાંથી ઝાંખી મળી રહે છે. કારણ કે, શ્રી સુદર્શનનો સદાચાર માત્ર શીલ પૂરતો જ છે, એમ પણ નથી. દરેક પ્રકારની પૌદ્ગલિક અનુકૂળતાઓ પરનો વિજય મેળવવાનો તેમનો દૃઢ સંકલ્પ જ તેમને આ સ્થિતિમાં સ્થિર રાખી શકયો છે.

રાણી અભયાએ જ્યાં અંગસ્પર્શાદિ જેવી ભયંકર કુટિલતા આદરી એટલે શ્રી સુદર્શને મનમાં પ્રતિજ્ઞા કરી દીધી કે, 'જ્યાં સુધી આ ઉપસર્ગ ટળે નહિ, ત્યાં સુધી મારે કાયોત્સર્ગ જ હો ! તેમ જ ઉપસર્ગ ન ટળે તો મારે અનશન હો !' આ પ્રતિજ્ઞા પૂર્વક શ્રી સુદર્શન ધર્મધ્યાનમાં સુસ્થિર બન્યા, આ બાજુ આખી રાત અભયાની કનડગત તો ચાલુ જ હતી, જ્યારે અનુકૂળ ઉપસર્ગોથી સુદર્શન જરાય ચલિત ન થયા, એટલે અભયાએ ધમકી આપવા માંડી. તેણે સાફ સાફ શબ્દોમાં કહી દીધું કે, 'કાં તો મને વશ થા ! નહિ તો યમને વશ થવું પડશે ! મારી અવગણના ન કર! મારી અવગણના કરી મને વશ ન થયો, તો સમજ કે હવે તારું મોત થવાનું છે !'

જ્યારે શ્રી સુદર્શન ઉપર અભયાની આ ધમકીની તો કાંઇ અસર થઈ નહિ. શ્રી સુદર્શન વગર મોતે મરવા ઇચ્છતા ન હોતા પણ શ્રી સુદર્શનમાં જીવનનો લોભે ય એવો નહિ હતો કે જેથી તે જીવતરને વહાલું કરીને સદાચારને મૂકી દે.

આ રીતે લગભગ આખી રાત્રિ વ્યતીત થઈ ગઈ. અભયાએ જોયું, હવે સમય ખોવા જેવો નથી. અભયાને મૂંઝવણ થઈ. પોતાની ધારણા તો પાર પડી નહિ આથી તેણે નક્કી કર્યું કે, શ્રી સુદર્શનને

કલંકિત ઠરાવવા. શ્રી સુદર્શન દોષિત ઠરે તોજ પોતાનો દોષ ઢંકાય પણ એમ ને એમ તો કોઇ માને નહિ એટલે જ્યારે બધી રીતે નિષ્ફળ નિવડી ત્યારે તેણે પોતાના હાથે પોતાનાં નખોથી પોતાના શરીર ઉપર વલુરાં ભર્યાં. આ પછીથી અહીં કોઇ મારા ઉપર બળાત્કાર કરવાને માટે આવ્યો છે, એવી મોટથી તેણીએ બૂમો પાડવા માંડી.

સજ્જનોને ખરાબ કરવા માટે દુર્જનો જેટલું ન કરે તેટલું ઓછું. દુર્જનો જ્યારે સજ્જનોની સામે ફાવી શકતા નથી ત્યારે સજ્જનોના માથે કલંક ઓઢાડ્યા વિના તેઓ રહી શકતા નથી. પોતાનું પાપ છૂપાવાને માટે દુર્જનો તે પાપ સજ્જનોના નામે ચડાવી દેવાનો બને તેટલો કૂટ પ્રયત્ન પોતે કરે છે. બલાત્કારનો પ્રયત્ન પોતે જ કર્યો છે, તે છતાં પણ પોતાનું પાપ છૂપાવવાને માટે અને શ્રી સુદર્શને તેની પાપયાચનાનો સ્વીકાર ન કર્યો એથી તેનું વૈર લેવાને માટે અભયાએ બૂમો એવી પાડી કે, શ્રી સુદર્શન બલાત્કાર કરનાર ઠરે.

અભયાની બૂમો સાંભળી નોકરો ત્યાં દોડી આવ્યાં પણ આવીને જોયું તો-'શ્રી સુદર્શન કાયોત્સર્ગમાં સ્થિર હતા.' નોકરો શ્રી સુદર્શનને પકડવાની આથી હિંમત ન કરી શક્યાં. રાણીએ રાડો પાડી, છતાં રાજ્યના નોકરોને એમ થયું કે, 'સુદર્શનમાં આ સંભવે નહિ.' નોકરે જઇને રાજાને ખબર આપી. ખૂદ રાજા દધિવાહને આવીને રાણીને પૂછ્યું: 'છે શું ?'

અભયાએ કહ્યું કે, 'હું અહીં બેઠી હતી, એટલામાં પિશાચ જેવા આને અકસ્માત્ અહીં આવેલો મેં જોયો. પાડાની જેમ ઉન્મત્ત બનેલા કામવ્યસની એવા આ પાપીએ કામક્રીડા માટે, અનેક પ્રકારે નમ્રતાભરી મને આજીજી કરી, પણ મેં એને ધૂતકારી કાઢયો. મેં એને

કહ્યું, 'તું અસતીની જેમ સતીને ઇચ્છ નહિ! ચણાની જેમ કાંઈ મરચાં ચવાય નહિ,' પણ મારૂં કહ્યું એણે માન્યું નહિ અને બલાત્કારથી તેણે મને આમ કર્યું"'

આ પ્રમાણે કહીને અભયાએ પેલા વસ્ત્રો બતાવ્યાં અને છેવટે કહ્યું કે, 'એથી મેં બૂમો પાડી. કારણ કે, અબલા બીજું કરે પણ શું?' રાણીએ આ પ્રમાણે કહ્યા છતાં પણ રાજાને વિચાર થયો કે, 'સુદર્શન માટે આ સંભવે નહિ.'

શ્રી સુદર્શનને અન્તઃપુરમાં ઉભેલા જોયા અને ખુદ પોતાની પટ્ટરાણીએ આરોપ મૂકયો, રાણી એ કહ્યું કે. 'એણે મારા ઉપર જુલમ ગુજાર્યો.' અને જુલમ ગુજાર્યો હોય તેવાં ચિન્હો પણ રાજાએ જોયા, અન્તઃપુર જેવું સ્થળ, સુદર્શન સ્વયં હાજર, રાણી આરોપ મૂકનાર અને દાર્શનિક પૂરાવામાં જરાય ખામી નહિ તેવાં ચિન્હો, છતાં રાજાએ વિચાર્યું કે, 'સુદર્શન માટે આ સંભવિત નથી!'

શ્રી સુદર્શનની નામના, શીલધર્મિતા અને પ્રતિષ્ઠાએ, ચંપાનગરીના માલિક દધિવાહન રાજાના હૈયામાં આ વાતાવરણ ઊભું કર્યું. રાણીની હજારીમાંજ રાજાએ શ્રી સુદર્શનને પૂછયું 'જે હોય તે સાચું કહો! આમાં સત્ય શું છે?' 'જ્યારે સુદર્શન તો કાયોત્સર્ગમાંજ સ્થિત રહ્યા. રાજાએ ફરી એક વાર પૂછી જોયું પણ શ્રી સુદર્શન મૌન રહ્યા. રાણીનાં દેખતાં રાજાએ આમ વારંવાર પૂછયું, કારણકે સુદર્શનની ખ્યાતિ સામાન્ય કોટિની નથી. જીવન બનાવટી હોય, તો આવી ખ્યાતિ પ્રાપ્ત ન થાય.

શ્રી સુદર્શન સમજતા હતા કે, 'હું બીન ગુનેગાર છું', પણ જો હું સાચી હકીકત કહી દઉં તો રાણીનું શું? જે આપત્તિ મને ઇષ્ટ નથી, તે રાણી ઉપર આવે. રાણીનો ફીટકાર થાય, એની ફજેતીનો પાર ન રહે અને કદાચ એને શૂળીએ પણ લટકવું પડે! શ્રી સુદર્શન

જો ન બોલે તો એ આપત્તિ શ્રી સુદર્શનને વેઠવી પડે તેમ છે અને બોલે તો એ આફત રાણીને વેઠવી પડે તેમ છે.

શ્રી સુદર્શને વિચાર કર્યો કે, 'આ આપત્તિને હું વેઠી લઉં; એમાં મારું ધર્મિપણું કે આ આપત્તિ રાણીને માથે મારા સાચા પણ બોલવાથી જાય, એમાં મારું ધર્મિપણું.' અહીં અહિંસાનો વિચાર છે. અહિંસાપાલન, એ સદાચાર છે અને હિંસા એ અનાચાર છે. અહિંસાપાલનરૂપ સદાચારને જાળવવાની સદાચારી તરીકે એની ફરજ આ અવસરે ઊભી હતી.

અભયાના ઉપસર્ગો સામે મક્કમ રહેવું; એ જેટલું મુશ્કેલ હતું, એના કરતાં પણ હવે મૌન રહેવું અને આફત ઊભી કરનાર તથા કલંક દેનાર એક મૂર્ખ સ્ત્રીને બચાવી લેવા તત્પર બનવું, એ વધારે મુશ્કેલ છે!

શ્રી સુદર્શનની ખ્યાતિ એવી હતી કે, 'લોક એકદમ આવું ન માને, પણ શંકામાં તો ગુંચવાય. મૌન રહેવામાં માત્ર આબરુ રગદોળાઇ જવાનો જ સંભવ છે, એમ નથી, મૌન રહેવામાં માત્ર ફજેતીનો જ સંભવ છે, એમ નથી પણ મૌન રહેવાના પરિણામે શૂળી મળશે, એ વાત પણ નિશ્ચિત છે.

સૌ સત્ત્વશીલ જ હોય એમ ન બને, એવું પણ બને કે જેમનામાં સત્ત્વ ઓછું હોય, તેવા આત્માઓ અહિં મૌન ન જાળવી શકે. છતાં એવાઓએ પોતાની નિર્બળતા કબૂલ કરવી જોઇએ, પણ ધર્મનું નામ આગળ કરીને ખોટી રીતે પોતાની નબળાઇને છૂપાવવાની ભાવનાથી પણ બચવું જોઇએ. ધર્મ ન નિંદાય એની કાળજી અવશ્ય રાખવી, પણ તેને નામે જાતની નબળાઇ છૂપાવવાનો પ્રપંચ કદી જ કરવો નહિ. કારણ કે સૌ સત્વશીલ હોય એવું નથી હોતું એવા પણ હોય કે જેમનામાં સત્ત્વ ઓછું હોય.

શ્રી સુદર્શન સમર્થ હતા અને સાથે સદાચારના સાચા સેવક હતા, માટે મૌન રહ્યા. શ્રી સુદર્શને જોયું કે, 'અભયાને આપત્તિમાં મૂક્યા વિના હું બચી શકું તેમ નથી. મારે બચવું હોય તો અભયાને આપત્તિમાં મૂકવી જ પડે. મારે માટે એ યોગ્ય નથી એટલે મારે મૌન રહેવું.' આ રીતે સુદર્શન અભયાને આફતમાં મૂકીને જીવવા ઇચ્છતા નથી. શીલરક્ષા માટે અભયાની કારમી કનડગત સહી, અને હવે દયાપાલનને માટે જે આફત આવે તે સહવાને શ્રી સુદર્શન તૈયાર હતા.

આથી જ રાજાના વારંવાર પૂછવા છતાં શ્રી સુદર્શનનું મૌન અભંગ જ રહ્યું, ઘણીવાર પૂછવા છતાં પણ જ્યારે શ્રી સુદર્શન બોલતાં જ નથી, ત્યારે રાજાને થયું કે, કદાચ સુદર્શન દોષિત હોય, કારણ કે 'મૌન એ વ્યભિચારિઓનું અને ચોરોનું એક લક્ષણ છે.' રાજાને દોષની સંભાવના લાગી આથી તે ક્રોધાધીન બન્યો અને શ્રી સુદર્શનનો વધ કરવાની તેણે પોતાના માણસોને આજ્ઞા ફરમાવી.

જો કે રાજાએ આજ્ઞા તો કરી પરંતુ તે સમજતો કે, સુદર્શન જેવા મહા સદાચારી તરીકેની નામનાને પામેલા પુરૂષને આ જાતની શિક્ષા કરવી, એ સહેલું કામ નથી. પ્રજામાં ઉશ્કેરાટ ફેલાવાનો પૂરેપૂરો સંભવ છે. આથી રાજાએ પોતાના પુરૂષોને ફરી કહ્યું કે, 'નગરમાં આ પાપીના દોષને પ્રગટ કર્યા પછીથી જ આનો વધ કરવો.'

શ્રી સુદર્શનને શિક્ષા કરવાને માટે તૈયાર થએલા રાજાને પણ, આટલી બધી તકેદારી રાખવી પડી. એ સામાન્ય વસ્તુ નથી. જો કે પૂર્વકાલના રાજાઓ પ્રાયઃ અનાડી નહોતા. પ્રજાનાં સુખશાંતિ આદિની પ્રસંગે પ્રસંગે દરકાર કરનારા હતા. પણ આ પ્રસંગમાં તો શ્રી સુદર્શને પોતાની સાદાચારિતાથી પ્રાપ્ત કરેલી લોકપ્રિયતાએ જ તેવી આજ્ઞા કરવાને રાજાને પ્રેર્યા હોય એમ કહી શકાય.

રાજાની આજ્ઞા મુજબ રાજનોકરો શ્રી સુદર્શનને પકડીને લઇ

ગયા. શ્રી સુદર્શનના મોંઢા ઉપર મેંશનો અને શરીરે લાલ ગેરૂનો લેપ કર્યો. ગળામાં અને માથે પણ વિચિત્ર પ્રકારની માળાઓ પહેરાવી. એ પછી એને ગધેડા ઉપર બેસાડયા. માથે સુપડાનું છત્ર ધર્યું અને આગળ ફુટલું ઢોલ પીટતાં પીટતાં શ્રી સુદર્શનને ગામમાં ફેરવવા માંડયા.

આમ છતાં પણ શ્રી સુદર્શન પોતાનાં ધ્યાનમાં પૂર્વવત્ સ્થિર જ રહ્યા. શ્રી સુદર્શનની સદાચાર સાથેની ધીરતા અને વીરતાનું માપ આમાં રહેલું છે. જે નગરમાં શ્રી. સુદર્શન પરમ આદર પૂર્વક ફરતા, તેજ નગરમાં પોતે સર્વથા નિર્દોષ હોવા છતાંય, પોતાને કેવળ સદાચારની રક્ષા ખાતર આવી આફતના ભોગ થવું પડયું. કર્મના તત્ત્વજ્ઞાનને જો સમજવામાં આવે તો સમજી શકાય કે, 'આ જન્મમાં માણસે અનાચારનો એક અંશ પણ ન સેવ્યો હોય, માત્ર સદાચારમય જીવન વીતાવ્યું હોય, તે છતાં પણ દુરાચાર સેવ્યાનું કલંક આવે, એ પણ બને કારણ કે, તેમાં પૂર્વકાલીન અશુભોદય જવાબદાર હોય. એટલે જ કોઇક પ્રસંગે નિર્દોષ હોવા છતાં ય દોષિત ઠરીને, તે માટેની શિક્ષા ખમવાનો વખત આવી લાગે.'

સદાચારિને પણ કલંકિત તરીકેની કુનામના પ્રાપ્ત થાય. કદાચ મરણની શિક્ષા પણ ખમવી પડે અને કોઇ જાણેય નહિ કે, 'એ નિર્દોષ હતો.' છતાં પણ એને તો એનો ઉત્તમ સદાચારિતાનું સુન્દર ફળ મળે જ, એ નિર્વિવાદ વાત છે. આ જીવનમાં ને આ જીન્દગીમાં જ દરેક સદાચારી કલંક આવ્યા પછીથી નિર્દોષ તરીકે જાહેર થઇ જ જાય; એમ એકાન્તે નથી. એવું ય બને કે, એ મરે ત્યાં સુધી લોક એને કલંકિત જ ધારે.

સુદર્શનને શૂલીએ ચઢાવવાને માટે લઇ જનાર રાજનોકરો-

એ શહેરમાં ઉદ્‌ઘોષણા કરી કે, 'સુદર્શને રાણીવાસમાં ગુન્હો કર્યો છે, માટે તેનો વધ કરાય છે, રાજાનો આમાં જરાય દોષ નથી.'

સુદર્શનના કાનપર પણ એ શબ્દો વારંવાર આમ અથડાયા છતાંય સુદર્શન એ જ રીતે અચલ રહ્યા. લોકે આ બધું જોયું અને રાજા દ્વારા થએલી ઉદ્‌ઘોષણા સાંભળી. આથી લોકમાં હાહાકાર વર્તાઇ ગયો. શહેરમાં તો એ જ વાતાવરણ કે, 'કોઇપણ રીતે આ વ્યાજબી થતું નથી. સુદર્શનમાં આવું સંભવે જ નહિ.'

સુદર્શનને આ રીતે રાજપુરૂષોએ શહેરમાં ફેરવ્યા. ફરતાં ફરતાં એ બધા સુદર્શનના મકાન આગળ આવી પહોંચ્યા. એ વખતે સુદર્શનની ધર્મપત્ની મનોરમાએ આ જોયું અને રાજાની ઉદ્‌ઘોષણા સાંભળી. મનોરમાને એ વેળા આ વિચાર સુઝ્યો કે, 'કારમા અશુભોદય વિના આ બને નહિ. મારા પતિ સદાચારી છે અને રાજા પણ સદાચારપ્રિય છે, મારા પતિ આવું કાર્ય કરે જ નહિ અને પ્રબળ નિમિત વિના રાજા પણ આવી શિક્ષા કરે નહિ. ખરેખર, પૂર્વના અશુભ કર્મનું જ ફળ ઉપસ્થિત થયું છે.'

મહાસતી મનોરમા આવો વિચાર કર્યા પછીથી પૂજા કરીને કાયોત્સર્ગમાં સ્થિર થયા. તેમ જ નિશ્ચય કર્યો કે, 'જ્યાં સુધી પતિ ઉપર આવેલી આ આફત ટળે નહિ ! ત્યાં સુધી કાયોત્સર્ગમાં રહેવું અને અનશન કરવું.'

શ્રી મનોરમાની આ દ્રઢ પ્રતિજ્ઞા અને સુદર્શન શેઠનું પવિત્ર શીલ આખરે જય પામ્યા. અસત્યનાં ગાઢ આવરણો ભેદાયાં. તેમજ રાજાના મારાઓએ સુદર્શનને મારવાના જેટલા પ્રયત્નો કર્યા તે નિષ્ફલ ગયા. શક્ષી પર ચઢાવતા તે તૂટી ગઇ. અન્તે તે સુવર્ણજડયું સિંહાસન થયું અને શીલવાન શ્રી સુદર્શન શ્રેષ્ઠીનો જય જયકાર થયો.

## ૧૩
# મનની ભૂખને મારનારા

આ ભારતવર્ષમાં જ્યારે આર્યસંસ્કૃતિ પ્રધાનતા ભોગવતી હતી, ત્યારે મોટે ભાગે મનની ભુખને માટે કે તૃષ્ણાઓને કારણે રાજા કે પ્રજા વચ્ચે શેઠ કે મજૂર વચ્ચે, યા કુટુંબમાં પિતા–પુત્ર, પતિ–પત્ની, ભાઇ-ભાઇ વચ્ચે વર્તમાન યુગના જેવી લડતો ઉત્પન્ન થતી ન હતી. તે સમયે ગરીબીમાં પણ અમીરી ભોગવી શકાતી. કારણ કે, તત્ત્વજ્ઞાનની સામગ્રી તે સમયે પ્રધાનપદે હતી. તે સમયે તત્ત્વજ્ઞાનની વાતો પ્રત્યે સવિશેષ આદર હતો. મૂળથી સંસ્કારો જ એ કે, 'દુનિયાના પદાર્થો નાશવંત છે. એ મળે તેય ભાગ્યાનુસાર, ભોગવાય તેય ભાગ્યાનુસાર અને જાય તેય ભાગ્યાનુસાર.' આવા સંસ્કારોના યોગે પોતાના સ્વાર્થ માટે બીજાનું ઝૂંટવી લેવાની ભાવના થતી નહિ કે કોઈને વધુ સામગ્રીવાળો જોઇને ઇર્ષ્યા થતી નહિ.

આ પ્રકારનું ઉમદા કોટિનું તત્ત્વજ્ઞાન આજે પર વસ્તુઓમાં સુખ માની બેઠેલાઓને ગમતું નથી અને એથી દુનિયાના બીજા જીવોને પીડા ઉપજાવવાથી બચનારા તેમજ બીજા જીવોને પીડા ઉપજાવનારા ન બનાય તે રીતે શરીર નિર્વાહ કરીને એકાન્તે ધર્મની સાધના કરનારા તથા જગતના જીવોને ધર્મની સાધના કરવાની જ પ્રેરણા કરનારાં જીવન જીવનારા મહાપુરૂષોની કિંમત સમજાતી નથી.

આવા મહાપુરુષોની હયાતિની જરૂરીયાત કે ઉપકારકતા પણ, એથી જ સમજાતી નથી. પૂર્વે એમ નહિ હતું. પૂર્વે તો એ તત્વજ્ઞાનનો અને એવા તત્ત્વજ્ઞાનિમહાત્માઓનો પરમ આદર થતો; કારણ કે, તે વખતે જીવો મુખ્યત્વે એના અર્થી હતા. જ્યારે આજે તો એથી ઉલટું સાચા તત્ત્વજ્ઞાન પ્રત્યેનો અનાદરભાવ વધતો જાય છે.

આર્યસંસ્કૃતિનો પ્રતાપ કેવો હતો, એ સમજવાને માટે અને પુર્વના કુલાચારોને જાણવા માટે, શ્રી રામાયણમાંના અમુક પ્રસંગો તો ખાસ વિચારવા જેવા છે. શ્રી રામચંદ્રજી જેવાએ પિતાના વચનનું પાલન થાય અને પોતાના લઘુબંધુ શ્રી ભરત રાજ્યનો સ્વીકાર કરે, એ માટે રાજગાદીને બદલે વનવાસ સ્વીકાર્યો. આજનું શિક્ષણ પામેલો અને વર્તમાન યુગના સંસ્કારોથી ઘડાએલો, રાજગાદીને બદલે વનવાસ સ્વીકારે એ વાત બનવી લગભગ અસંભવિત જેવી છે. કારણ કે, આજે જે શિક્ષણ અને સંસ્કૃતિ વિકાસને પામતાં જાય છે, તેના મૂળમાં જ ઝેર રેડાઈ રહ્યું છે.

શ્રી રામચંદ્રજીએ રાજગાદીને બદલે વનવાસ સ્વીકાર્યો, એ પ્રતાપ આર્ય શિક્ષણનો અને આર્ય સંસ્કારોનો હતો, એમ જરૂર કહી શકાય તેમ છે. શ્રી રામચંદ્રને રાજગાદી છોડી વનવાસ સ્વીકારવાનું થયું એમાં નિમિત્ત તો શ્રી રામચંદ્રજીની ઓરમાન માતા કૈકેયી હતા. પોતાની પત્નીની–એટલે કે, શ્રી રામચંદ્રજીની ઓરમાન માતાની ઇચ્છા ખાતર, શ્રી દશરથ રાજા, શ્રી રામચન્દ્રજીને બદલે શ્રી ભરતને રાજ્ય આપવા તૈયાર થયા અને એ વાતને શ્રી રામચન્દ્રજીએ કશી પણ ગ્લાનિ વિના, કશી પણ રકઝક કર્યા વિના, એટલું જ નહિ પણ હર્ષ દર્શાવીને સ્વીકારી લીધી. આ વાત કાંઇ સામાન્ય નથી.

પોતે પાટવી અને પ્રજાના માનીતા હતા. પૂરેપૂરી લાયકાતવાળા. આમ છતાં પણ, દશરથ રાજા ભરતને રાજ્ય આપવા તૈયાર થયા. કારણકે રામચન્દ્રજી માટે દશરથના હૃદયમાં એવો વિશ્વાસ છે કે, 'હું ગમે તેને રાજ્ય આપી દઉં, પણ રામચંદ્ર હક્કદાર હોવા છતાં એવા વિનીત છે કે, એક અક્ષરેય બોલે નહિ,' જો આવું ન હોત, તો પાટવીને વનવાસ અને નાનાને રાજગાદી, એ બને જ નહિ. તેઓ અતિ આસક્ત નહિ હતા, આર્ય સંસ્કારોથી

તેમની મનની ભૂખ ઉપર અમુક પ્રમાણમાં પણ અંકુશ આવી ગયો હતો એથી તેમની મનની ભૂખ આજનાઓની ભૂખના જેવી કારમી હાલતમાં નહિ હતી. જો આજના જેવી કારમી મનની ભૂખ તેમનામાં હોત તો રાજકુમાર, પાટવી, હક્કદાર, પ્રજામાન્ય અને સાહયબીમાં ઉછરેલા એવા શ્રી રામચન્દ્રજી, નાના ભાઇની તરફેણમાં રાજગાદી છોડીને વનવાસને સ્વીકારી શકત જ નહિ.

એટલું જ નહિ, પરન્તુ શ્રી દશરથ રાજાએ જ્યારે શ્રી રામચન્દ્રજીને બોલાવીને એમ પૂછ્યું કે, 'હે વત્સ ! પૂર્વે મારું સારથિપણું કરવાથી પ્રસન્ન થઇને મેં કૈકેયીને એક વરદાન આપેલું હતું : તે વરદાન અત્યારે ભરતને રાજ્ય આપવાને માટે તે મારી પાસે માગી લે છે.' ત્યારે શ્રી દશરથ રાજાના એ કથનના ઉત્તરમાં શ્રી દશરથ રાજા પ્રત્યે, શ્રી રામચન્દ્રજીએ હર્ષપૂર્વક એટલે લેશ પણ વિષાદને પામ્યા વિના એમ કહ્યું કે,

'મહા પરાક્રમી એવા મારા ભાઇ ભરતને રાજ્ય મળે, એવું વરદાન મારી માતાએ માગ્યું તે ઘણું સારું કર્યું : જો કે, આપ મને આ રીતે પૂછો છો તે આપની કૃપા છે, પરન્તુ લોકોમાં તો આપનું મને પૂછવું એ મારા અવિનયને જણાવનારું થાય, એથી મને દુઃખ થાય છે. લોકો સમજશે કે, રામ અવિનીત છે રામને પિતાએ પૂછવું પડયું; એટલે આપ મને આમ પૂછો છો એનું જ મને દુઃખ થાય છે. આપ સંતુષ્ટ થયા હો તો આ રાજ્ય ગમે તેને આપો; તેમાં આપના દાસ એવા મને નથી તો સંમતિ આપવાની સત્તા કે નથી તો નિષેધ કરવાની સત્તા ! વળી મારા ભાઇ ભરત છે તે હું જ છું. આપને તો અમે બન્ને સરખા છીએ, માટે મોટા હર્ષથી આપ ભરતનો રાજ્યાભિષેક કરો !'

રામચન્દ્રજીનો આવો ઉત્તર સાંભળીને, દશરથ રાજા પણ વિસ્મય

સહિત આનંદને પામે તે સ્વાભાવિક છે. રામચંદ્રજી તરફથી આવો સંતોષકારક ઉત્તર સાંભળ્યા પછીથી, દશરથ રાજાએ ભરતને રાજ્યનો સ્વીકાર કરવાનું કહ્યું. એટલે ભરતે રાજ્યનો સ્વીકાર કરવાની ના પાડી. જ્યારે શ્રી ભરતે રાજ્યનો સ્વીકાર કરવાની ના પાડી, ત્યારે રામચંદ્રજીએ આમ જોકે પોતાનો હક્ક તો જતો કર્યો, પણ ઉપરથી ભરતને રાજ્યનો સ્વીકાર કરવાની સલાહ આપતાં શ્રી ભરત પ્રત્યે આ પ્રમાણે કહ્યું કે, 'હે ભાઈ! જો કે તમારા હૃદયમાં રાજ્યપ્રાપ્તિનો જરા પણ ગર્વ નથી, તો પણ પિતાજીના વચનને સત્ય કરવાની ખાતર તમે રાજ્યને ગ્રહણ કરો!'

ભરતને રામચંદ્રજીએ જે આ કહ્યું, એના જવાબમાં શ્રી ભરતે જે કહ્યું તે પણ આર્યસંસ્કારોના અનુપમ પ્રભાવને સૂચવનારું છે. શ્રી રામચંદ્રજીનાં વચનોનું શ્રવણ કરતાંની સાથે જ શ્રી ભરતની આંખમાં આંસુ આવી ગયાં અને અશ્રુભીનાં નેત્રોવાળા શ્રી ભરત તે વેળાયે શ્રી રામચંદ્રજીનાં ચરણોમાં પડયા. તે પછી અંજલિ જોડીને ગદ્ ગદ્ સ્વરે શ્રી રામચંદ્રજી પ્રત્યે ભરતે કહ્યું :

'હે પૂજ્ય બંધુ! મને રાજ્ય આપવું, એ પિતાશ્રીને માટે અને આપને માટે યોગ્ય છે, પરન્તુ મારા જેવાએ રાજ્યને ગ્રહણ કરવું એ યોગ્ય નથી. શું આપ રાજા દશરથના પુત્ર છો અને હું રાજા દશરથનો પુત્ર નથી? શું હું આપના જેવા આર્યનો નાનો ભાઈ નથી? કે, 'જેથી મને રાજ્ય મળે એમાં હું ગર્વ કરૂં અને ખરેખરો માતૃમુખો ગણાઈને રાજ્યને ગ્રહણ કરૂં?'

જ્યાં આ જાતિની વિવેકપૂર્ણ ભાવનાઓ હોય, આવા ઉત્તમ પ્રકારના વિચારો જ્યાં ભરેલા હોય અને જ્યાં લેવા માટે નહિ પણ આપવા માટે મુશ્કેલી હોય, ત્યાં રાજ્યને માટે લડાઈઓ ન જ હોય, તેમજ ભૌતિક વસ્તુઓને યેન-કેન પણ મેળવવાની ધમાચકડી હોય જ શાની?'

આ બાજુ શ્રી રામચંદ્રજીએ જોયું કે, 'હું અહીં હોઇશ ત્યાં સુધી ભરત રાજ્યનો સ્વીકાર કરશે નહિ.' એટલે દશરથ રાજાને રામચંદ્રજીએ પોતે કહ્યું કે, 'હું વનવાસ કરવાને જાઉં છું,' આ રીતે રામચંદ્રજી વનવાસ કરવાને માટે નીકળ્યા, એટલે શ્રી ભરત પણ ઉચ્ચ સ્વરે રડવા લાગ્યા અને શ્રી દશરથ રાજા પણ સ્નેહવશ મૂર્ચ્છા પામ્યા. જ્યાં શ્રી રામચંદ્રજી વનવાસ માટે નીકળ્યા, એટલે લક્ષ્મણજી પણ રામચંદ્રજીની સાથે રાજસુખનો ત્યાગ કરીને વનવાસે જવાને તૈયાર થયા.

આ રીતે વડીલ ભાઇની સાથે સેવા કરવાને માટે જનારા, તે જ હોય કે જેણે મનની કારમી ભૂખ ઉપર જીત મેળવી હોય, તે સિવાય આ શકય જ નથી. બાદ શ્રી લક્ષ્મણજીની માતા સુમિત્રા કે જે શ્રી રામચંદ્રજીની ઓરમાન માતા થાય, તેની પાસે શ્રી લક્ષ્મણજી રજા માંગવા ગયા, ત્યારે શોકયના પુત્રને માટે પોતાના પુત્રને વનવાસે જવાને તૈયાર થયેલો જોઇને પણ શ્રી સુમિત્રા માતાએ ધીરજ ધરી કહ્યું કે,

'હે વત્સ! તને શાબાશ છે: મારો પુત્ર અવશ્ય પોતાના વડિલ ભાઇને અનુસરે જ.' એટલું જ નહિ, પરન્તુ વધુમાં કહ્યું કે, 'પણ હે વત્સ! હવે જવામાં તું વિલંબ કર નહિ; કારણ કે, રામચન્દ્ર તો મને નમસ્કાર કરીને ક્યારનાએ અહીંથી રવાના થઇ ગયા છે, એટલે જો તું વિલંબ કરીશ, તો તારે અને એમને છેટું પડી જશે.'

શોકયના પુત્રની પાછળ જતા પોતાના પુત્રને આવી રીતે વિદાય આપનારી માતાનું હૃદય કેવા સુંદર સંસ્કારોથી ઘડાયું હશે વારુ? તે કાલે આર્ય સંસ્કારોની આટલી સુંદર અને પ્રબળ અસર હતી. જેમ જેમ એ સંસ્કારો જતા ગયા, તેમ તેમ એ સુન્દર દશા પણ દૂર થતી ગઇ.

ત્યારબાદ જન્મથીજ જેણે રાજસુખ ભોગવ્યું છે, ટાઢ–તડકા જોયા નથી, કશી તકલીફ વેઠી નથી અને જેમનું શરીર કોમળ છે, એ સીતાદેવી પણ શ્રી રામચન્દ્રજીની સાથે વનવાસે જવાને તૈયાર થયા.

આજનો યુગ, વર્તમાનનું વિલાસપ્રિય વાતાવણ કે આજની સ્ત્રી સ્વાતંત્ર્યની મર્યાદાહીણી આબોહવા ગમે તે હો! પરન્તુ શ્રીમતી સીતા તો સમજદાર હતા, મન, વચન અને કાયાથી સતીધર્મનું પાલન કરવામાં તત્પર હતાઃ આથી શ્રીમતી સીતાજી, શ્રી રામચન્દ્રજીના વનવાસ ગમનના સ્વીકારને માટે કાંઇ પણ નહિ બોલતાં, પોતે પણ પોતાના પત્નીધર્મને અનુસરીને શ્રી રામચંદ્રજીની સાથે વનવાસે નીકળ્યા.

શ્રીમતી સીતાદેવીએ જ્યારે શ્રીમતી કૌશલ્યાની પાસે જઇને શ્રી રામચંદ્રજીની સાથે જવાની આજ્ઞા માગી, ત્યારે શ્રીમતી કૌશલ્યાએ સીતાદેવીને પોતાના ખોળામાં લઇ લીધાં અને પોતાનાં આંસુથી સીતાદેવીને નવરાવી નાખતાં કહેવા માંડયું કે,

'હે પુત્રિ! વિનીત રામચંદ્ર પિતાની આજ્ઞાથી વનમાં જાય, તો તે નરસિંહ સમા પુરૂષને માટે દુષ્કર નથી; પરંતુ તું તો જન્મથી જ ઉત્તમ વાહનોમાં લાલિત થયેલી છો, તેથી પગે ચાલવાની વ્યથાને કેમ સહી શકીશ? સુકુમારપણાથી કમળના ઉદર જેવું તો તારૂં અંગ છે; તે જ્યારે તાપ વગેરેથી કલેશને પામશે, ત્યારે રામને પણે કલેશ થઇ પડશે; માટે પતિની સાથે અનુગમન કરવામાં તેમ જ બીજાં પણ અનેક અનિષ્ટ કષ્ટોને સહવામાં હું તને નિષેધ કે આજ્ઞા કાંઈ પણ કરવાને ઉત્સાહ ધરતી નથી.'

ખરેખર, પતિની સાથે અનુગમન કરવું એ સતીઓનો ધર્મ છે, એટલે એમાં કૌશલ્યા નિષેધ ન કરી શકે. અને અનિષ્ટ કષ્ટો સહવાને

માટે જવાની આજ્ઞા પણ કૌશલ્યાનું વાત્સલ્યભર્યું હૃદય ન કરી શકે, તે સ્વાભાવિક છે. એટલે કૌશલ્યા નથી તો અનુગમન માટે નિષેધ કરતાં કે નથી તો કષ્ટ સહવાની આજ્ઞા આપતાં.

કૌશલ્યાએ જ્યારે આ પ્રમાણે કહ્યું, ત્યારે સીતાદેવીએ પણ, પોતાના મુખ ઉપર સહેજ પણ શોકની કાલિમા આવવા દીધા વિના, પ્રાતઃકાળના કમળની જેમ પ્રફુલ્લ ચહેરે અને પ્રસન્ન મુખે, નમસ્કાર કર્યા બાદ આમ કહ્યું કે, 'તમારા ઉપરની મારી ભક્તિ મને માર્ગમાં કુશલને કરનારી થશે, એટલે હું મેઘની પાછળ જેમ વીજળી, તેમ આર્યપુત્ર શ્રી રામની પાછળ જાઉં છું.' આટલું કહીને તેઓ શ્રી રામચંદ્રજીની પૂંઠે ચાલી નીકળ્યા.

આ રીતે આખુંય કુટુંબ કેવું સુંદર અને વિનીતવ્યવહારી હતું તે આ એક ઐતિહાસિક પ્રસંગ પરથી સમજી શકાય તેમ છે. તૃષ્ણાનો સાચો છેદ થયા વિના, હૈયામાં ઊંડે ઊંડે પણ સાચી મુમુક્ષુતા આવ્યા વિના આવી સુંદર સ્થિતિ આવી શકે નહિ. ખરેખર મનની તૃષ્ણા એ ભયંકર દુર્ગુણ છે. અસાધ્ય અને ચેપી રોગચાળો છે. એ રોગને દાબ્યાં વિના, મનની ભૂખને માર્યા વિના, શાન્તિ કે સમાધિ કોઈ રીતે શકય જ નથી.

જ્યાં મનની તૃષ્ણા વધી, પર વસ્તુઓને મેળવવાની તથા ભોગવવાની લાલસા વધી અને મુમુક્ષુતા લગભગ નષ્ટપ્રાયઃ થઈ ગઈ એટલે આપણે જોઈ શકીયે છીએ કે, વર્તમાન સંસારમાં કારમી ધમાચકડી ઊભી થઈ. જ્યાં સુધી એ મનની કારમી ભૂખ ઘટે નહિ અને મુમુક્ષુતા અંશે અંશે પણ આવે નહિ, ત્યાં સુધી આવી ધમાચકડી મચી રહે તો એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ. એટલે વિચાર કરવામાં આવે તો જરૂર સમજાય કે ભૌતિક-જડ પદાર્થોને મેળવવા, સાચવવા કે ભોગવવાની લાલસારૂપ મનની ભૂખ એજ

આજના વર્તમાન કાલના સઘળાં યે અનર્થો, ઉલકાપાતો કે તોફાનોનું મૂળ છે.

આ રીતે જ્યારે શ્રી રામચંદ્રજી, શ્રીમતી સીતા અને શ્રી લક્ષ્મણજી વનવાસે નીકળ્યા ત્યારે અયોધ્યાના નગરજનોએ પણ પોતાના માલિકની પાછળ રૂદન કર્યું. એઓની પૂંઠે તે લોકો ગયાં. એ બધાને પાછા વળવાને માટે શ્રી રામચંદ્રજીએ ઘણું કહ્યું, ત્યારે તેઓ પાછા વળ્યા. આમાં અતિશયોક્તિ જેવું કાંઈ નથી. બીજી જ સહવારે રાજગાદી ઉપર બેસનારો ન્યાયી અને પ્રજાવત્સલ માલિક વનવાસે જાય અને તેની સાથે કોમળ દેહવાળા શ્રીમતી સીતાજી તથા શ્રી લક્ષ્મણજી પણ જાય ત્યારે રાજાના યોગે પોતાને સનાથ તેમજ ભર્યા ઘરવાળા માનનારા પ્રજાજનોને અવશ્ય મનોદુઃખ થાય જ.

પૂર્વની પ્રજાનો રાજા પ્રત્યેનો પ્રેમ આજના જેવો નહિ હતો. આજે તો પ્રજામાં રાજા પ્રત્યેનો પ્રેમ પણ નથી અને રાજામાં એ પ્રજાવાત્સલ્ય પણ નથી. કારણ, ચોમેર ભડકે બળતી મન કે તૃષ્ણાની ભૂખ જ્યારે તે કાલે તે સમયે સાચે આજના જેવી ભયંકર કોટિની ન હતી. ખરી રીતે તે સમય પ્રાયઃ—બહુલતયા મનની ભૂખને મારનારા મરજીવા મહાપુરૂષોનો હતો.

॥ णमोऽत्थुणं अरिहंताणं ॥

# દિવ્ય દર્શન

## ( Divine Sight )

૨

: દ્વિતીય ખંડ :

: શ્રી જિણભિકખૂ :

अयमात्मैव संसारः कषायेन्द्रियनिर्जितः ।
तमेव तद्विजेतारं मोक्षमाहुर्मनीषिणः ॥ १ ॥
बिभेषि यदि संसारान्मोक्षप्राप्तिं च काङ्क्षसि ।
तदेन्द्रियजयं कर्तुं स्फोरय स्फार पौरुषम् ॥ २ ॥



ક્રોધાદિ કષાયો, તેમ જ શબ્દાદિ વિષયોને પરવશ આ આત્મા જ સ્વયં સંસારરૂપ છે, જ્યારે તે વિષય-કષાયો પર જય મેળવનાર આત્માને જ્ઞાનિપુરુષો મોક્ષ કહે છે. [આથી જ] હે મુમુક્ષુ! સંસારનાં દુઃખોનો જો તને ડર હોય અને તું મુક્તિનાં સુખોની અભિલાષા રાખતો હો! તો, ઈંદ્રિયો પર વિજય મેળવવાને સારૂ તારા ઉત્કટ પુરૂષાર્થને તું કેળવ!

# ધન્ય જીવન

## જીવનને ધન્ય બનાવનારા અને ઉજાળનારા વ્રત-નિયમો

~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~

### પ્રતિજ્ઞાસ્વીકારનું મહત્ત્વ

૧

**જીવનને** મેળવીને તેને વીતાવનારા અનેક છે, પણ જીવનને જીવી જાણનારા કોકજ વિરલ આત્માઓ હોય છે. જન્મ્યા, બાલ્યકાલ વીતાવ્યો, યુવાનીમાં પગરણ માંડયા અને આ ક્રમે વૃદ્ધાવસ્થાના કરાળ પંજાઓ, તે જન્મ મેળવનારાઓને મૃત્યુની કારમી ભીંસમાં ભીડવાની તૈયારી કરી રહ્યા હોય છે. જન્મને પામનાર પ્રત્યેક આત્માઓ માટે આ પ્રકારની સ્થિતિ સદાકાલ રેંટના ચક્રની જેમ ચાલુ જ છે. આ રીતે કેવળ ભોગવિલાસો, રંગરાગો કે ભૌતિક સ્વાર્થસિદ્ધિઓની પૂંઠે જીવનની મહામૂલી ક્ષણોને વેડફીને જેઓ સપાપ જીવન વીતાવી રહ્યા છે, તેઓનું જીવન કંગાલ દરિદ્રયમૂર્તિની જેમ કે શ્વાસોશ્વાસ લેતા ધમણની જેમ અધન્યરીતે પૂરું થાય છે.

આવાઓ જીવે છે, કેવળ મરવાની આળસે. જીવનને જીવનારા આ નથી પણ જીવનના સ્વત્ત્વને મારી મરી રહ્યા છે. આવા વિષય કષાયમાં રચ્યા પચ્યા રહેનારા વ્રત, નિયમ કે આચાર વિનાના
~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~

દીનજનો !; અનુકંપાને પાત્ર છે— આવા બાલ મરણને મેળવનારા જઘન્યનરો !

પણ જે પુણ્યવાન પુરૂષો, નિજનાં જીવનને સંયમ, સદાચાર કે તપનિયમના મહામૂલા માર્ગે ગતિ કરાવી રહ્યા છે. જીવનને જીવીને જેઓ નિષ્પાપ વ્યવહારપૂર્વક ધર્મની આચરણા-આરાધના કરી રહ્યા છે, તે ધર્માત્માઓનું જીવન ધન્ય છે, મરણ પણ મહોત્સવ રૂપ છે આવા વ્રતધારી ત્યાગિ મહાપુરૂષોનું. ત્યાગ કે વિરતિપૂર્વક જીવનપૂર્ણ કરી મૃત્યુને મેળવનારા આવા પ્રાજ્ઞપુરૂષો પંડિત મરણને પામીને મૃત્યુની ભીંસમાંથી ક્રમશઃ છૂટા પડી, તેને તરી જાય છે.

આ ઉંચ્ચ કોટિના વ્રતધારિ આત્માઓ બે પ્રકારના હોય છે, તેમાં જેઓ પાંચપ્રકારનાં પાપોથી સર્વથા મુક્ત બન્યા છે તે સર્વવિરતિધર મહાપુરૂષો, પહેલા પ્રકારમાં ગણાય છે. તેઓ ઉત્તમ જીવનને જીવનારા અને ભિન્નતમસ્તકે મરણને જીતી જનારા મહારથીઓ છે. જ્યારે ગૃહસ્થાશ્રમમાં રહેલા મુમુક્ષુઓ. હિંસા, જૂઠ, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહના પાપભારને અમુક પ્રમાણમાં-દેશથી હળવો કરનાર હોય છે, આથી આ આત્માઓ કેવળ પાંચ ઇન્દ્રિયોના રુપ, રસ, સ્પર્શ શબ્દ અને ગંધરૂપ વિષયોને મેળવવાની મથામણમાં મૂંઝાનારા જગતમાં રહીને આ રીતે જ્ઞાનિભાખ્યા ત્યાગમાર્ગે મન્દમન્દ પગલીઓ પાડનારા છે.

છતાં એઓ જરૂર જીવનને ઉજાળનારા દેવાનુપ્રિય મહાભાગો છે. ગૃહસ્થપણામાં હોવા છતાં સંસારની ભીષણ ભીડમાં ભીંસાતા છતાં જલપદ્મની જેમ જેઓ; અવસરે નિર્લેપ, નિઃસંગ રહી જ્ઞાનિપ્રરૂપ્યા ત્યાગધર્મને નિજની મર્યાદાપૂર્વક વળગીને જીવનની સાધના સાધી રહ્યા છે; આવા બાલપંડિતમૃત્યુને મેળવનારા ભડવીરોનું જીવન કે મરણ સાચે ધન્ય છે.

કૃપાના સ્વયંભૂરમણસાગર પરમ દયાળુ શ્રી સર્વજ્ઞપરમાત્માએ ગૃહસ્થપણામાં રહેલા મુમુક્ષુ વ્રતધારિઓને માટે, સમ્યક્ત્વમૂલ બારવ્રતો, ચૌદ નિયમો અને દાન, શીલ, તપ તથા ભાવ ધર્મની આરાધના કરવા માટે અમુક પ્રકારનાં વ્રતો કે નિત્યનિયમો ઉપદેશ્યાં છે, જે જીવન ને ધન્ય બનાવી મૃત્યુના પારને પામવાને માટે સાચા માર્ગદર્શકની ગરજ સારનારા છે.

કેટલાકોની આ સમજણ છે કે, 'જીવનમાં સદાચાર કે આચાર શુદ્ધિની જરૂર બેશક છે, તેમાં બે મત ન હોઈ શકે, પણ આ નિયમો લેવા કે વ્રતો ગુરૂની પાસે પચ્ચક્ખાણ કરીને લેવા આમાં અમારૂં મન કબૂલતું નથી, શા સારૂ આવી અગડ કે આખડીઓ યા અભિગ્રહો વડિલ પુરૂષોની કે દેવ-ગુરૂની સમક્ષ સ્વીકારવા? આના કરતાં બહેતર છે કે મનને જીતીને વિના નિયમે વ્રતોને પાળવા, વળી કદાચ નિયમ લીધા પછી તે તૂટી જાય તો ઘણો પાપભાર નિયમ ધરનારાના માથા પર લદાયા કરે છે, આથી નિયમ ન લેવામાં જ ડહાપણ રહેલું છે.'

આવી સમજણવાળા કેવળ મૂર્ખાઓ નથી હોતા પણ પોતાની જાતને સમજુ માનનારા ધર્માત્મા જેવા પણ આવી રીતે કેટલીક વેળાયે ગેરડહાપણ ભર્યું બોલે છે ત્યારે અવશ્ય મનોદુઃખ અવસરે થાય. પણ 'कर्मणां गहना गतिः'ના સૈદ્ધાન્તિક મર્મને પામી જનારા ડાહ્યા પુરુષોને મનનું દુઃખ ટકી રહેતું નથી. પણ ટળી જાય છે. ખરી વાત એ છે કે, જેઓને જીવનનાં મૂલ્ય સમજાયાં છે, 'વ્રત કે તપ-જપ એ જીવનનું મહત્ત્વભર્યું મૂલ્યાંકન છે' આમ જેઓ જાણે છે, માને છે અને સમજે છે, તેઓએ પોતાના આચારોની શુદ્ધિ ટકાવી રાખવાને સારૂ, સદાચાર કે સંયમને અખંડપણે પાળવાને માટે, મનની દુષ્ટ, તેમજ ચંચળ વૃત્તિઓના નિગ્રહપૂર્વક વડિલોની-ગુરૂજનોની કે

શિરોધાર્ય દેવગુરુરૂપ મહામાન્ય પુરૂષોની સમક્ષ પ્રતિજ્ઞાઓને લેવી ઘટે. તેઓનો આ જ્ઞાનિપ્રણીત આચારધર્મ છે.

તે આત્માઓને માનસિક વૃત્તિઓના દમનને સારૂ આ પ્રતિજ્ઞા-સ્વીકાર સાચા અંકુશની ગરજ સારે છે. લજ્જા કે સુદાક્ષિણ્ય ગુણને ટકાવી રાખી, તેનાં હસ્તાલંબનને મેળવી તે નિયમ લેનારા મહાનુભાવ આત્માઓ કસોટીની કપરી વેળાએ પણ સ્થિરતાપૂર્વક પોતાના સ્વીકૃત નિયમોને પ્રતિજ્ઞા લીધી હોવાથી ચુસ્તપણે ટકાવી રાખે છે. આ માટે તે પ્રતિજ્ઞા સ્વીકાર, પતનના પાપભારથી બચાવી આત્માને કર્મના બોજથી હળવો કરે છે. પરાધીનતાના પીંજરામાંથી તેને શીઘ્ર મૂકાવે છે. ક્રમશઃ તેને આઝાદ બનાવે છે. નિયમો કે વ્રતોનો સ્વીકાર એ આથી જ આઝાદી કે ઉન્નતિનો રાજમાર્ગ છે, માનવજીવનની મોંઘી વસુલાત આમાં બેશક રહેલી છે.

જેઓનાં હૈયાં નબળાં પોચાં અને ચંચળ છે, તેઓની જ આ બૂમ છે કે, 'નિયમ લેનારા નિર્બળ છે, મજબૂત મનના માણસોને નિયમ કે આખડી લેવાની જરૂર શી હોઇ શકે?' આની સામે કહેવું જોઇએ કે 'નિયમ નહિ લેનારા આત્માઓ જ સાચે મનની વૃત્તિઓથી જીતાઈ ગયેલા, અસ્થિર, અધીર તેમજ નબળા મનના માનવો છે, એવા આત્માઓની જ વૃત્તિઓ ચંચળ છે, તેને સ્વવશ રાખવાની તાકાત તેઓએ કેળવી નથી. કસોટીની કે પ્રતિકૂળતાની યા અગવડની વિકટ ઘડિઓમાં પ્રતિજ્ઞાને ચુસ્તપણે વળગી રહેવાની નૈતિક હિમ્મત તેઓમાં સ્વાભાવિક રીતે નથી.

એથી જ તેઓ આ મુજબનો લૂલો બચાવ કરે છે કે, 'આવા આડંબર શા વળી? નિયમ–બિયમમાં આપણે કાંઈ માનતા જ નથી? આપણા માટે આ કરવું છે એમાં વળી ગુરૂ મહારાજની પાસે કે દેવની સાક્ષિયે વ્રત કે નિયમ ગ્રહણ કરવાની જરૂર શી? શું આત્માની

સાક્ષિયે આ બધું ન બની શકે કે? આપણે તો કોઇની પાસે નિયમ લેતા કરતા જ નથી? આ વળી શી પંચાત? કયાં કોઇને માટે કાંઇ કરવું છે તે?' આવું કહેનારાઓને આપણે આટલું જ કહેવાનું રહે છે, 'ભાઇ? તમારી વાત ખરી છે, નિયમો લેવાના છે એ અવશ્ય પોતા માટે જ. એનાથી કેવળ જાતનું કલ્યાણ કરવાનો ઇરાદો તેને લેનારા પુણ્યવાનોનો હોય છે, પણ પોતાના હિતને કરનારી બાબતોમાં પરના એટલે અન્યનાં આલંબનની શું જરૂર નથી વારૂ? અન્યના આધાર વિના વ્યવહારમાં કઇ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તે બતાવશો કે?'

પૈસો પોતાના માટે પોતાને મેળવવો છે, છતાં તે સારુ કેટકેટલી બીજાઓની ગરજ રાખવી પડે છે. આ બધું શું કોઇથી છાનું છૂપું છે વારૂ? તો પોતાનાં જીવનની આચારો દ્વારા શુદ્ધિ પ્રાપ્ત કરવાને માટે, દેવ કે ગુરૂના આલંબનની કે સાક્ષિ ભાવની જરૂર કેમ ન હોઇ શકે? આપણાં મન એટલાં સ્થિર હજુ બની શકયાં નથી. આપણે હજુ બાલજીવો છીએ. હજુ આપણે બેશક સાધક જીવનમાં પગલીઓ પાડી રહ્યા છીએ. આપણો આરાધનાકાલ હજુ શરૂઆતમાં છે. અભ્યાસ કરનારા આપણે હજુ અભ્યાસકો છીએ. જગતના પૌદ્ગલિક પદાર્થો ક્ષણે ક્ષણે મનોવૃત્તિઓને ચંચળ, મલીન અને વિકારવશ બનાવવાને સદા સજ્જ છે, આવી સ્થિતિમાં મનને વશ રાખનાર અને નિગ્રહમાં આણનાર દેવ કે ગુરૂની સાક્ષિએ સ્વીકારેલી પ્રતિજ્ઞા છે.

લજ્જાળુ આત્માઓને આ રીતે પોતાના આચારોની શુદ્ધિને ટકાવી રાખનારા નિયમો કે અભિગ્રહો, એ તો મહામૂલી સંપત્તિ છે. અભિગ્રહ કે નિયમ લીધા વિના પોતાના આત્માને વ્રતોમાં સ્થિર રાખનારા કોકજ વિરલ મહાનુભાવો હશે કે જેઓનું મનોબલ અડગ તેમજ વિકારોને સંપૂર્ણપણે જીતી શકવાને સમર્થ છે.

આવા આત્માઓને માટે પણ રાજમાર્ગ તરીકે પ્રતિજ્ઞાનો સ્વીકાર કરવાનો આદેશ જ્ઞાનિપુરૂષોએ ફરમાવ્યો છે.

બાકી જેઓ નિયમ નહિ લેવામાં ડહાપણ માનીને પોતાની માનસિક નિર્બળતાને છૂપાવવાનું ગેરડહાપણ કરે છે, તેઓની અસ્થિરતા તેમજ તકસાધુવૃત્તિનું અવસરે પોત પ્રકાશી જાય છે. જ્યારે કસોટીનો કપરો અવસર આવે છે એટલે કે, જે વસ્તુના ત્યાગમાં પોતે માને છે, પણ તેની પ્રતિજ્ઞા લેવામાં પોતે પોતાના મનોબળની દઢતા પર મુસ્તાક રહેવાનો ખોટો દંભ ખેલે છે, અને આ રીતે નિયમ લેવામાં જાતની નિર્બળતા છે, એમ માને–મનાવે છે પણ જ્યારે તે અમુક વસ્તુ એવા વિપત્તિના અવસરે સામે આવી પડી હોય છે કે જે અવસરે એના સિવાય બીજું કાંઇ પોતાને માટે આધાર રૂપ નથી હોતું ત્યારે પોતાની જાતને સાચવવાની ખાતર ભીરૂહૈયાના આ લોકો તદ્દન લાચાર બનીને બચાવ કરવાને સ્હેજે ઉતાવળા થઇને બોલી ઉઠે છે કે,

'આપણે કયાં નિયમ હતો? આવો અવસર હોય ત્યારે આપણાથી બીજું શું બની શકે? આપણું મન થોડુંક પાપી છે? આપણે કેવળ અવસર જોઈને કરી લેવું પડે'—આ રીતે બાલીશ બચાવો કરીને તેઓ ધીરે ધીરે દરેક બાબતોમાંથી પ્રસંગ પામીને વારંવાર છટકી જાય છે. કારણ કે, નિયમ કે પ્રતિજ્ઞાના ઐચ્છિક બંધનોમાં આવવું એ આ લોકોની ચંચળ અને વિકારવશ બનેલી મનોવૃત્તિઓને બિલકુલ પાલવતું નથી. અને એના પર જય મેળવવાનું આત્મ-સામર્થ્ય હજુ એમણે કેળવ્યું કે મેળવ્યું નથી. એટલે આવી દશાવાળા વર્ગની સ્થિતિ યમ, નિયમ કે પચ્ચક્ખાણ જેવા આચાર શુદ્ધિના મૂળ પ્રાણરૂપ ધર્મની સાધનામાં ત્રિશંકુ જેવી હોય છે. આથી આવા સત્ત્વહીણા જડ કોટિમા આત્માઓ સાચે મહા-જ્ઞાનિપુરૂષોની દૃષ્ટિયે અતિશય અનુકંપાને પાત્ર હોય છે.

જેઓ નિયમભંગના પાપથી ડરીને કે પાપના ભયનો વહેમ રાખીને કોઈ દિવસ નિયમજ લેતાં નથી તેમજ નિયમ લેવાની વાતથી દૂરને દૂર રહેવામાં પોતાની જાતસલામતી માને છે કે માની રહ્યા છે, તેઓને કેટલુંક કહેવું હાલ આ અવસરે આવશ્યક થઈ પડશે કારણકે, વ્રત ભંગના ભયનું આજે જે દુષ્પરિણામ કેવળ નિયમ કે વ્રતની શૂન્યતામાંજ આવ્યું છે, તે અતિશય દુઃખદ છે. આથી જ આવા વાતાવરણને ચેપી રોગની જેમ ફેલાતું અટકાવવાને સારૂ લાલબત્તીરૂપે ચેતવણીનો સાદ આપવાની જરૂર ઊભી થઈ છે.

હકીકત એ છે કે, નિયમની પાલનામાં અડગતા હોવી ઘટે, તે સારૂ આત્મશ્રદ્ધા સામર્થ્ય કેળવવાની આવશ્યકતા છે. આ વગેરે સમજ આપવા માટે નિયમભંગના પાપો સમજાવી, તેનો ભય કેળવવાની હિતબુદ્ધિએ ઉપકારી મહાપુરૂષોએ ઉપદેશ આપ્યો છે. પણ 'નિયમોનો કે વ્રતોનો સ્વીકાર જીવનમાં ભૂષણરૂપ છે, તેમજ ધર્માત્માઓનો મુખ્ય આચારધર્મ છે' આ હિતકર વાત નિયમના ભંગમાં મહાપાપ છે,' આવું આવું બોલીને નિયમોથી આઘા રહેવામાં માનનારાઓએ કદી ભૂલવી જોઈએ નહિ.

બાકી 'આપણે તો ભાઈ નિયમ લેવાથી ડરીએ છીએ કારણ કે નિયમ ભાંગી જાય તો પાપ લાગે આલોયણા લેવી પડે!' આવું બોલનારાઓ કેવળ પોતાની જાતપરની અશ્રદ્ધા કે આત્મવિશ્વાસના અભાવે જ બચાવરૂપે જ આવું બોલે છે, અને તે પણ 'જીવનમાં અવિરતિનું મહાપાપ ઝેરી કીડાની જેમ આત્માને કોરી રહ્યું છે માટે વિરતિ જરૂરી છે' આ સીધી સાદી શાસ્ત્રીય સમજની અજ્ઞાનતાના કારણે જ, કેમ કે, અજ્ઞાન એ મહામોટું શલ્ય છે. ખરે જ આના જેવું કષ્ટ બીજું એકેય નથી.

કેટલીક વાર એવું બને છે, કે જેઓને વિરત કે સંયમી જીવનની

કશી કિંમત સમજાઇ નથી. જેઓ અવિરતિના પાપરસથી રંગાઈ ગયા છે, અને જેઓ ધર્મની કે ધર્મનાં નૈતિક બંધનોની બાબતોમાં તદ્દન ઢીલીપોચી—નબળી મનોદશા ધરાવવામાં જ ટેવાઈ ગયા છે, તેઓ જ પોતાની જાતના બચાવરૂપે ધાર્મિકતાના શુદ્ધ વાતાવરણને ડોળી નાખવાને માટે આવી આવી વાતો કરી રહ્યા છે.

એટલે નિયમ લેવાની વાત આવતાં તેના ભંગની કે પાપભયની વાક્ચતુરાઇના અટાપટા ખેલનારાઓને નિયમની જ પડી હોતી નથી, એવાઓને તો પોતાનાં જીવનની પાપરસિકતાને છૂપી રીતે આ બ્હાને પોષવી છે, તેમજ ધર્મી ગણાતાઓના વર્ગમાં પોતાનું સ્થાન સ્વાર્થત્યાગની કિંમત ચૂકવ્યા વિના આ લોકોને ટકાવી રાખવું છે. એટલે જ નિયમ લેવામાં પાપનો ડર તેઓ આગળ કરે છે, પણ નિયમ નહિ લેવાથી શાસ્ત્રે મહાપાપ બતાવ્યું છે તે મહત્ત્વની વાત તેઓ ઇરાદાપૂર્વક સફાઇથી ભૂલી રહ્યા છે.

જે શાસ્ત્રનાં વચનોને તેઓ નિયમ લેવામાં તેના ભંગનું પાપ બતાવી નિયમો કે વ્રતોની આડે ધરે છે, તે જ શાસ્ત્રના પારંગત મહાપુરૂષો ઉપદેશે છે કે 'નિયમોના સ્વીકારમાં જ આત્મકલ્યાણ છે, એક સમયની પણ અવિરતિ કલ્યાણની કામનાવાળાઓને ન જ હોવી ઘટે. પ્રતિજ્ઞા કે નિયમના સ્વીકાર વિના અનાદિકાલીન અવિરતિનું પાપ કદી ટળે નહિ. નિરતિચારપણે યથાવિધિ પાળવાના શુભ અધ્યવસાયથી નિર્દંભતાપૂર્વક શક્તિમુજબ ગુરૂસમક્ષ જેઓ વ્રતોને સ્વીકારે છે, તે સત્ત્વશીલ આત્માઓ છે, વ્રતનો સ્વીકાર કરનારા પાપભીરૂ તે આત્માઓ કદાચ વ્રતના પાલનની તીવ્ર અભિલાષા છતાં પ્રતિકૂળ સંયોગોમાં ચૂકે, કે ભૂલે. નિયમોમાં અવિધિ કે અતિચાર તેઓને લાગે તો પણ આ રીતે વ્રતના પાલનમાં દૃઢ નિશ્ચય રાખનારા તે આત્માઓ, અલ્પ પ્રાયશ્ચિત દ્વારા

વ્રતભંગના પાપભારથી સહેજે હળવા બને છે કારણ કે, 'कए लहुअं' અવિધિ કે અતિચાર સેવન હોવા છતાં પણ ધર્મ કરનાર લઘુ પ્રાયશ્ચિત્તને પામે છે, જ્યારે 'अकए गुरुअं'–ભંગ અતિચાર કે અવિધિના ડરથી ધર્મવ્રત કે નિયમો રૂપ વિરતિ વિનાના આત્માઓ ગુરૂ પ્રાયશ્ચિત્તની શિક્ષાને પાત્ર ઠરે છે.'

## નિત્ય નિયમોની નોંધ

### ૨

**આથી** ધર્મશીલ સમજુ આત્માઓએ જીવનને ઉજાળવા માટે જીવનવ્રત તરીકે ઓછામાં ઓછા આટલા નિયમોનું પાલન નિત્ય અવશ્ય કરવું જોઇએ. જે વિના ધર્મિતા કે જ્ઞાનિભાખી માનવતા પ્રાપ્ત થઈ શકતી નથી. પ્રત્યેક વિચારક મુમુક્ષુએ આત્મકલ્યાણની વૃત્તિથી, શ્રી વીતરાગપરમાત્મા પ્રરુપિત માર્ગની આરાધના માટે મન વાણી કે કાયાના યોગોને આ રીતે ધર્મશુદ્ધિ તેમજ વ્યવહાર શુદ્ધિના પાલન રુપ નિયમોમાં અવશ્ય જોડી દેવા જોઇએ. જે નિયમો દિશા સૂચન તરીકે ટુંકમાં આ મુજબ છેઃ—

૧. હંમેશા દેવ–જિનપૂજા, દેવદર્શન તેમજ ગુરૂવન્દન કરવું. સામગ્રીના અભાવે છબી આદિના દર્શન કરીને પણ આના મહત્ત્વને અખંડ જાળવવું.

૨. સવારે ઓછામાં ઓછું નવકારશીનું પચ્ચક્ખાણ અને સાંજે ચોવિહાર, તિવિહાર અથવા ઔષધ આદિના કારણે દુવિહાર, આથી ઓછું ન જ હોવું ઘટે.

૩. શ્રી વીતરાગ પરમાત્માની વાણી, ગુરૂમહારાજના મુખથી દરરોજ સાંભળવી, કદાચ વધુ સમય ન મળે તો ઉપાશ્રયે જઇ એક ઘડી (૨૪ મિનિટ) પૂ. સુવિહીત મુનિરાજની પાસે જઇ ધર્મકથા કરવી.

૪. બની શકે તો દરરોજ, નહિતર ઓછામાં ઓછા મહિનામાં ૨૫ સામાયિકો કરવા. તેમાં ધર્મનું વાંચન રાખવું. ધાર્મિક અભ્યાસ તેના રહસ્યાર્થની વિચારણા પૂર્વક કરવો તેમજ ધાર્મિક સૂત્રોનો સ્વાધ્યાય કરવો અને ધર્મધ્યાન રૂપ નવકારવાલી વગેરે મન, વાણી અને કાયાની એકાગ્રતા પૂર્વક ગણવાં.

૫. જુગાર, વેશ્યાગમન, મદિરા–દારૂ–તાડી વગેરે કેફી પીણા, શિકાર, પરસ્ત્રી ગમન, ઘર ફાડવા કે વિશ્વાસઘાત દ્વારા યા ભયંકર કોટિના લોક વિરૂદ્ધ રાજદ્રોહવાળા ચોરીનાં પાપો, માંસ, ઇંડા, વગેરે પરમાટીનો ખોરાક આ સાત મહાવ્યસનોને સર્વથા જીવન પર્યંત ત્યજી દેવા. જુગારમાં જો કે અનેક પ્રકારની માનસિક અસ્થિરતાના કારણરૂપ સટ્ટાના વહેપારો પણ ગણાય છે, જે આજના બજારોમાં આ વ્યાપાર પ્રતિષ્ઠિતોનો અને આબરૂદારનો વ્યાપાર ગણાય છે, છતાં પણ તેવા પ્રકારના વહેપારો મહાલોભનું નિમિત્ત બનીને જીવનમાં પરિગ્રહનો કે લાલસાનો અનિષ્ટ ચેપ ન લગાડી દે, તે પહેલાં સાવચેતીપૂર્વક ત્યજી દેવામાંજ સાચું ડહાપણ રહેલું છે.

૬ રોજના વપરાશની વસ્તુઓ અને જરૂરિયાતોની હંમેશા નોંધ રાખવી. પ્રમાણ જેમ બને તેમ મર્યાદાપૂર્વક સંકોચમાં રાખવું. સાંજ સવાર તેને યાદ કરી લેવું.

૭ આઠમ, ચૌદશ, સુદિ પાંચમ, આ રીતે માસિક પાંચતિથિએ ઉપવાસ, આયંબીલ કે એકાસણું ઓછામાં ઓછું કરવું, બીજી પાંચ તિથિઓમાં બેસણું અથવા છેવટે પોરશીનું પચ્ચક્ખાણ સવારે, તેમજ સાંજે ચોવિહારનું પચ્ચક્ખાણ કરવું.

૮ કંદમૂળ, (બટાટા, શકરીયા, ગાજર, આદુ, લસણ, મૂળા) વાસી અન્ન, કાચા દૂધ દહિં કે છાશ સાથે કઠોળ અનાજ. મેથીનાં તથા લીલાં બોળ અથાણાં વગેરેના ત્યાગ પૂર્વક આહાર શુદ્ધિ જાળવવી, કેમકે, ભોજનની કે ખાનપાનની શુદ્ધિથીજ વિચારોની, શરીર કે વચનની શુદ્ધિ મોટે ભાગે ટકી રહે છે. આથી બની શકે તો ઘર સિવાય બજારૂ કોઇ પણ વસ્તુ, ચહા, ભજીયા, નાસ્તો, સોડા, લૅમન વગેરે ખાવા પીવાનો વ્યવહાર જ ન રાખવો.

૯ ચહા, પાન, સોપારી વગેરે વ્યસનરૂપ ન બને તેની શરીરના ગંભીર રોગની જેમ કાળજી રાખવી. તેમજ બીડી, ચલમ, હુક્કો કે સીગારેટ વગેરે વ્યસનોની બદીઓને જીવનપર્યંત ત્યજી દેવી. શરૂઆતના નાના વ્યસનો કે નજીવી આદતો જતે દિવસે ભયંકર કોટિના દુર્વ્યસનો બની જાય છે. પરિણામે ધર્મ કે વ્યવહારની શુદ્ધિમાં સડો પેસી જાય છે. અર્થ અને કામપુરૂષાર્થ બગડે, એ તો એક મામુલી નુકશાન; પણ જીવનનું મહત્વ જેના યોગે છે એવો ધર્મ પુરૂષાર્થ તદ્દન વિણસી જાય છે, આ મોટું નુકશાન બેઠું છે. માટે કોઇ પણ પ્રકારે વ્યસનમાત્રનો શોખ ન જ હોવો ઘટે.

૧૦ મહિનામાં બે પર્વ દિવસોએ ખાસ નિવૃત્તિ મેળવીને, ધર્મ-ધ્યાનમાં રહેવા માટે, સમાધિમય જીવનની શાન્તિ પ્રાપ્ત કરવાને ધર્મ-સ્થાનમાં રહીને ચાર પ્રહર કે આઠ પ્રહર પૌષધમાં ગાળવા જોઇએ. તેવા પ્રકારના આત્મસામર્થ્યને કે મનોબળની અડગતાને કેળવ્યા સિવાય ઢીલા પોચા મનોબળવાળા આત્માઓ આ પ્રકારે નિવૃત્તિના રસને મેળવી શકતા નથી.

૧૧ શ્રી વીતરાગદેવ, ધર્મ તેમજ ધર્મસ્થાનો જેવાં કે, મંદિર, ઉપાશ્રય, જ્ઞાનશાળા, પાઠશાળા, અને સુવિહીત નિર્ગ્રન્થ સાધુ, સાધ્વી કે જે ગુરૂપદના શિરોધાર્ય સ્થાને છે, તેમજ સમાન ધર્મવાળા

સાધર્મિંભાઇઓ—આ ઉત્તમ અને ગંગામૈયા જેવાં પવિત્ર ધર્મક્ષેત્રો છે. આ ક્ષેત્રોની સેવા, ભક્તિ, પૂજા અર્ચા વગેરે દ્વારા પોતાની તન, મન અને ધનની સંપત્તિનો દરરોજ લાભ લેવો જોઇએ. કોઇ પણ પ્રકારનો શક્તિને ગોપવવારૂપ દંભ, આ સ્થાનોની ભક્તિમાં ન હોવો જોઇએ. આમ કરવામાં એટલે કે આ સ્થાનોની સેવા—ભક્તિમાં શક્તિ ગોપવવામાં આત્મવંચનાનું પાપ સેવાઈ જવાનો સંભવ છે. જેના પાપભારથી છૂટવું આત્માને માટે ઘણું દુષ્કર બને છે. આથી લક્ષ્મી કે ધન, ધાન્ય જેવી અધ્રુવ વસ્તુ-ઓની ખાતર આવા ઉત્તમ ધર્મક્ષેત્રોની ભક્તિના ધ્રુવ લાભથી વંચિત ન જ રહેવું ઘટે.

૧૨ નિરપરાધી ત્રસ જીવને મારવાની બુદ્ધિથી જાણી જોઇને નિરપેક્ષપણે મારવા નહિ. કૂતરાં બિલાડાં, વાંદરા, પોપટ વગેરે તિર્યંચોને પાળવાના નહિ. દયાબુદ્ધિયે કદાચ આશ્રિત તરીકે રાખવા પડે એ અપવાદ રૂપે. ગાડી, ટપ્પા આદિમાં જેટલી સવારી તે ઘોડા, બળદ ઉપાડી શકે અને એ હેરાન ન થાય તેટલી સવારી ઉપરાંત બેસવું નહિ. કુવા, તળાવ, કે નદીમાં નહાવા પડવું નહિ, પાણી અણગળ કદી વાપરવું નહિ. પાણીના ગોળા, ઘડા, વગેરે એંઠા કરવા નહિ. પીધેલું ઠામ કોરું કરીને રાખવું. વળી તે તે સ્થાનોને ચંદરવાથી ઢાંકવા જોઇએ. આમ કરવામાં જેમ ધાર્મિક દૃષ્ટિએ જીવરક્ષાનો હેતુ સમાયેલો છે તે રીતે વ્યવહારિક દૃષ્ટિએ આ વસ્તુ નિર્મળ સભ્યતા પૂર્વકની છે, સરળ સ્વચ્છ અને નિર્મળ મન વાણી અને કાયાની પ્રવૃત્તિ કે રીત રિવાજ હોવા એ ધર્માત્માઓનો શુદ્ધ વ્યવહાર છે.

૧૩ કોઈ આપત્તિમાં મૂકાય તેવા પ્રસંગે પાંચ કે પચીસની રકમના સ્વાર્થની ખાતર પણ જુઠું બોલવું નહિ. કોઇના પર વગર વિચાર્યે ગંભીર ગુનાનું આળ મૂકવું નહિ. ધર્મના કે દેવના સોગન કદી

ખાવાના નહિ. આવા-સોગનો ખાવાથી ધર્મ કે ધર્મના નાયક જેવા લોકોત્તર તારક સ્થાનો પ્રત્યેનો હૃદયનો બહુમાન ભાવ શિથિલ બને છે. તેમજ તેઓ પ્રત્યે અશ્રદ્ધા કે અરૂચિભાવ પેદા થાય તેવું વાતાવરણ જન્મે છે.

૧૪ સાક્ષાત્ કે પરંપરાયે આપણી જાત માલીકી જેમાં ન હોય તેવી વસ્તુને લેવાની વૃત્તિ કે પ્રવૃત્તિ કદી રાખવી નહિ. આ પ્રકારની પ્રવૃત્તિથી અનિતિ કે વિશ્વાસઘાતદ્વારા હુંશિયારી પૂર્વક સ્હામાના ભોળપણુનો ગેરલાભ લઇને જે કાંઇ મેળવવું એ પણ એક પ્રકારની ચોરી કહેવાય. ધાર્મિક દૃષ્ટિયે આ એક ગંભીર ગુન્હો ગણાય છે. ધર્મની સત્તાના શાસનનો ગુન્હો એ અતિશય જોખમ છે. કર્મસત્તા એની શિક્ષા કરે છે. શિક્ષા થવામાં કદાચ દેર-વિલંબ હોઇ શકે પણ અંધેર નથી એ નિઃશક છે.

ટપાલ રેલ્વે કે દાણની ચોરી કરવી એ પણ રાજ્યનો ગુન્હો ગણાય. રાજસત્તાની સામે તેના વહિવટને અંગે ગમે તેટલી ફરિયાદો ઉભી હોય, છતાં આ રીતે પોતાના બે-પાંચના લાભની ખાતર એના ગેરવહિવટના બ્હાને આવી છૂપી ચોરીઓ કરવામાં નૈતિક દૃષ્ટિએ પણ એક પ્રકારની હલકટ મનોદશા જ કહી શકાય. આમ કરવામાં ડહાપણુ કે વ્યવહારકુશળતાનો પણ સદંતર અભાવ જ ગણી શકાય. ગેરવહિવટની વાતો કેવળ બચાવ પૂરતી જ છે. પોતાના વ્યાપાર વ્યવસાય કે જીવનવ્યવહારોમાં, ધાર્મિક, નૈતિક કે સામાજિક દૃષ્ટિએ પોતે સ્હામાઓની સાથે કઇ રીતે વ્યવહાર કરે છે એ જોતે જોવાની પ્રાયઃ ફુરસદ નથી, તેમજ સામાની સાથે અનેક પ્રકારની લૂંટણનીતિ પોતાના સ્વાર્થ ખાતર આચરનાર આવા વ્યવહારમેલા માણસોને પોતાની આ ભુલોને સુધાર્યા પહેલાં રાજસત્તાની લૂંટણનીતિના નામે શબ્દોની ચાલબાજી રમવી એ તદ્દન અનિચ્છનીય છે.

વળી કોઈની પણ થાપણ ઓળવવી નહિ. તોલ માન માપાં જૂઠાં કે ફેરફાર કરવા નહિ. આપવા લેવાના વ્યવહારમાં સ્હામાને ઠગવાની બુદ્ધિથી અપ્રમાણિકતા કદી કરવી નહિ. પાપભીરૂતા પૂર્વક પ્રમાણિકતા તેમજ નીતિ ગુણને કેળવવો.

૧૫ બ્રહ્મચર્યનું પાલન કરવું, અથવા પોતાની પરણિત સ્ત્રી સિવાય અન્ય સઘળીયે સ્ત્રીઓ જેમ કે, વિધવા, વેશ્યા કે સધવા, યા કુમારિકા–પરસ્ત્રીને માતા કે બ્હેન સમાન સમજીને યોગ્ય અને મર્યાદા પૂર્વક વ્યવહાર રાખવો. માવજત કે સેવા શુશ્રૂષાના કારણ સિવાય પરસ્ત્રીનો સ્પર્શ પણ નહિ કરવો. આ એક મહત્ત્વની પણ ગંભીર જવાબદારી, સદાચારમય જીવનની પવિત્રતામાં માનનારને માટે ધાર્મિક દૃષ્ટિએ રહેલી છે. સભ્યતા, યુગપરિવર્તન કે જમાનાના નામે આ વસ્તુની સામે જે ચેડા કઢાય છે કે હસીને બ્રહ્મચર્યની રક્ષાના મૂળ પ્રાણભૂત આ વાતને માટે જે લખાય–બોલાય છે, તે ખરેજ અધઃપતનનું અંતિમ સિમાચિહ્ન છે.

વર્તમાનમાં જે અનાચારો વધતા પ્રમાણમાં પ્રસરી રહ્યા છે તેનું કારણ સંયમ, સદાચાર કે બ્રહ્મચર્યના પાલન માટેની શિથિલતા તેમજ તેની મર્યાદાની જાળવણી માટેની માનસિક નિર્બળતા છે. વળી અન્ય સ્ત્રીવર્ગ સાથે સહવાસમાં વારંવાર આવવું નહિ. ખાસ એકાન્ત પ્રસંગો પાડવા નહિ, લગ્નની જાનો વગેરેમાં સ્ત્રી કે પુરૂષોની સાથે ભોજન યા શય્યા કરવી નહિ. બિભત્સ ચિત્રો, નાચ ગાનના જલસાઓ વગેરે જોવા નહિ; શૃંગારિક કે સામાજિક નવલો વાંચવી નહિ. સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ, હસ્તમૈથુન કે કૃત્રિમ રીતે વીર્યક્ષય કદી કરવો નહિ. વિષય સેવનના અશુભ સંકલ્પો ઉઠે કે તરતજ મનને બીજી પ્રવૃત્તિઓમાં જોડી દેવું. પૂર્વકાલીન પવિત્ર મહાપુરૂષોનાં જીવનોની વિચારણા અથવા અન્ય વૈરાગ્ય અને શાન્ત રસના પોષક

ધાર્મિક સાહિત્યના વાંચન, મનન કે સ્વાધ્યાયપાઠ દ્વારા અશુભ વિકલ્પોની મથામણમાંથી મનને પાછું વાળી દેવું.

બ્રહ્મચર્ય ધર્મની પવિત્રતાને કે મહત્તાને માનનાર પ્રત્યેક ધર્માત્માએ મોંઘા માનવ જીવન દ્વારા દેવ દુર્લભ સંયમધર્મની જેમ બને તેમ સવિશેષ સેવા, ઉપાસના કે આરાધના અવશ્ય કરવી જોઇએ. આથી દરરોજ ન બને તો મહિનામાં ઓછામાં ઓછા બાર દિવસ; ધર્મિજીવનની સુંદરતા જેના યોગે ટકી રહી છે તે બ્રહ્મચર્યના પાલનને માટે દૃઢસંકલ્પ–અભિગ્રહ, પૂ૦ ગુરૂમહારાજશ્રીની પાસે યાવજ્જીવને માટે લેવો જોઇએ. તેમજ ૪૫ વર્ષની વયમાં દરેક પુરૂષોએ સંપૂર્ણ બ્રહ્મચર્ય સ્વીકારી લેવું જોઇએ.

વળી પૂર્વકાલીન અશુભના તીવ્ર ઉદયે વૈધવ્યને પામેલ વિધવા પુત્રી ઘરમાં હોય તો વડિલ તરીકે મા–બાપે યાવજ્જીવનને માટે બ્રહ્મચર્યમય સ્વીકારવું જોઇએ. જેથી તે પુત્રીને બ્રહ્મચર્યમય જીવનની પવિત્રતાનો બોધપાઠ સહેજે મળી શકે, આથી તેનો પોતાનો આત્મા ઐચ્છિક રીતે સંયમ અને તપધર્મના સંસ્કારોથી પવિત્ર રહે, તેમ જ જ્ઞાનિપુરૂષોએ ફરમાવેલ ધર્મની આરાધનામાં તેનું મન જોડાઈ જતાં સદા નિર્મળ રહે. પોતાના ઘરમાં સતાનો મોટી વયનાં હોય ઘરમાં બીજી પણ અનુકૂળતા હોય તો આથી પણ વહેલી વયમાં બ્રહ્મચર્યનો સ્વીકાર કરવો એ સમજુ તેમજ શાણા ગણાતા ધર્માત્માઓનો વડિલ તરીકે આચારધર્મ છે.

આના માટેની જેટલી ઉપેક્ષા થતી દેખાય છે, તેનાં માઠાં પરિણામો ઘરસંસારમાં આજે નજરે જોઇ શકાય છે. વિલાસભર્યું વાતાવરણ, સંતાનોની સંસ્કારહીન દશા, સદાચાર પ્રત્યેની છૂપી સૂગ, માનસિક નિર્બળતા, કાયાના સાચા બળનો અભાવ–આ અને આના જેવી વ્યવહારિક અશુદ્ધિઓનું વાતાવરણ ચોમેર ફેલાતું જાય છે

તેનું મૂળ કારણ સંયમ ધર્મ કે વિષય વૈરાગ્ય માટેનો ઉદાસીન-ભાવ રહેલો છે. આ વાતાવરણમાં ત્યારે જ પલટો આવે કે, જ્યારે જ્ઞાનિ ભાખ્યા સદાચાર પ્રત્યે તેમજ સદાચારરત સાધુ મહાપુરૂષોના પ્રત્યે હૃદયનો બહુમાનભાવ પેદા થાય. [ આ પેદા કરવા માટે જ અહિં ટુંકમાં આચારોની નોંધ માર્ગદર્શન આપવાના હેતુથી જ મૂકવામાં આવી છે. ]

૧૬ જરૂરિયાતો ઓછી કરીને, લાજ, શરમ કે દાક્ષિણ્યતાના ખોટા ખરચાઓ છોડી દઇને, આપણે પહોંચી વળીએ તેટલા પ્રમાણના ખરચાઓને નક્કિ કરીને પરિગ્રહનું પરિમાણ રાખવું, કે જેથી અનીતિ, વિશ્વાસઘાત કે ધર્મ ભૂલીને વહેપાર–વ્યવસાયો કરવાનો પ્રસંગ ન જ આવે. એટલે સૌએ પોતાના વાર્ષિક ખરચાઓની ઉચિત મર્યાદા બાંધી, પરિગ્રહનું પરિમાણ નક્કી કરી દેવું જોઇએ, લોભ કે લાલસારૂપ મહાપાપનાં અનિષ્ટોને સમજી જેમ બને તેમ જીવનને સંતોષના આનંદમાં જ મહાલનારૂં બનાવી દેવું જોઇએ. સ્વાધીનતા કે સ્વતંત્રતાનાં સુખની ઝાંખી પણ ત્યારે જ થશે કે જ્યારે મનથી પણ પરિગ્રહની મમતા કે મૂર્ચ્છા આઘી ખસશે, નહિતર જેમ જેમ પૈસો, પરિવાર કે માનપાન વધશે, લાભની પ્રાપ્તિ થશે તેમ અસંતોષ, અશાન્તિ, ઇર્ષ્યા અને વૈરવિરોધનાં વિષ, મૂર્ચ્છા–મમતાના ડંખને વધુ તીવ્ર બનાવશે. પરિણામે આત્મસમાધિ મરી જશે, આત્માનો ભાવપ્રાણ નિર્જીવ બનશે, પછી બાકી રહેશે શું ? જે હશે તે કેવળ મૃત્યુ પાછળના જલસાઓ જેવા ભપકાઓ ! જ્યારે તે અવસરે આત્મા પોતાનું સઘળું ગુમાવીને બેઠો હશે ?

માટે જ પરિગ્રહ–લોભનાં મહાપાપથી સર્વથા મુક્ત બનવાની તૈયારી સદા જાગૃત બનીને રાખી લેવી જોઇએ. વળી પરિગ્રહનાં પરિમાણ ઉપરાંત વ્યાપાર કરવો. નહિ, તો જ પરિગ્રહનું

પરિમાણ રાખ્યું તે કાર્યસાધક બને, બાકી એક બાજુ ઇરાદાપૂર્વક પરિમાણની મર્યાદાથી અધિકનો વ્યાપાર મૂર્છાવશ બનીને ચાલુ રાખવો જ્યારે બીજી બાજુ 'અધિક થશે તો ધર્માદા કરીશું!' આ ખોટો બચાવ જાતની આબરૂ જાળવવા ઢાલ રૂપે રાખવો આ વસ્તુ એક પ્રકારની બનાવટ બની જાય છે.

પરિગ્રહનું પરિમાણ કે નિયમમર્યાદા આત્માને પરિગ્રહમૂર્છાના કે લોભના ભયંકર પાપથી બચાવી લેવા માટે છે. જ્યારે આમ કરનારને માટે આ ધ્યેય ફળતું જ નથી, જતે દિવસે તે આત્મા અતિપરિગ્રહી અને મહા આરંભી બની જાય છે, છતાં એ પોતાની જાતને ધર્મી તરીકે ઓળખાવવા માટે, પરિમાણથી અધિક દ્રવ્યદ્વારા ધર્માદા કરવાને લલચાય છે, પણ આ ધર્માદા કરવાની વૃત્તિ પણ કયાં સુધી ટકશે? નિયમને કોઈ પણ રીતે આમ કરીને પણ પાળવો એ ભાવના પણ કેટલો કાળ ટકી રહેશે વારૂ? કેમકે મૂળ વિનાના વૃક્ષની શોભા કે સૌન્દર્ય વિહુણા શરીરનો ભપકો જેમ ક્ષણજીવી છે તે પ્રકારે મૂર્છાત્યાગના ધ્યેય વિનાનો પરિગ્રહપરિમાણનો સંકલ્પ કે નિયમ જતે દિવસે ભૂલાઇ જતાં તેના જીવનમાંથી અવશ્ય અદૃશ્ય થઇ જશે

માટે પરિગ્રહનાં પરિમાણને નિયત કરી લેનારા ધર્માત્માએ આટલું એની પૂંઠે ઉત્તરવ્રત તરીકે પાળવું જ રહ્યું કે—

(૧) પરિગ્રહના પ્રમાણ ઉપરાંત વ્યાપાર કરવો નહિ.

(૨) વ્યાપારમાં ધારવા કરતાં લાભ વધુ મળ્યો તો તે અભિગ્રહનો ભંગ ન થાય તે માટે તે અધિકનો ધર્મકાર્યમાં સદુપયોગ કરવો.

(૩) પણ પરિગ્રહના ધારેલ પ્રમાણમાં નામ વગેરે બદલીને આડું અવળું કરી મમતા–મૂર્છાના મહા પાપને સેવવું નહિ.

(૪) જીવદયા જાળવીને તૈયાર વસ્તુના વ્યાપારથી બની શકે તો આજીવિકા ચલાવવી.

(૫) લેણદેણનો વ્યવહાર ચોકખો રાખવો, અધિક વ્યાજ. સામાની મુશ્કેલ પરિસ્થિતિનો ગેરલાભ વગેરે દ્વારા લક્ષ્મી ભેગી કરવામાં વ્યવહારની અશુદ્ધિ રહેલી છે. પરંપરાયે ધર્મશુદ્ધિ ટકી શકતી નથી માટે તે પણ ત્યજી દેવું જોઇએ.

(૬) કોઇનાં આજીવિકાનાં અંતિમ સાધનો, ઉદર નિર્વાહની નિત્ય ઉપયોગી જરૂરિયાતો વગેરેને પડાવી તેના પેટ પર પાટુ મારી લેણું પતાવવું નહિ. બની શકે તો આવી દીનદશાવાળાને અનુકંપાથી થોડુંક શક્તિ મુજબ આપીને છૂટું થવું સારૂં, પણ લોભથી આવાઓની સાથે વ્યાપાર નહિ કરવો.

(૭) કોઇની પાસેથી કદાચ લેણું પતે એવું ન હોય તો તે લેણાવાળી રકમની મમતા ત્યજી તેને વોસિરાવી દેવામાં જ ધર્માત્માનું ડહાપણ રહેલું છે. પણ તેનો સદ્વ્યય થાય તેની અનુમોદના કરવી.

(૭) કોઇનાં નવારસીયાં, ઉચ્છેદીયાં કે સંતાપ ઉપજાવનારાં મેલાં ધન કે માલમીલક્તને રાખવાં નહિ કે જેથી બુદ્ધિ બગડવાનો યા ધર્મને હારી જવાનો પ્રસંગ ન આવે. કારણ કે, આવાં ધન–માલમિલકતને મેળવીને માલદાર બનેલાઓ પ્રાયઃ કરીને મતિભ્રષ્ટ બની, ધર્મવિમુખ થાય છે. પરિણામે જીવનની સાચી ધર્મમિલકતનો સર્વનાશ કરી આચાર પતિત જીવન જીવી દુર્ગતિમાં જાય છે. આ વસ્તુ નજરે પણ અનુભવાતી જોઇ શકાય છે. શાસ્ત્રકારોએ પણ આ દશાનો તેમજ તેના અન્તિમ કટુ પરિણામનો ખ્યાલ રાખીને આના ત્યાગ માટે ગૃહસ્થોને ઉપદેશ આપ્યો છે. વળી કદાચ આવા દ્રવ્યને લેવાનો ખાસ અવસર આવ્યો તો તેનાં જ નામથી તીર્થસ્થાનમાં જીર્ણોદ્ધાર આદિ દેવમંદિરના ધર્મકાર્યમાં તે દ્રવ્યનો સદુપયોગ કરવો જેથી તે ધર્મસ્થાનોના આલંબનને પામી અનેક પુણ્યવાન આત્માઓ ધર્મની પવિત્ર ક્રિયાઓ દ્વારા જીવનને સાધી શકશે.

(૮) ધર્મની શોભા, પ્રભાવના કે મહત્તા વધે, સમાજમાં ધર્મ વધુ સમૃદ્ધ બને–આ સારૂ એટલે કે, કેવળ આજ એક ઉમદા આશયથી ધર્મ-કુશલ સદ્ગૃહસ્થોએ સાર્વજનિક લોકોપયોગિકાર્યોમાં યથાશક્તિ ધનવ્યય કરવો. જેથી ધર્મ કે ધર્મગુરૂઓ માટે જનસમાજના ધર્મસન્મુખ ભદ્રિક જીવોને બહુમાન ભાવ ઉપજે. પરિણામે પરિચય થતાં ધર્મનાં તત્ત્વોની તે

લોકોને ઓળખ થાય. જે આ કાળમાં મોટામાં મોટો લાભ કહી શકાય. પણ આ સખાવતનાં સાર્વજનિક કાર્યો પોતાની બડાઇ, માનપાન કે લાગવગ વધારવાની મેલી વૃત્તિઓથી ન જ થવા ઘટે.

એકંદરે આ વ્રત–નિયમો જીવનની શુદ્ધિના અંગભૂત આવશ્યક આચારો છે. વ્યવહારની શુદ્ધિ દ્વારા ધર્મશુદ્ધિ માટે આ કે આના જેવા નિયમો માનવજીવનને પ્રાપ્ત કરનારા આત્માઓને માટે કરણીય કોટિના છે. સુંદર પ્રકારના આચારોથી જો જીવન વિકસેલું નહિ હોય, તેમજ વ્રત નિયમોની સૌરભથી જીવન સુવાસિત બની મહેકતું નહિ હોય તો તે માનવ જીવનની કિંમત શું હોઇ શકે ? સૌરભ કે વિકાસના સંસ્કારોથી રહિત અરણ્ય પુષ્પોની કિંમત કોઇએ આંકી છે વારૂ ? દેવવિહૂણાં મંદિરો શૂન્યવત્ બની કેવળ ભયંકર અટ્ટહાસ્ય કરતાં પોતાની સુંદરતાને ગુમાવી બેસે છે, તે રીતે પોતાનાં આચારોનાં સૌંદર્યથી લુંટાઇ ગયેલા પવિત્રતાવિહુણા આ માનવ પ્રાણિયો જન્મીને મરવાને માટે ફરી પાછા તૈયાર જ હોય છે ! ! જીવનનું સત્વ કે સર્વસ્વ, આથી જ સદાચાર તેમજ સંયમ છે. જેની સાધના ઉદારતા, સહિષ્ણુતા અને સમભાવથી થઇ શકે છે.

આ ચાર મહામૂલ્ય સાધન માર્ગની યથાશકિત સેવા ઉપાસના કરવા માટે મુમુક્ષ જીવોએ ઉપરોકત વ્રતનિયમોને હંમેશા આરાધવા જોઇએ. અપ્રમત્ત બની, મન, વાણી, અને કાયાનાં યોગોને અશુભ વૃત્તિ તેમજ પ્રવૃત્તિઓમાંથી રોકી આ ધર્મમાર્ગની સાધના પૂંઠે અવશ્ય જોડી દેવા જોઇએ. કલ્યાણનો આ પવિત્ર માર્ગ છે. શાન્તિ સુખ, કે આનંદની મોજ આની યથાવિધિ સેવા દ્વારા પ્રાપ્તવ્ય બને છે. આ અથવા આના જેવા સુંદર પ્રકારના વ્રત—નિયમોના પાલન સિવાય કદી કાલે કાંઇ પ્રાપ્ત થવાનું નથી. આચારશુદ્ધિ એજ વિચારોની શુદ્ધિને આણનારી છે. શ્રધ્ધાભાવ કે જે શ્રી સર્વજ્ઞ પરમાત્માએ પ્રરૂપેલ તત્વોનો રૂચિભાવ

આત્મામાં જાગૃત કરે છે તેને સ્થિર રાખનારા પ્રાયઃ આ વ્રત-નિયમો છે. આથી જ જ્ઞાન અને દર્શન ગુણને દીપાવનાર ચરિત્ર ગુણની મહત્તા વચનાતીત છે.

જ્યારે જ્ઞાનિમહાપુરૂષોની સેવાને મેળવનારા અજ્ઞાન આત્માઓ સંસાર સાગરના પારને પામી શકે છે પણ તે ક્રિયાદ્વારા યા આચાર ધર્મના આરાધના દ્વારા, પણ તે સિવાય એટલે કે ક્રિયાની પાલના વિના નહિ જ. આથી તેની પાલના અવશ્ય હોવી જ જોઇએ. એટલે ક્રિયા સંયમ કે આચાર વિના કદી નહિ ચાલી શકે. માટે આચાર શુદ્ધિના નિર્મળ જળ સિંચન દ્વારા વિચાર—જ્ઞાન શુદ્ધિરૂપ ધર્મવૃક્ષના મૂળીયાં વિકાસને મેળવી પ્રફુલ્લ બને છે તેમજ પાંગળે છે અને ક્રમશઃ થડ, શાખાઓ, પ્રશાખાઓથી સમૃદ્ધ તે ધર્મવૃક્ષ, પરમસુખનાં ધામરુપ મુકિતનાં અક્ષય-નિરાબાધ સુખરૂપ ફલને આપનાર બને છે.

# ગૃહસ્થનાં ધર્મ વ્રતો

## [ બાર વ્રતો તેમજ ચૌદ નિયમો ]

### ૧

અમૃત એ જીવનનું સંજીવિની તત્ત્વ છે, જ્યારે વિષ એ વિનાશ છે–' આ લોકવ્યવહાર સર્વને અનુભવ ગ્રાહ્ય છે, આ સત્યનો અપલાપ કરવાનું સાહસ કદી કોઇ બુદ્ધિમાન કરી શકે તેમ નથી. જ્યારે સર્વજ્ઞાની મહાપુરૂષોનો લોકોત્તર વ્યવહાર આ મુજબ સાર્વજનીન સત્યને પ્રરૂપે છે કે, 'ધર્મ' એ અમૃત છે. તેમ જ પાપ એ આત્માનું મૃત્યુ છે–' આ કારણે પાપમય જીવન ખરી રીતે મૃત્યુનો મહા અંધકાર છે, અનન્ત જન્મ મરણની પરંપરાની વૃદ્ધિનું મૂળ મન, વચન અને કાયાના આ પાપવ્યાપારો છે. જેનાં સાધનો મિથ્યાત્ત્વ, અવિરતિ, વિષય, કષાય અને પ્રમાદ–આ પાંચ આશ્રવો છે. આથી આ આશ્રવરૂપ પાપદ્વારોને રોકવાનો–ત્યજી દેવાનો સદુપદેશ મહાજ્ઞાનિ પુરુષોએ જગતના ભવ્ય જનસમાજને કલ્યાણના પરમાર્થપંથ તરિકે ફરમાવ્યો છે.

સંસારનાં સર્વત્યાગી નિર્ગ્રન્થ મહાપુરૂષો, જેઓ પાંચ મહાવ્રતો દ્વારા સાધુ–શ્રમણ જીવનમાં શ્રી સર્વજ્ઞ પરમાત્માએ ફરમાવેલા સર્વ પ્રકારનાં પાપોની વિરતિરુપ સર્વવિરતિમય ઉત્કૃષ્ટ ધર્મની આરાધના કરી રહ્યા છે, આ જગદ્વંદ્ય ત્યાગિ પુરૂષો આથી જ પાપ વ્યાપા-

રોને મન, વચન અને કાયાથી કરવા, કરાવવા અને અનુમોદવાની નિવૃત્તિ દ્વારા નિષ્પાપ જીવન જીવી રહ્યા છે. આથી આ નિર્ગ્રંન્થ મહાત્માઓ, રાગ-દ્વેષ, મોહ–મમતા, વિષય-કષાય વગેરે દ્વન્દ્વોનાં અનિષ્ટો ત્યજવાના કલ્યાણકર રાજમાર્ગે ગતિ કરી અનેક ભવ્યજીવોને શ્રી વીતરાગદેવ કથિત ધર્મવાણી દ્વારા સન્માર્ગનો સદ્દુપદેશ આપી નિજનાં જીવનને ઉજાળનારા ઉપકારી મહાપુરૂષો છે.

જ્યારે સર્વપ્રકારે સંસારસંગનો ત્યાગ નહિ કરી શકનારા ગૃહસ્થો, જેઓ આસક્તિના યોગે વિષય–કષાયની સર્વ રીતે ત્યાજ્યતા સ્વીકારવા છતાં ચારિત્ર મોહનોય કર્મની આધીનતાના કારણે દેશથી પાપોની વિરતિ કરનારા હોય છે. આ પ્રકારની સ્થિતિમાં રહેલા દેશવિરતિધર આત્માઓને બાર વ્રતરૂપ દેશવિરતિધર્મ આરાધ્યકોટિનો ગણાય છે. આ બારવ્રતોમાં પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો રહેલા છે. સર્વવિરતિ ધર્મમાં પાંચ મહાવ્રતો છે, અને દેશવિરતિધર્મમાં તે વ્રતો અણુ–સ્થૂલરૂપ છે. જ્યારે ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો આ પ્રકારે સાતવ્રતો, ઉપરોકત પાંચ અણુવ્રતોના રક્ષણ માટેના ઉત્તરવ્રતો છે.

આ બારવ્રતોને સ્વીકારનારા ગૃહસ્થ–શ્રાવકો, વ્રતોને અંગે નિયમ, ધ્યેય અને તેની સમજુતી આ પ્રકારે ક્રમશઃ રાખીને વ્રતોનું પાલન કરી શકે છે, જેની ટુંક રૂપરેખા અહીં મૂકી છે. *

૧ ‘ અપરાધી કે નિરપરાધી, સ્થૂલ કે સૂક્ષ્મ, ત્રાસ યા બાદર પ્રત્યેક પ્રાણિમાત્રનું મન, વચન કે કાયાથી મારે અહિત ન કરવું’ આ જ એક ધ્યેયને સ્વીકારીને આ પ્રકારે જીવનમાં યથાશક્તિ પ્રાણિનાશના કારણરુપ આરંભ–સમારંભોમાંથી નિવૃત્તિ મેળવી શકે છે. જેમ કે, પાણી ગળવામાં યતના રાખવી, પાણી વગેરેના ઠામ ઉઘાડા મૂકવા

*જીવનવ્રતમાંથી સૂચિત

નહિ, એંઠાં રાખવા નહિ, સડેલાં ધાન્ય કે લાકડાં વગેરે વાપરવા નહિ, કૂવા, તળાવ વગેરેમાં નહાવા માટે પડવું નહિ. ઘરમાં પાણીયારું, રસોડું વગેરે સ્થાને ચંદરવા રાખવા, વ્યાપાર આદિ મહારંભ વગેરેનાં કાર્યો ત્યજી દેવા, છતાં અસાવધતાથી કે અનિવાર્ય કારણે આરંભ, સમારંભો તેમજ ઔષધાદિ પ્રયોગોમાં હિંસા થઇ જાય તો તેની જયણા.

૨ ' પ્રિય, પથ્ય–હિતકારક અને નિરવદ્ય વચન સિવાય બીજા વચનો બોલવાં નહિ.' આ ધ્યેયપૂર્વક જીવનવ્યવહારમાં યત્ન કરતા ગૃહસ્થે સ્થૂલ મૃષાવાદના ત્યાગરુપ બીજા વ્રતનાં પાલનને માટે, કન્યા, નોકર, વગેરે સંબન્ધી; ઢોર તેમજ જમીન સંબન્ધી, વળી થાપણને ઓળવવા સંબંધી અને ખોટી સાક્ષી સંબન્ધી. આ પાંચ મોટાં જૂઠાં ત્યજી દેવા જોઇએ. કારણકે, આ જૂઠાણાં દ્વારા વૈર–વિરોધ અને અવિશ્વાસનાં મહાપાપો ઉપજે છે. આના યોગે બોલનાર આત્મા ઘણા ગાઢ કર્મોને બાંધી ભવાન્તરમાં દુર્ગતિમાં ભટકે છે. એટલે બની શકે તો ગૃહસ્થે દુષ્ટ વિવક્ષાથી જાણી જોઇને મોટું જૂઠું બોલવું નહિ. કદાચ અજાણપણાથી, પરાધીનતાથી કે આજીવિકાના કારણે આ વગેરેના યોગે જૂઠું બોલાઇ જાય તો તેની જયણા આ વ્રતમાં ગૃહસ્થને રહી શકે. પણ તે અનિવાર્ય કારણોમાં જ, નિયમભંગ થતાં તેના યોગે ધીઠ્ઠી મનોવૃત્તિ ન થઇ જાય આ વગેરે કારણોથી જયણા રાખવાનો હેતુ છે. આ વસ્તુ દરેક વ્રતોને અંગે સમજવી.

૩ ' પરની માલિકીવાળી કોઇપણ વસ્તુ સ્થૂલ કે સૂક્ષ્મ–તૃણ માત્ર જેવી પણ પૂછ્યા વિના ન જ લેવી, પૂછીને લેવી તે પણ આત્માના જ્ઞાનાદિગુણોની પ્રાપ્તિમાં સહાયક રુપે હોય તે જ.' આ ધ્યેયથી શ્રાવકસમાજને માટે ત્રીજા સ્થૂલ અદત્તાદાનવિરતિના વ્રતનું

આરાધન કરવાનું છે. આ માટે 'કોઇની પડેલી વસ્તુ લેવી નહિ, રાજ્ય ચોરી કરવી નહિ,—આ પ્રકારની મર્યાદા પૂર્વક નિયમો લેવા ગૃહસ્થ વર્ગને જરૂરી છે. કદાચ ધણી ના પાડે તેમ ન હોય, ધણીના મનને કશું દુઃખ થાય તેવું ન હોય, નિધાન વગેરે નીકળ્યું હોય આવા પ્રસંગોમાં તેમજ અજાણતાં કે પરંપરાથી, વ્યાવહારિક આજીવિકાદિ કારણોથી અદત્તભોગ થાય તેની જયણા તે રાખી શકે છે.

૪. ' આત્મા અને આત્માના જ્ઞાનાદિ ગુણો આજ મારું પોતાનું છે, આ સિવાય અન્ય સઘળું યે પર છે. પરનો ભોગવટો એ અના- ચાર છે, માટે સદાચારને જીવનવ્રત સ્વીકારનાર મારે માટે અનાચા- રોની સાધના ન હોવી જોઇએ. આથી રાગ તેમજ દ્વેષ, મોહ અને મમતાનાં અનન્યકારણ રૂપ દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબન્ધી અઢાર પ્રકારનાં મૈથુન–વિષયોપભોગ મારે ત્યાજ્ય હોવા જોઇએ–' આ ધ્યેયથી ગૃહસ્થો સ્થૂલ મૈથુન વિરમણ રુપ ચોથા વ્રતનું પાલન સ્વસ્ત્રી સિવાય અન્ય સઘંગી યે સ્ત્રીઓને માતા કે ભગિની તરિકે સ્વીકારવા દ્વારા કંરે છે. કારણ સિવાય, પરસ્ત્રીના સ્પર્શાદિક કે અંગોપાંગાદિનું અવલોકન આ વગેરે પણ ગૃહસ્થાવસ્થામાં પણ ધર્મની આરાધના કરનાર વ્રતધારિને વર્જ્ય હોવા જોઇએ. તેમ જ નવપ્રકારની બ્રહ્મચર્યની વાડ પણ તેને માટે પરસ્ત્રીને અંગે સાચવવાની રહે છે. આ વ્રતમાં સ્ત્રીવર્ગને માટે પોતાના પતિ સિવાય અન્ય પુરૂષોની અપેક્ષા યે આ સમજી લેવું. મન, વચનના અસંયમના કારણે, અસાવધાનતાથી કે અન્ય અનિ- વાર્ય કારણે આ વ્રતમાં ક્ષતિઓ કદાચ આવે તો તેની જયણા રાખવી હોય તો રાખી શકાય છે.

૫ 'પુદ્‌ગલમાત્રનો સંગ એ આત્માનો વિકાર છે, જડ શરીરાદિના સંસર્ગથી તે પરની મમતા આત્માને પોતાના સ્વભાવથી પતિત કરે

છે. પરના મમત્વભાવથી આત્મા, પોતાના પોતાપણાનું શરીરાદિને વેચાણુ કરીને ખુવાર થઇ બેઠો છે માટે કોઇપણ પ્રકારે મારે શરીર, ધન–ધાન્ય સ્વજનવર્ગ વગેરે પરપદાર્થોની મૂર્ચ્છા ટાળવી જોઇએ આથી તે પદાર્થોના સંસર્ગથી મારે સર્વથા મુક્ત બનવું જોઇએ–' આ એક ધ્યેયને માર્ગે પ્રગતિ કરવાની શુભભાવનાથી સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રતના પાલક ગૃહસ્થવર્ગે દરેક પ્રકારના પરિગ્રહનું, લોભના પાપથી દૂર રહી શકાય તે રીતે યોગ્ય મર્યાદાપૂર્વક પરિમાણ કરી લેવું જોઇએ. જેથી ક્રમશઃ સર્વપ્રકારના સંગથી રહિત બની શકાય. કદાચ અજાણપણાથી કે વ્યાપારાદિમાં ન ધારેલ લાભ મળી જવાથી મૂળ-વ્રતમાં ભંગ ન આવે તે કારણે આવા પ્રસંગોમાં ધ્યેયને અનુરુપ જયણા રાખવી હોય તો રાખી શકાય છે.

૬ 'ગૃહસ્થજીવન એવું છે કે તેમાં સહેજ પણ અસાવધાની કે પ્રમાદભાવ આવી જતાં અનેક પ્રકારના પાપબંધો આત્માને ભારે કરી નાખે છે, આ કારણે જેમ બને તેમ ગમનાગમન વગેરે ક્રિયાઓમાં પણ હું પાપબંધથી ન દંડાઉં એ રીતે મારૂં જીવન હોવું જોઇએ'– આ ધ્યેયપૂર્વક ગૃહસ્થપણામાં રહેલા વ્રતધારી શ્રાવકે આ છઠ્ઠા દિક્‌પરિમાણવ્રતમાં દશે દિશામાં પોતાના જવા આવવાનું યોગ્ય પરિણામ રાખવું જોઇએ. કદાચ નિરૂપાયે તાર ટપાલ છાપાં કે માણસો મારફત પરિમાણથી બહારના દેશોની સાથે સંદેશાની લેવડ દેવડ કરવી પડે તેમજ અકસ્માત વ્યાધિ કે પરવશતા ઇત્યાદિ કારણે જયણા રાખવાની જરૂર જણાયે તે રાખી શકાય છે.

૭ 'આત્મા શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છે, જડ વસ્તુઓ કે આધિભૌતિક પદાર્થોનો ભોગોપભોગ આ આત્માનો સ્વભાવ નથી પણ વિભાવ છે. પ્રકૃતિ નથી પણ વિકૃતિ' છે. આથી જેમ બને તેમ બાહ્ય પુદ્‌ગલોના ભોગ કે ઉપભોગનો ત્યાગ મારે આત્માના મૂળ સ્વભાવની પ્રાપ્તિ

માટે કરવો જોઇએ.' આ ધ્યેયથી વ્રતધારી મુમુક્ષુઓએ ભોગ્ય અને ઉપભોગ્ય એટલે ખાવા પીવાના તેમજ પહેરવા ઓઢવાના પદાર્થોનું યોગ્ય પરિમાણ યાવજ્જીવને માટે સ્થૂલરીતે અને દરોજને માટે ચૌદ; નિયમો ધારવા, અભક્ષ્ય અનંતકાયનો ત્યાગ, ભક્ષ્ય કે પેય પદાર્થોમાં પરમિતતા ૧૫ કર્માદાનોનો ત્યાગ વગેરે દ્વારા પાલન કરવું જોઇએ. આમાં શરીરની પરાધિનતા, અજાણપણું કે ઔષધાદિના કારણે જયણા રાખી શકાય છે, જેથી વ્રતભંગ થવાનો પ્રસંગ ન આવે.

૮ 'અનાદિ કાલીન પ્રમાદના અભ્યાસથી આત્મા વારંવાર વિષય કષાય કે વિકથા ઇત્યાદિ પ્રમાદોના યોગે ભયંકર પાપને બાંધી અપાર સંસાર સાગરમાં નિરર્થક અટવાઇ રહ્યો છે પરિણામે રૌદ્ર દુ:ખો-ની પરંપરાથી પીડાઇ રહ્યો છે. અને પરાધીનતાની વેદનાથી સંતપ્ત બની ગયો છે.' આ કારણે મારે આ સંસારના ભ્રમણ-ને ટાળવા માટે વિકથા વગેરે પ્રમાદોને સર્વથા ત્યજી દેવા જોઇએ. પણ કદાચ સંસારમાં પરવશતાથી રહેલા મારે માટે આજીવકાદિ કારણોને અંગે મન વાણી કે કાયા દ્વારા પાપના બંધથી બંધાવવું પડે તે અનિવાર્ય છે, પણ નિર-ર્થક રીતે વિષય કે કષાયની ખોટી આધીનતા તેમજ વિકથા વગેરે દ્વારા કે અશુભ-દુષ્ટ સંકલ્પ-વિકલ્પો કરીને હું ન બંધાઉં' આ ધ્યેય-પૂર્વક ગૃહસ્થોને આઠમું અનર્થ દંડ વિરમણ નામનું વ્રત સ્વીકારવાનું હોય છે. આમાં સાત મહાવ્યસનોનો ત્યાગ, નાટક, ચેટક, સીનેમા વગેરે નહિ જોવા, શોખની ખાતર મેના, પોપટ વગેરે તિર્ય-ચોને નહિ પાળવા, શસ્ત્રો તલવાર, બંદૂક, વગેરે બની શકે તો ઘરમાં નહિ રાખવા, રાખવાની જરૂર લાગે તો વ્યવસ્થિત રીતે એકાન્ત સ્થાનમાં રાખી મૂકવા, ચપ્પુ, કાતર કે સૂડી ઇત્યાદિ ઘરમાં જ્યાં ત્યાં રખડતા નહિ મૂકવા, વધારે પડતી નિદ્રા, રાજકથા ઇત્યાદિ

કથાઓમાં રસિકતા, કે જેના પરિણામે અનેક પ્રકારના ઘોર હિંસાજન્ય આરંભ–સમારંભોની વાચિક કે માનસિક પ્રશંસા થવાનો પ્રસંગ આવે; આ સઘળું ત્યજી દેવું જોઇએ તેમ જ ખોટી દાક્ષિણ્યતા કે શરમથી પાપરૂપ ઉપદેશો, પ્રેરણાઓ કે શિખામણો આપવી જોઇએ નહિ.

આમ ઉપદેશ આપવામાં ઉપકારિ મહાપુરૂષોનો એજ એક હૃદયનો શુભાશય રહેલો છે કે, 'માનવભવ જેવાં દેવદુર્લભ જીવનને પામીને ધર્મશીલ ગૃહસ્થો. ઉદારતા અને કરૂણા ભાવથી વાસિત બનવા જોઇએ. ઉદારતાની મીઠી લહેરોમાં માણનારા ધર્માત્માને કદિ કાલે કેવળ માનવોના જ લૌકિક હિતની ભાવનાથી પ્રેરાઇ અન્ય નિર્દોષ, અનપરાધી બિચારા અજ્ઞાન જીવોની હિંસાનું પાપ નિરર્થક ન લાગી જાય' માટે જ દુષ્ટ ધ્યાન, રાજકથાદિ વિકથાઓ, ખોટી દાક્ષિણ્યતા ઇત્યાદિથી અન્યોને કેવળ લૌકિક–પૌદ્ગલિક જડ પદાર્થોની રાગ–દ્વેષની વૃદ્ધિજનક ક્રિયાઓમાં પ્રેરણા કરવી, આ વગેરે અનર્થદંડનો ત્યાગ કરવાનો માર્ગ તેઓશ્રીએ પરમ કરૂણાવૃત્તિથી પ્રેરાઇને જગતને ઉપદેશ્યો છે, આમાં જ સાચી ઉદારતા કે દયાર્દ્રતા રહેલી છે. જ્યારે એક બે કે અનેક માનવોના કેવળ દુન્યવી સ્વાર્થની લાગણીજન્ય વિવિશતાથી દોરાઇ, સંખ્યેય નહિ પરંતુ અસંખ્યેય કે અનંતા જીવોના નાશની પ્રવૃત્તિઓમાં માનવોને જોડવામાં કે શક્તિ હોવા છતાં તેમાંથી નિવૃત્ત નહિ બનાવવામાં સંકુચિતતા, સ્વાર્થજડતા કે નિર્દયતા જ રહેલી છે.

૯ 'રાગ અને દ્વેષ, કે જે સંસારદુઃખની જડ છે, જેનાથી જન્મ, મરણ, આધિ વ્યાધિ કે ઉપાધિનાં મહાદુઃખો જન્મી ચૂક્યા છે. હજુ જીવી રહ્યા છે, અને જેની અસ્તિતાના જ કેવળ એક આલંબનથી જીવશે. તે, રાગ-દ્વેષના ગાઢ વમળમાંથી આત્માને મુક્ત બનાવવા માટે મમતાના ત્યાગ દ્વારા સમભાવદશાની પરિણતિથી જીવનને સુવાસિત રાખવું ખૂબ જરૂરી છે આથી ધાર્મએ ગૃહસ્થ-

૧૫

પણામાં રહેવા છતાં આ સમતા, કે જે આત્માની સ્વભાવસ્થિતિ કે આત્મશાન્તિની સાચી પ્રેરણાદાત્રી છે, તેની સાધના માટે દિવસની ૬૦ ઘડિઓમાંથી, ૨૪ કલાકોમાંથી વધારે કદાચ ન બની શકે તો બે ઘડિ એટલે ૪૮ મીનીટના કાલમાં મન, વાણી કે કાયાની અશુભ પ્રવૃત્તિઓના નિરોધ દ્વારા શુભપ્રવૃત્તિઓ આચરવી.' સમતાની પ્રાપ્તિ માટેનો આ અભ્યાસકાલ છે. આ નવમું સામાયિકવ્રત નામે ઓળખાતું શિક્ષાવ્રત કહેવાય છે.

સામાયિકમાં સમભાવથી ભાવિતદશાને કેળવવાને માટે સામાયિકના પૂર્વ અને ઉત્તરકાલમાં પણ ધર્મશીલ ગૃહસ્થોએ અવશ્ય પોતાની જુવાબદારી સમજી પાંચ ઇન્દ્રિયોના વિષયોની કે ક્રોધાદિપાપોની પ્રવૃત્તિથી દૂર દૂર રહેવાને કેળવાઇ જવું જોઇએ. તો જ સામાયિકવ્રતની સાચી સફળતા છે, અને તો જ એ સમતાભાવની પ્રાપ્તિ માટેના અભ્યાસનું પરિણામ સુખદ બની શકવું સંભવિત છે. કદાચ શરીરની અસમાધિ કે અનિવાર્યસંયોગો આવે તો આમાં જયણા રાખી શકાય છે.

૧૦ યાવજ્જીવને માટે જે જે વ્રતો, નિયમો કે અભિગ્રહો સ્થૂલ રીતે કોઇપણ પ્રકારની કસોટીનો કે આત્માના સત્ત્વની યા સામર્થ્યની– પરીક્ષાનો કાલ ન આવે આ રીતે લીધેલા હોય તેને અમુક દિવસોમાં, સંક્ષેપથી અને આત્મસામર્થ્યની કે ધર્મિતાની ખીલવણીના એક ઉદ્દેશથી ટુંકમાં કરવાને માટે મહાજ્ઞાનિ પુરૂષોએ, દશમું દેશાવકાશિકવ્રત નામનું બીજું ગુણવ્રત ગૃહસ્થોના ધર્મવ્રત તરીકે ઉપદેશ્યું છે. આ વ્રતના આરાધકોએ તે તે દિવસોમાં–વર્ષ દરમ્યાન અમુક પર્વદિવસોમાં ભોગ, ઉપભોગ તેમ જ સંસાર વ્યવહારની પ્રવૃત્તિઓ; અને ગમન–આગમન વગેરેની દિશાઓ; ઇત્યાદિનું મર્યાદાપુર્વક પરિમાણ રાખીને સ્વાધ્યાય ધ્યાનમાં આત્માના યોગોને જોડી દેવામાં તત્પર

બનવું જોઈએ. આમાં કારણુસર ધારેલ ક્ષેત્રની બહાર મોકલવું, મંગાવવું વગેરે તેમ જ અસાવધાનતા ઇત્યાદિની યતના રાખી શકાય છે.

૧૧ સર્વવિરતિ ધર્મની આરાધના સિવાય રત્નત્રયી–દર્શન જ્ઞાન ચારિત્રરૂપ મોક્ષ માર્ગની કલ્યાણકર આરાધના થઇ શકે તેમ નથી. તે વિના આત્મા, કદી સ્વાધીનતાનાં સુખને પ્રાપ્ત કરી શકે નહિ. પણ ગૃહસ્થજીવનમાં સર્વ પ્રકારે આ ધર્મની આરાધના નિરંતર થવી શક્ય નથી, માટે પર્વ દિવસો દરમ્યાન આ ધર્મના નમુના રૂપ આહાર, શરીર સત્કાર, વ્યાપાર–વ્યવસાયના આરંભો, તેમજ અબ્રહ્મ ઉપરોક્ત આ ચારના ત્યાગ દ્વારા આત્માના સ્વભાવ-ધર્મનું પોષણ કરવું જોઇએ. આ માટે અગીઆરમું પૌષધોપવાસવ્રત નામે ત્રીજું ગુણવ્રત, ગૃહસ્થોને આરાધ્ય કોટિનું ગણાય છે. આની આરાધના કરનારાઓએ પર્વદિવસોમાં ધર્મસ્થાનોમાં જઇને પૂ. ગુરુ-મહારાજ આદિ વડિલ પુરૂષોનાં સાન્નિધ્યમાં પૌષધ ગ્રહણ કરવો જોઇએ.

સામાન્ય રીતે ધર્મસ્થાનોનું વાતાવરણ, શાંન્ત, સુંદર નિર્મળ અને પવિત્રતાની હવાથી ભરેલું હોય છે, જેથી ત્યાં રહીને ધર્મ-પ્રવૃત્તિ કરનારા આત્માઓની વૃત્તિ સ્થિર અને સ્વસ્થ સહેજે બની રહે છે, આજ એક ધર્મસ્થાનોનો મહાન ઉપકાર છે. દુઃષમ કાલના પ્રાય: ધર્મ વિમુખ વાતાવરણમાં ધર્મભાવનાના ટકાવ માટે ઉપાશ્રય કે મંદિરો જેવા એકાન્ત અને શાન્ત ધર્મસ્થાનો સાચે પરમ આલં-બનરૂપ છે. જો કે ધર્મસ્થાનોનાં આ પ્રકારનાં મહત્વને દૂષિત કરનારાં કેટલાંક અનિષ્ટ તત્ત્વો પગ પેસારો કરતાં જાય છે, તેના વેગને રોકવા માટે સહૃદય ધર્માત્માઓએ ગંભીરતા પૂર્વક ઘટિત ઉપાયો લેવા આવશ્યક છે, જેથી ધર્મસ્થાનોની પવિત્રતા ન જોખમાય. પણ આથી ધર્મસ્થાનોને માટે તેનાં મહત્ત્વનું કે જવાબદારીનું ગૌરવ ઘટે તેવું બોલવું કે લખવું વિચારક અને સભ્ય ગણાતાઓ માટે ઇચ્છનીય નથી.

૧૨ પૂર્વકાલીન મહાપુણ્યના યોગે પ્રાપ્ત થતી સામગ્રીઓના મોહનીયની પરવશતાથી ભોગ કરવાનો પ્રસંગ આવ્યો, પણ તેવા પ્રસંગે તેનો જાતને માટે ઉપયોગ કરતાં પહેલા ખૂબ સાવધાનતાથી તે તે સામગ્રીઓ દ્વારા સદુપયોગ કરવાની ભાવના અખંડ રહેવી જોઇએ તો જ તે જાત માટેનો ઉપયોગ પણ માનવ તરીકે કે ધર્મશીલ સદ્‌ગૃહસ્થ તરીકે તેને છાજતો ગણી શકાય. તેમજ સુપાત્ર ગણાતા ધર્મપૂનીત ઉત્તમ મહાપુરૂષોની ધર્મસાધનામાં સહાયરુપ થતી સાધન સામગ્રીથી જ તે સાધન–સંપન્ન સુખી ગૃહસ્થ વર્ગના પુણ્યાનુબંધી પુણ્યની પ્રતીતિ થઇ શકે છે.

આ સિવાય પોતાનાં પેટ, પટારા કે સ્વજન વર્ગ ઇત્યાદિનાં પાલન–પોષણ કરવામાં જ પોતાનાં સાધનોનો ઉપયોગ કરવામાં પ્રયત્નશીલ બન્યા રહેવું તે, કેવળ ઉદરંભરિતા જ કહેવાય. જે પાપાનુબંધી પુણ્યના ઉદયને વ્યક્ત કરનારી મનોદશા કહી શકાય. આવા આત્માએ પોતાને મળેલી સામગ્રીઓની સાચી માલીકી ભોગવી શકતા નથી. એટલે તે સામગ્રીઓને જ આધીન બની મોહમૂઢતાના કારણે વિવેકશૂન્ય જીવન પૂર્ણ કરી અંતે તે સાધનસંપન્ન ગણાતા આત્માએ અધોગતિમાં ચાલ્યા જાય છે. આથી મળેલી દરેકે દરેક સુસામગ્રીઓનો સદુપયોગ કરવામાં જ ધર્માત્માઓનું સાચું ડહાપણ રહેલું છે. આ સદુપયોગ ધન, ધાન્ય, વસ્ત્રપાત્ર વગેરે દ્વારા પૂજ્ય નિર્ગ્રન્થ ત્યાગિ મહાત્માઓ; કે જે ધર્મમય જીવન જીવીને તેમજ તે દ્વારા જગતનું કલ્યાણ સાધવાની ભાવના રાખે છે. અને જેઓ દરેક રીતે નિર્દોષ જીવન વ્યતીત કરવામાં જ પોતાનો આચારધર્મ સમજે છે, તે પુણ્યપુરૂષોની ભક્તિ કરવી, તેમજ સાધર્મિક ભાઇઓની કોઇપણ પ્રકારના ભેદભાવ વિના કેવળ ધર્મ સંબંધથી પોતાને પ્રાપ્ત સામગ્રીઓથી તેઓની સેવા કરવી, તેઓને ધર્મની

આરાધનામાં સહાયક બનવું આ પણ બારમા અતિથિ સંવિભાગ વ્રતનો મૂળ ઉદ્દેશ છે.

આ માટે વ્રતધારી ધર્માત્માએ દાન દેવાનો, સાધુ મહારાજની ભક્તિ કરવાનો, સાધર્મિક બંધુઓનું વાત્સલ્ય કરવાનો અભિગ્રહ રાખવો જોઇએ. તેમજ ખાસ કરીને પૌષધ આદિ ધર્મક્રિયા કર્યા બાદ, બીજે દિવસે પારણું કરતાં પહેલાં ઉપરોક્ત સુપાત્રોની–ભક્તિ કરવાનો નિયમ રાખવો જરૂરી છે. જેથી અનાદિની પરિગ્રહ સંજ્ઞાની વજ્રશી દુર્ભેદ્ય કિલ્લેબંધીમાં આ દાનધર્મની આરાધના દ્વારા ભયંકર બોમ્બમારાથી ગાબડું પડતાં મોહની હું અને મારાપણાની મોટી સેનાનું બલ ઓછું થવા પામે છે. 'લેવું–ભેગું કરવું' વગેરે દુર્ભાવના નષ્ટ થતાં, 'ત્યજવું, આપવું, સદુપયોગ કરવો–' આ સુંદર, પવિત્ર અને સંસ્કારી ભાવનાનું વાતાવરણ આથી જન્મે છે.

ઉપરોક્ત બારવ્રતો કે જે ગૃહસ્થનાં ધર્મવ્રતો ગણાય છે, તેની આરાધાન માટે મુમુક્ષુ ગૃહસ્થે ખૂબ સાવધાન રહેવું જોઇએ. જો કે વ્રતોમાં અનાચાર ન લાગે ત્યાં સુધી વ્રતભંગ થતો નથી છતાં અતિચારાદિ દોષો પ્રત્યે બેદરકાર ન રહેવું જોઇએ, છતાં અતિચારદિ દોષો લાગી જાય તો તેનાથી શુદ્ધિ મેળવી લેવાને, નિયમ લેતાં પહેલાં અમુક તપ, જપ કે વ્રતને દંડ તરીકે કરવાનો સંકલ્પ કરી લેવો જોઇએ. જેથી વ્રતભંગ થવાનું નિમિત્ત પ્રાપ્ત ન થાય.

જીવનની ધર્મિતાને ઉજાળનારા આ વ્રત–નિયમોના પાલન માટે, ધર્મશીલ ગૃહસ્થોએ સર્વ પ્રથમ પાપભીરૂતા ગુણ કેળવવો જરૂરી છે. સર્વ પ્રકારના વ્રતો, ગુણો કે સંસ્કારોની ઉગમભુમિ આ ગુણ છે. આ આવે એટલે સંતોષ, સંયમ તેમજ ઉપયોગ–અપ્રમાદભાવ વગેરે ગુણોને આવતાં વાર નજ લાગે. કારણ કે આ બધા ગુણો ગૃહસ્થ જીવનમાં સુંદર પ્રકારની ધર્મ શુદ્ધિના આદિ પ્રેરકબલો છે.

ધર્માત્માઓએ પોતાની જવાબદારી, પોતાનું ધર્મિપણું કે પ્રતિષ્ઠિતપણું સમજી આ વ્રતધારી જીવનને સહેજ પણ દૂષિત કે કલંકિત બનાવે તે પ્રકારનાં વાતાવરણથી કે સંસર્ગથી દૂર રહી શુદ્ધ, નિર્દોષ અને સાત્ત્વિક જીવન જીવવાને માટે યથાશક્તિ પ્રયત્નશીલ બન્યા રહેવું. તેમજ આ માટે ઉત્તમ આલંબનરુપ જિનમંદિર, ઉપાશ્રય જેવા ધર્મસ્થાનોમાં પવિત્ર ક્રિયાઓ દ્વારા ધર્મની કરણીઓ, સ્વાધ્યાય, આત્મગવેષણા વગેરે કરવામાં સદા જાગૃતિ રાખવી જોઇએ. આ દ્વારા ગૃહસ્થો પોતાની શક્તિ મુજબ સર્વજ્ઞ પરમાત્મા પ્રરૂપિત કલ્યાણ માર્ગે પ્રગતિ કરતા ક્રમશઃ શાશ્વત સુખનાં ધામમાં સદા આનંદનારા બને છે.

૨

હિંસા, જૂઠ, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહ–મૂર્ચ્છાનાં મહાપાપોની અગ્નિજ્વાળથી જગત ચોમેર સળગી ઊઠયું છે. અવિરતિ તેમજ મિથ્યાત્ત્વનાં ઘેન આત્માને મૂઢ બનાવી પાપના માર્ગ તરફ બળાત્કારે ખેંચી રહ્યા છે. વળી પ્રમાદ, વિષય અને કષાયરૂપ સાથીદારો આ બન્ને અવિરતિ તેમજ મિથ્યાત્ત્વરૂપ ચિરપરિચિતોને પોતાના કરીને આત્માના ગુણો પર હલ્લો લઇ જાય છે. ઉપરોક્ત પાંચેય રિપુજનો કે જે આત્માની અનન્ત શક્તિ, ગુણસમૃદ્ધિ કે શાશ્વત સિદ્ધિઓનો સર્વનાશ કરવાનો જ અનાદિ વ્યવસાય લઇને બેઠા છે. તે ભાવ-શત્રુ સમુદાયની આ અશુભ તેમજ નાશકારક પ્રવૃત્તિઓને રોકવાને માટે ધર્મશાસને પોતાની સત્તાના સિંહાસનોને અટળ અને અચલ રાખ્યાં છે, તેમજ પોતાંના રણશૂરઃ અને સત્ત્વશીલ સૈનિકોને શસ્ત્ર-સજ્જ બનાવી તૈયાર રાખ્યા છે.

વિરતિ નામનો શૂરો સેનાધિપ આ માટે ધર્મરાજાની સઘળી યુદ્ધવ્યવસ્થાનું સંચાલન કરે છે. સઘળાયે પાપો, પ્રમાદો કે વિષય કષાયો દ્વારા મનવાણી તેમજ કાયાના અશુભયોગો—આ વગેરે શત્રુ-સૈન્યના મોરચાઓને દાબી દઇ, આત્માને સ્વાધીનતાના સ્વદેશમાર્ગે કૂચ કરાવવામાં આ સૈન્યનાયક પોતાની સઘળીયે શક્તિઓ ધર્મનામના પોતાના માલિકની કેવળ વફાદારીના પાલનની ખાતર ખરચી રહ્યો છે. આ સૈન્યનાયક ખૂબ જ ઉદાર, ભલા મનનો તેમજ આશ્રિતો પ્રત્યેની અનહદ કરુણાદષ્ટિવાળો છે. આથી એના આશ્રયે આવનાર કોઇનું પણ તે રક્ષણ કરવાને અને તેની સિદ્ધિઓની સાધનાને પાર કરવાને, તે હદ ઉપરાંત કાળજી રાખે છે, પણ તે માટેની શરતો કડક છે, કારણ કે તે શિસ્ત પાલનનો ચુસ્ત હિમાયતી છે. વફાદારીમાં આ સેનાધિપતિ માનનારો છે, એની પાસેથી રક્ષણ કે સેવા માંગનારા—મેળવનારાઓને તે સેવા આપે છે પણ તેનો આ આદેશ છે કે,

'મન, વચન અને કાયાથી સર્વ પ્રકારના પાપના સ્થાનોને ત્રિકાલ યોગે ત્યજી દઇ, ત્રણેય કાલની અવિરતિ—અસંયતસ્થિતિનું યોગ્ય નિયંત્રણ કરી મારી કિલ્લેબંધીમાં જો આવશો ! તો તમારૂં સર્વ રીતે રક્ષણ થઇ શકશે, તમારા ભૂતકાળને સુધારીને વર્તમાનમાં તમને સાવદ્યરહિત નિર્મળ પ્રભુમાર્ગની આરાધનામાં સહાય મળશે, તેમજ ભાવિ કાલમાં રત્નત્રયની આરાધના સાધવામાં કલ્યાણકરમાર્ગની પ્રાપ્તિ દ્વારા શાશ્વત સુખના પરમધામ મુક્તિને તમો પ્રાપ્ત કરી શકશો !'

જે આત્માઓ આ રીતે વિરતિ નામના ધર્મરાજાના સેનાધિપની આજ્ઞાનો અમલ કરવાને માટે ઉપરોક્ત પાપોનો સર્વથા ત્યાગ કરવા પૂર્વક સર્વ વિરતિધર્મને સ્વીકારવાને સામર્થ્ય કેળવી શકયા નથી; તેઓ પણ

જો પોતાના નિત્ય જીવનમાં સંરંભ, સમારંભ કે આરંભ ( હિંસા આદિ પાપોના સંકલ્પ તે સરંભ કહેવાય. તે દ્વારા જીવોને ત્રાસ આપવાની ક્રિયા તે સમારંભ તેમજ જે પાપયોગોથી અન્ય જીવોનો નાશ થાય તે આરંભ થાય.) દ્વારા થતી પાપોની પ્રવૃત્તિઓથી દેશતઃ મર્યાદાપૂર્વક વિરતિમય જીવન વ્યતીત કરવાને તૈયાર રહે છે. તેઓને પણ તેના ઉદાર આશ્રય તળે રક્ષણ મળી રહે છે. પણ તે આત્માઓએ દેશવિરતિ ધર્મની પાલનાને માટે કે ધર્મિતા પૂર્વકના જીવનવ્યવહારોને માટે ભોગ અને ઉપભોગના સાધનોમાં દરરોજ અમુક મર્યાદા નિયત કરવી જોઇએ. જેથી વિરતિ ધર્મની આરાધના સાથે અવિરતિના પાપોથી સહજ રીતે સહેલાઇથી આપ-મેળે દૂર થઇ શકાય. આ પ્રકારે અમુક મર્યાદામાં રહી પોતાના વ્યવહારોમાં જે નિયત બનવું એને શ્રી જૈન શાસનમાં **ચૌદ નિયમ** કહેવાય છે.

જગતની ચોમેર આરંભ, સમારંભ વગેરે દ્વારા જે કાંઇ પાપ-પ્રવૃત્તિઓ નિરંતર ચાલી રહી છે, તે સઘળી યે પાપ પ્રવૃત્તિઓમાં સાક્ષાત કે પરંપરાયે સર્વ આત્માઓ પોતાની સમાન ભાગીદારી નોંધાવે છે. કારણ કે, ઇરાદાપૂર્વક–ઐચ્છિક રીતે જ્યાં સુધી તે પાપ-પ્રવૃત્તિઓનો ત્યાગ કરીને એટલે કે, અવિરતિની કિલ્લેબંધીમાંથી છટકીને વિરતિના રક્ષણ હેઠળ જેઓ નથી આવી શકયા, ત્યાં સુધી શત્રુરાજ્યના માણસ તરીકે તેઓ અવશ્ય ગુનેગાર બનીને દોષિત ઠરે છે. આથી જેઓ પોત પોતાના જીવન વ્યવહારોમાં ખાન–પાન કે પહેરવા ઓઢવા યા પાથરવાની વસ્તુઓમાં **ચૌદ નિયમોને ધારવા** દ્વારા મર્યાદિત બની વિરતિધર્મના આશ્રયતળે આવે છે, તેઓની સલા-મતી અખંડ રીતે જળવાઈ છે. અને દુશ્મન કર્મસત્તાના બોમ્બમારાથી પણ તેઓની મહામૂલી આત્મસંપત્તિનું સારી રીતે રક્ષણ થાય છે.

આ વસ્તુ એટલી ગંભીર નથી. સાદી અને સીધી છે. જે વસ્તુઓના ભોગ કે ઉપભોગની ગૃહસ્થ તરીકે પોતાને જરૂર જણાય તે તે ભોગ્ય કે ઉપભોગ્ય વસ્તુઓના ભોગ કે ઉપભોગને છૂટો રાખી, આ સિવાય જગતની સઘળી યે વસ્તુઓ કે, જે ભોગ્ય યા ઉપભોગ્ય તરીકે ઓળખાય છે, તેને આ રીતે વિરતિધર્મના પાલનને માટે, ત્યાગ કરવાની ધર્મવૃત્તિપૂર્વક ત્યજી દેવાથી તે તે વસ્તુઓને અંગેના પાપોથી તે આત્માઓ ગૃહસ્થજીવનમાં પણ બચી જાય છે, અને વિરતિના પાલન કરવા દ્વારા સહેલાઇથી ધર્મના આરાધક બને છે. પણ આ બને ત્યારે કે જ્યારે અમુક પ્રમાણમાં ઇચ્છા, લાલસા કે તૃષ્ણાઓ પર વિજય મેળવવાનું આત્મસામર્થ્ય, તે ગૃહસ્થોએ ઐચ્છિક રીતે સમજણ પૂર્વક કેળવ્યું હોય! નહિતર પોતાના નિયમોમાંથી અવસરે ચલિત થઇ જતાં તે નિયમધારિઓને વાર લાગતી નથી.

એટલે કે, ઇચ્છાઓના કે તૃષ્ણાઓના નિગ્રહ વિના જીવનમાં નિરૂપયોગી યા અનાવશ્યક ગણાતી ભોગ્ય કે ઉપભોગ્ય વસ્તુઓનો પણ સાચો ત્યાગ આવી શકતો નથી. તેમ જ તે ત્યાગ માટેની હૃદયના ઉંડાણમાંથી બહુમાન પૂર્વકની રૂચિ પણ જાગ્રત થઇ શકતી નથી. આથી જે સઘળા યે ધર્માનુષ્ઠાનોની સફલતા, ઇચ્છાનિરોધરૂપ તપધર્મની સફલતા ઉપર આધાર રાખે છે. માટે જ સંયમ કે વિરતિનો મૂળ આધારસ્થંભ તપ છે, ઇચ્છા કે લાલસાના જય દ્વારા સંયમ કેળવાય છે, સ્થિરપણે ટકી રહે છે. અને ઉત્તરોત્તર વિકાસ દ્વારા અહિંસા ધર્મની સાધનાનું અંગ બને છે. માટે અહિંસા કે સંયમ ધર્મના પાલક યા પોષક પિતા તરીકે આ તપ ધર્મ છે. તેની તદ્દન સહેલાઇથી સહજ રીતે, તેવા પ્રકારના વિશેષ સ્વાર્થ ત્યાગ વિના, આરાધના કરવાની અભિલાષાવાળા મુમુક્ષુ આત્માઓને માટે આ ચૌદ નિયમો ખૂબ જ ઉપયોગી છે. આ દ્વારા ઇચ્છાનિરોધરુપ તપધર્મનો અભ્યાસ

કેળવાય છે. જીવનમાં–ગૃહસ્થના જીવનવ્યવહારોમાં રહેવા છતાં સંયમ–વિરતિ ધર્મનું પાલન થાય છે. તેમ જ અહિંસા ધર્મની આરાધના થાય છે.

આ મુજબ મંગલકારી ધર્મની આટલી સીધી અને સાદી રીતે આરાધના થઇ શકતી હોવાથી આ ચૌદ નિયમોને ધારવાનું કાર્ય જે કર્તવ્ય કે ફરજ તરીકે માનીને દરેકે દરેક ધર્મશીલ ગૃહસ્થોએ દરરોજ કરવું જોઇએ. પોતાની નૈતિક કર્તવ્યતા સમજી ધાર્મિક મનોવૃત્તિ-વાળાઓએ આ ધર્મકાર્યમાં કોઇ પણ બહાને છટકી જવું એના જેવી આત્મવંચના કઇ હોઇ શકે? તેમ જ સાચા લાભથી છટકી જવાની ગેરડહાપણ ભરી રીત આ સિવાય બીજી નથી એમ કહેવું જોઇએ.

આ ચૌદ નિયમોને અંગે ટુંક સમજણ આ મુજબ છે, વિશેષ જાણવા ઇચ્છનારાઓએ આ વસ્તુને ગુરૂગમથી વિસ્તારપૂર્વક સમજી લેવી. અહીં પ્રાસંગિક દિશા સૂચન તરીકે આ પ્રયત્ન છે.

૧. દિવસમાં પોતાને ભોગ કે ઉપભોગમાં ( એકવેળા જે ભોગવાય તે ભોગ, એથી વિશેષવેળા જે ભોગવાય તે ઉપભોગ આ ખાવા–પીવા–પહેરવા કે ઓઢવા વગેરે સઘળીએ વસ્તુઓને અંગે સમજી લેવું ) જેટલી વસ્તુઓ આવે તેની છૂટ રાખી લઇ બાકીની વસ્તુઓનો સવારથી સાંજ સુધીના કાલ માટે ત્યાગ કરવો એટલે પોતાના ઉપયોગમાં નહિ લેવાનો પ્રતિજ્ઞા પૂર્વકનો સંકલ્પ કરવો તેને **નિયમો ધાર્યા** કહેવાય છે.

૨. સવારે નિયમો ધારતી વેળાએ જે જે વસ્તુઓનો ત્યાગ કર્યો હતો તેને સાંજે યાદ કરી લઇ પોતાના નિયમોને સંભાળી લેવા–તેનું પાલન થયું છે કે નહિ? તેનો કાળજીપૂર્વક વિગતવાર વિચાર કરી જવો તેને **નિયમો સંક્ષેપ્યા** કહેવાય છે.

૩. નિયમો ધારતી વેળાયે જે વસ્તુઓને પોતાના ઉપયોગમાં લેવાની છૂટ રાખી હતી તેનો ઉપયોગ ન થયો હોય, અર્થાત ધાર્યા કરતાં ઓછી વસ્તુઓ ઉપયોગમાં લેવાઇ હોય તો તેને નિયમ સંક્ષેપતી વેળાયે **લાભમાં** ગણવી. કારણકે, છૂટ રાખવા છતાં વપરાશ વખતની પાપવૃત્તિનો ત્યાગ તેને કર્યો હોવાથી તેટલો લાભ તે નિયમધારિને મળે છે.

૪. ધર્મકાર્ય વગેરેને અંગે નિયમોની મર્યાદા કદાચ લંઘવાનો અવસર આવે, તો ગુરૂજનો કે આપ્ત પુરૂષોના આદેશથી જે કાંઇ છૂટ મેળવવી કે ભોગવવી તેને **જયણા** કહેવાય છે.

૫ જે વસ્તુ બિલકુલ ઉપયોગમાં ન આવવાની હોય તેમજ પોતાને અનાવશ્યક લાગે તે વસ્તુઓને ત્યજી દેવી તે **ત્યાગ** કહેવાય છે, આ ત્યાગ જો કે બાલજીવોને માટે શરૂઆતમાં અભ્યાસરુપે ધર્મ તરીકે ગણાયો છે, છતાં પણ આ રીતનો ત્યાગ પણ મૂલ્યવાળો છે. ભાવિમાં મળવાની સંભાવના હોવા છતાં સંકલ્પ પૂર્વક તેની લાલસા કે ઇચ્છાઓ માત્રને ત્યજી દેવામાં કાંઇ નજીવું સામર્થ્ય કેળવાતું નથી ? એમાં પણ મનને મારવાનું સામર્થ્ય કે સત્ત્વ કેળવવું પડે છે. માટે આવો ત્યાગ પણ તપધર્મના અભ્યાસ દ્વારા સંયમ તેમજ અહિંસાની આરાધાનાના માર્ગે આત્માને દોરી જનારો મહામૂલો માર્ગદર્શક સાથી છે.

૬ પોતાની જરૂરિયાત પ્રમાણે સહવારે ધારેલા નિયમો સાંજે સંક્ષેપીને ફરી સાંજે નવા ધારવા, તેમજ સાંજે ધારેલા સહવારે સંક્ષેપી-લેવા. આ રીતે સવારસાંજ ધારવા અને સંક્ષેપવા તેમાં ધારતી વેળાયે જે પચ્ચફ્ખાણ લેવાનું હોય છે તેને **દેશાવકાશિકનું** પરચફ્ખાણ કહેવાય છે. જેનો સામાન્ય અર્થ-દેશથી આત્માને નિર્વૃતિમાં દોરવાનો માર્ગ જે પચ્ચકખાણ કે પ્રતિજ્ઞામાં

રહેલો છે–તે પ્રતિજ્ઞા. આ પ્રતિજ્ઞાનો પાઠ ગુરૂમહારાજના મુખથી યા દેવની સાક્ષિયે આ મુજબ સવાર–સાંજ ઉચ્ચારવો જોઇએ.—
देसावगासियमुवभोगपरिभोगं पच्चक्खाई, अन्नत्थणाभोगेणं सहस्सागारेणं महत्तरागारेणं सव्वसमाहिवत्तिआगारेणं वोसिरे [रामि] ॥ १ ॥

જે ચૌદ વસ્તુઓના ભોગ–ઉપભોગના ત્યાગ પૂર્વક ગણતરી કરીને નિયમ ગ્રહણ કરવાનો છે, તે વસ્તુઓની સમજણ માટેની ગાથા આ મુજબ છે—

सच्चित्त दव्व विगइ, वाणह तंबोल वत्थ कुसुमेसु ।
वाहण सयण विलेवण बंभ दिसि न्हाण भत्तेसु ॥ १ ॥

સચિત્ત દ્રવ્ય, વિગઇ, વાણહ, [ જોડાં, પગરખાં વગેરે ] તંબોલ, વસ્ત્ર, સુગંધી વસ્તુઓ ફૂલ અત્તર વગેરે, વાહન, [ગાડી, મોટર, આદિ] શયન, વિલેપન, બ્રહ્મચર્ય, દિશા, સ્નાન, અને ભોજન,

જીવન વ્યવહારોમાં પોતાને દરરોજ ઉપયોગમાં આવતી ભોગ કે ઉપભોગની વસ્તુઓને મર્યાદિત કરીને નિયમ ધારવાના હોવાથી તે ગૃહસ્થો આ સિવાયના પાપોથી પોતાની જાતનું રક્ષણ કરે છે. તેમજ અન્ય નિરપરાધિ જીવોની હિંસાના પાપથી બચી તેઓને અભય આપી તે દ્વારા પોતે નિર્ભય બને છે અને અન્ય જીવોને નિર્ભય બનાવે છે.

૧ સચિત્ત–જૈન શાસ્ત્રો, જેમાં જીવ માને છે, એટલે કે જે વસ્તુઓ જીવવાળી કહેવાય છે. જેમ કે; કાચું શાક, કાચું પાણી કાચું મીઠું વગેરે, તે અચિત્ત થઇ જાય–નિર્જીવ બની જાય એટલે સચિત્ત ગણાય નહિ. ખાવામાં આવતા ભોજન તરીકે ગણાતી દરેક સચિત્ત ભોજ્ય પદાર્થોની ગણતરી કરી લેવાની હોય છે તેમજ વજન પણ રાખી લેવું જોઇએ.

૨ **દ્રવ્ય**–દિવસમાં જુદાજુદા સ્વાદની જેટલી વસ્તુઓ તે દરેક વસ્તુઓની ગણતરી કરી રાખવી. જે અનેક દ્રવ્યોથી બનેલી હોય પણ એક સ્વાદવાળી તૈયાર હોય તે એક દ્રવ્ય, જ્યારે સ્વાદ ખાતર ભાણા પર કે મુખમાં નાંખતી વેળાયે એમાં બીજી વસ્તુઓનો સંયોગ કરાય તે અનેક દ્રવ્યો ગણાય. આની ગણતરી સંખ્યાથી કરી લેવી જોઇએ.

૩ **વિગઇ** ૭ ભક્ષ્ય વિગઇઓ; જે દૂધ, દહિં ઘી, તેલ, ગોળ, અને કડા–આ પ્રકારે ગણાય છે. (આની વિસ્તારપૂર્વકની સમજણ ગુરૂગમથી કરી લેવી.) વિકારને ઉત્પન્ન કરનાર આ વિગઈ; વિકૃતિના નામથી ઓળખાય છે. આ વિગઇઓમાંથી ઓછામાં ઓછો એક વિગઇનો ત્યાગ કરવો જોઇએ. દરરોજ ખાવા પીવામાં ૭ વિગઈઓ એક સામટી આવતી નથી. આથી આનો ત્યાગ કાંતો મૂળથી, કાચી વિગઇનો કે નિવિયાતી વિગઇનો–આ ત્રણ રીતે થાય છે. શક્તિ મુજબ મનોબળ કેળવી તપ અને સંયમ ધર્મનું મહત્ત્વ સમજી આ રીતે ત્યાગ કરવો જોઇએ. ધર્મજીવનની આચાર શુદ્ધિ આ રીતે સચવાય છે. અને વિચારશુદ્ધિ પણ ક્રમશ કેળવાય છે. (વિગઇઓમાં મૂળ, કાચી તેમજ વિગઈઓના નિવીયાતા–ઇત્યાદિ સમજવાની જરૂર છે, તે સઘળું વિસ્તારના ભયથી અહીં જણાવ્યુ નથી–માટે તેના જાણકાર શ્રદ્ધાળુ વડિલ પુરૂષો પાસેથી જાણી લેવું.)

૪ **વાણુહ**–ઉપાનહ એટલે પગરખાં તરીકે જે ગણાતા હોય તે સઘળાંયે ઉપભોગનાં સાધનો; જેવાં કે–બુટ, ચંપલ, સપાટ, પાવડી, મોજાં ઇત્યાદિ ગણાય છે. તેની

સંખ્યા નિશ્ચિત કરવી. જેથી પગરખાંનો ઉપયોગ રહે. કોઇ વેળાયે બીજા પગરખામાં કદાચ પગ મૂકાઇ જાય તો તેની જયણા રાખવી.

૫ **તંબોલ**–પાન, સોપારી, ઇલાયચી, તજ, લવીંગ વગેરે મુખવાસની વસ્તુઓ કે જે સ્વાદિમ આહારમાં ગણાય છે તેનું પોતાના ઉપયોગમાં આવી શકે તે મુજબ વજન રાખવું. [નવટાંક કે અધોળ ઇત્યાદિ ]

૬ **વસ્ત્ર**–પહેરવા કે ઓઢવાનાં કપડાંની સંખ્યા નિશ્ચિત કરી લેવી. ધર્મકાર્યમાં અચાનક કારણ પડે, અથવા ભૂલથી પોતાના બદલે બીજાનું ઉપયોગમાં લેવાય તેની જયણા. પણ ઉપભોગનાં આ સાધનોનો ઉપયોગ કરવામાં ખાસ કાળજી રાખીને મર્યાદા રાખી લેવાની રહે છે.

૭ **કુસુમ**–સુંઘવામાં આવતી દરેક સુગંધ વસ્તુઓનો આમાં સમાવેશ થાય છે. જેમ કે, ઘી, તેલ, ફૂલ, અત્તર, છીંકણી ઇત્યાદિ. આનું વજન નક્કી કરી લેવું. જેથી સુંઘવામાં કાળજી રહે, તેમ જ ઘી કે તેલ યા કોઇપણ વસ્તુના ભર્યા ઠામમાં નાક નાખવાની જે કુટેવ પડી છે તે આ રીતના નિયંત્રણથી ટળી જશે. આવી કુટેવ સભ્યતા કે સ્વચ્છતાની નૈતિક દૃષ્ટિયે અયોગ્ય છે. જ્યારે ધર્મદૃષ્ટિયે તદ્દન હાનિકારક છે. જ્યારે કોઇ પણ વસ્તુ સુંઘવાનું મન થાય તો તે વસ્તુને હાથમાં કે આંગળી પર લઇ સુંઘવાની ટેવ પાડવી એ જ વધુ વ્યવહારૂ, ઉચિત અને વ્યાજબી છે.

૮ **વાહન**–મુસાફરી માટેનાં સાધનો તે સામાન્ય રીતે ત્રણ પ્રકારનાં ગણાય છે. જમીન માર્ગનાં તેમજ આકાશ માર્ગનાં સાધનો જે ફરતાં કહેવાય છે. જેમકે, ગાડી, મોટર, રલ્વે,

ટ્રામ, પાલખી, એરોપ્લેન, વગેરે. જલમાર્ગનાં સાધનો–જે તરતાં કહેવાય છે, જેમકે–વહાણ, સ્ટીમર, મછવા ઇત્યાદિ અને જમીન માર્ગનાં સ્વતન્ત્ર સાધનો જેને ચરતાં કહેવાય છે. જેમ કે–ઘોડા, ઉંટ, હાથી, ખચ્ચર વગેરે સવારીનાં વાહનો, આત્રણે પ્રકારનાં વાહનોની સંખ્યા નિયત કરી લેવી.

૯ **શયન**–સુવા કે બેસવા માટેનાં સાધનો જેવાં કે, પથારી, ખાટલા, પલંગ, ગાદલાં, ગોદડાં, પાટ, પાટલાં, ખુરશી, કૉચ, ગાદી, ચાકળા, સાદડી, શેતરંજ વગેરેની સંખ્યા ધારી લેવી.

૧૦ **વિલેપન**–શરીરે વિલેપન કરવાની કે ચોપડવાની વસ્તુઓની ગણુતરી કે વજન કરીને તેની ધારણા કરી લેવી. જેથી નિરર્થક અવિરતિનું પાપ આત્માને ભારે ન કરી નાંખે. અને આત્મા કર્મના ભારથી થોડા ભોગે છૂટો થઇ શકે. આથી શરીરની સેવા–શુશ્રષાની ખાતર આત્મા વ્યર્થ દંડાતો બચી જાય છે.

૧૧ **બ્રહ્મચર્ય**–દેશથી અને સર્વથી આ બે રીતે છે. પરિણીતોને માટે સર્વથા ન બની શકે તો દેશથી એટલે સ્વ–પોતાની પરિણીત સ્ત્રી સિવાય અન્ય સ્ત્રી સેવનનો ત્યાગ. કૃત્રિમ રીતે વીર્ય નાશ કે ક્ષય કરવાની ક્રિયા એ પણ અબ્રહ્મ રૂપ ગણાય છે. તેનો સર્વથા ત્યાગ. દિવસે સર્વથા મૈથુન ક્રીડાનો ત્યાગ, દરેક ધર્માત્મા ગૃહસ્થને હોવો જોઇએ. રાત્રીને માટે પણ પરિમાણ હોવું જોઇએ અને મહિનામાં અમુક દિવસો વર્જ્ય હોવા ઘટે. મનોવૃત્તિઓનો નિગ્રહ કરવા પુર્વક બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ. છતાં મન કે વાણી દ્વારા થતાં વિચારો કે શબ્દોના ઉચ્ચારોની તેવા પ્રસંગ પુરતી જયણા.

૧૨ દિશા—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણ તથા ઉર્ધ્વ અને અધોદિશા; આ છ દિશાઓમાં દિવસ દરમ્યાન જવું કે આવવું થાય તેની સંભાવના પ્રમાણે માઇલોની ગણતરી કરવી. કેવળ આમાં પોતાને સાક્ષાત જવા આવવાના માટેની મર્યાદા નિશ્ચિત કરવાની રહે છે. આ સિવાય અધિક મર્યાદા નિયત કરવાથી અવશ્ય લાભ છે.

૧૩ સ્નાન—સર્વાંગે સ્નાન કરવાનું હોય તે જેટલી વેળાયે કરવું પડે તેની ગણતરી રાખવી, તેમજ બીજા પણ વ્યવહારામાં જેટલું પાણી વાપરવું હોય તેનું માપ સામાન્ય રાખવું.

૧૪ ભક્તપાન—ખોરાક અને પાણીના વજનની આમાં ગણતરી રાખવાની રહે છે. દિવસમાં વપરાતા એટલે મુખમાં જતા ખોરાક પાણીનું વજન રાખવું. જે ખોરાક વપરાય તેની સંખ્યા રાખવી જેથી વજનનું પ્રમાણ જાણી શકાય અને નિયમોને સંક્ષેપની વેળાયે સુગમતા પડે.

આ ઉપરાંત છકાય વગેરેના પણ નિયમો ધારવાથી, પૂર્વોક્ત ચૌદ નિયમો ધારવામાં જે ઉદ્દેશ રહેલો છે, તે આરંભ કે સમારંભોથી આત્માનું જતન કરવાનો ઉદેશ જળવાઇ રહે, આ માટે પૃથ્વીકાય આદિ ષટ્કાયના તેમજ અસિ, મષી, કે કૃષી કર્મના નિયમોને ધારવાને સારૂ આ પ્રકારે ટુંકમાં સમજી લેવું જરૂરી છે—

૧ પૃથ્વીકાય પૃથ્વીરૂપ શરીરવાળા સજીવ જીવોના શરીરો, જેમ કે કાચી માટી, કાચું મીઠું, સુરમો, ખાર, ચુનો, પત્થર ઇત્યાદિ ખાવા તથા વાપરવાના ઉપયોગમાં લેવાને સારૂ વજનથી માપ રાખી આ સચિત્ત પૃથ્વીકાયનો નિયમ ધારવો. પણ લઇ

જવામાં કે લાવવામાં યા બીજી કોઈ રીતે ઉપયોગ કરવાની આમાં જયણા રાખવી હોય તો રાખી શકાય.

૨ **અપકાય**–**જલરુપ** શરીરવાળા સચિત્ત જીવોનાં શરીરો જેમકે–બરફ, ઠંડુ પાણી, કરા, ઝાકળ ઇત્યાદિ; સચિત્ત જલ; તે ખાવા તથા વાપરવાના ઉપયોગમાં લેવાને સારૂ તેનું વજનથી માપ રાખી નિયમ રાખવો. પણ આમાં બરફ, કરા વગેરે અભક્ષ્ય છે.

૩ **તેઉકાય**–અગ્નિરુપ શરીરવાળા સચિત્તજીવોના શરીરો; જેવાં કે–દેવતા, ઇલેકટ્રીક ગ્યાસ આ વગેરેનો શમાવેશ થાય છે. આ સચિત્ત અગ્નિકાયનો આરંભ સઘળા દીવા, સ્ટવ, ભઠ્ઠી, ચૂલા, વગેરેથી થાય છે. આમાં અમુક સંખ્યામાં ચૂલા વગેરે રાખવાથી નિયમ ધારી શકાય છે.

૪ **વાઉકાય**–પવન જેનું શરીર છે તે એકન્દ્રિય જીવો,–જેવા કે; વાયરો વંટોળીયો, હવા ઇત્યાદિ ગણી શકાય છે. પવનનો ઉપયોગ પંખા, લુગડા વગેરે દ્વારા થાય છે. હીંચકો, સુપડું, ધોકો, સાવરણી ફુંક, ઇત્યાદિથી તેની વિરાધના થાય છે. આથી તેનો ઉપયોગ કરવો પડે તેમ હોય તો સંખ્યાથી નિયમ ધારવો.

૫ **વનસ્પતિકાય**–વનસ્પતિરૂપ શરીરવાળા જીવો, તેમજ અહિં તેના અચિત્ત શરીરોનો પણ સમાવેશ થાય છે. જેમ કે, એક, બે, ચાર, ઇત્યાદિ લીલોતરી વાપરવી, અથવા એક શેર બશેર વાપરવાનો નિયમ રાખવો. તેમ જ છેદવા, ભેદવા વગેરે આરંભો મળીને કુલ વજન નિશ્ચિત કરવું. વળી અચિત્ત વનસ્પતિના ઉપયોગમાં પણ પરિમાણ રાખવું.

**સારાંશ** કે, આ પાંચે એકેંદ્રિય જીવો કે જે નિરપરાધિ સ્થાવર, જીવો છે, તે જીવોને પોતા તરફથી જે ભય, ત્રાસ કે મરણ ઉપજાવનારાં કારણો મળી રહ્યાં છે. તેમાં મર્યાદિતતા કે સંયમ

કેળવવાથી અવશ્ય પલટો આવે છે. એટલે તે જીવોની વિરાધનાના પાપથી આ રીતે બચી જવાય છે. માટે સંયમપૂર્વક યતનાથી વ્યવહાર રાખનાર ધર્મશીલ ગૃહસ્થો આ એકેન્દ્રિય જીવોને અભય-દાન આપી શકે છે.

૬ **ત્રસકાય**—હાલતા ચાલતા બે ઇન્દ્રિય, તે ઇન્દ્રિય, ચઉ-રિંદ્રિય તેમજ પંચેદ્રિયજીવો જેવા કે; અળસીયાં, ડાંસ, મચ્છર, મનુષ્ય–પશુ–પંખી-માછલાં વગેરે નિરપરાધિ જીવોની નિરપેક્ષ-પણે થતી હિંસાની પ્રવૃત્તિઓમાં ઉપયોગ રાખવો કારણ કે, તે જીવોના પ્રાણોનો નિરપેક્ષ રીતે નાશ કરવાથી હિંસા થાય છે, એટલે અહિંસા ધર્મની આરાધનામાં એટલે અંશે અવશ્ય ક્ષતિ પુગે છે. આ સારૂ ઉપયોગ જયણા એ જ ધર્મ [जयणाए धम्मो] આમ શાસ્ત્રકારો ૨૫૯ ફરમાવે છે.

વળી નિયમધારિઓને અસિ, મષી અને કૃષિકર્મનાં જે સાધનો છે કે, જેના યોગે સહેજે જીવવધ થઇ જવાનો તેમજ જીવ-વધની પરંપરાને વધવાનો સંભવ છે. તે તે અધિકરણરૂપ સાધનોને રાખવામાં, સાચવવામાં કે ઉપયોગમાં લેવામાં અતિશય કાળજી રાખવી જોઇએ. અને તેની પણ દિવસ કે રાત્રી દરમ્યાન દરરોજ મર્યાદા બાંધી લેવી જોઇએ.

**જે આ પ્રમાણે—**

૧ **અસિકર્મ**—શસ્ત્ર વગેરે જે હથિયાર તરીકે ગણાતા હોય કે જે હથિયારોથી આજીવિકા ચાલતી હોય, તે તે હથિયારો વાપરવાનો પ્રસંગ જ્યારે આવે ત્યારે હથિયારોની સંખ્યા ધારી લેવી જોઇએ. જેનાથી સહેજે જીવવધનો સંભવ સાક્ષાત કે પરં-પરાયે થઇ શકે તે સઘળાયે સાધના **અસિકર્મમાં** આવી જાય

છે. જેમ કે—તરવાર, બંદુક ઇત્યાદિ મોટાં શસ્ત્રો. [ જેનો અમુક અપવાદ પ્રસંગોમાં કોઇ અમુકને માટે બાદ કરતાં સર્વથા ત્યાગ થઈ શકે. ] તેમજ ચપ્પુ, સૂડી, કાતર, સોય, છરી, ખાંડણી, પટા, સાંબેલું, ઘંટી, ઇત્યાદિ. તથા ટાંકણીઓ, કાગળો ભરાવવાની કલીપો, વગેરે માટે જયણા રાખવી.

**મષીકર્મ**—આજીવિકા માટે પુસ્તકો, ચોપડાઓ વગેરે લખવામાં મષી–શાહીનો ઉપયોગ કરવો. તેમજ તેનાં સાધનોનો પણ જે ઉપયોગ કરવો તે **મષીકર્મ**; કલમ, હોલ્ડર, પેન્સીલ, સ્લેટ, પેન, ચાક ઈત્યાદિ આમાં ગણાય છે. આ બધાનો જે ઉપયોગ કરવો પડે તેની સંખ્યાપૂર્વક મર્યાદા રાખી લેવી જોઇએ.

**કૃષિકર્મ**—ખેતી આદિ કરીને આજીવિકા ચલાવવાનો વ્યવસાય. આ વ્યવસાયમાં ઉપયોગી હળ, કોશ, કોદાળી, પાવડા, વગેરેની ગણના થાય છે. નિયમ ધારિઓએ આ બધા અધિકરણરૂપ સાધનોનો ઉપયોગ કરવો પડે તો તેની સંખ્યાથી મર્યાદા રાખવી હિતાવહ છે.

**ઉપસંહાર**—જગતના જે જે પદાર્થો વિદ્યમાન છે, તે સઘળાયે પદાર્થોનો ભોગ કે ઉપભોગ કોઇ રીતે એક જીવ સાક્ષાત કરી શકવાને સમર્થ નથી. છતાં તે પદાર્થોના આરંભોથી ઉત્પન્ન થતા દોષો; તે પદાર્થોના ભોગ કે ઉપભોગની લાલસા ત્યજી નહિ હોવાથી, આત્માને લાગે છે, કારણકે અવિરતિનો ત્યાગ કરવા પૂર્વક તેની વિરતિ નહિ સ્વીકારેલી હોવાથી તેનો સઘળો આરંભ આત્માને ખોટી રીતે લદાય છે. આથી તેની ભાગીદારીથી છૂટા થવાને સારૂ ધર્મશીલ આત્માઓએ વિવેક પૂર્વક ચૌદ નિયમો વગેરેને ધારવા દ્વારા પાપારંભોથી સહજ–સરળતાથી બચી જવું એજ શ્રેયસ્કર છે.

શ્રી. જિનેશ્વરદેવકથિત વિરતિ ધર્મના સ્વીકાર દ્વારા અજાણતાં કે અનાભોગથી થતાં પાપવ્યવસાયોની ભાગીદારી છૂટતાં, ધર્મભાવિત મુમુક્ષુ ગૃહસ્થો; ક્રમશઃ કર્મના ભારથી હળવા થઇ, વિશુદ્ધિ મેળવી, સર્વવિરતિની પ્રાપ્તિ કરી,રત્નત્રયીના અખંડ આરાધકભાવને પામી, આરાધનાને કરી મહાનન્દપદનાં સ્વાધીન તેમજ શાશ્વત સુખનાં ભોક્તા બને છે.

જય હો વિરતિધર્મનો !

કેટલાક વિચારો ટુંકમાં હૃદયને તરત અસર કરે તેવી રીતે આપ્તપુરૂષોની વાણી દ્વારા પ્રચારને પામ્યા હોય છે. આ શૈલીના વિચારો જે રીતે શબ્દદેહને પામે છે, તેને મહાપુરૂષોની સંસ્કારી જીભમાં બાઝેલાં કલ્યાણકારી પાણીદાર મોતી કહિએ તો તે વાસ્તવિક છે.

# મહાસાગરનાં મોતી

• • • • • • • • • •

આત્મા અને દેહની ભિન્નતાને સમજો ! જેટલું દેહ માટે થાય છે, તેટલું આત્મા માટે થાય તો સહેજે દુઃખના પારને પામી શકાય.



ઉદારતા. સદાચાર, કોઇનું પણ ભૂંડું ન ઇચ્છવાની બુદ્ધિ, પ્રશંસા કરવા યોગ્યની પ્રશંસા, અને સાંભળવા યોગ્યજ સાંભળવું, એ આત્મશુદ્ધિના મુખ્ય માર્ગો છે.



ક્રોધને શાંતિથી, અભિમાનને નમ્રપણાથી, માયાને ઋજુપણાથી અને લોભને ઇચ્છાનિગ્રહથી જીતવો જોઇએ.



આ જીવ, પૂર્વકાલીન સુકૃતનાં યોગે આ જગતમાં ધર્મને પણ ભૂલી જઇ સુખ પૂર્વક ખાય છે, પીએ છે રળે છે અને વિષય સુખ ભોગવે છે, પણ ભાવિમાં સુકૃતોની પ્રાપ્તિ વિના શું થશે એની વિચારણા કેમ કરતો નથી?



મનુષ્યની સર્વ ઋદ્ધિઓ ક્ષણ વિનાશી છે. તેમજ સંયોગો પરિણામે વિયોગોને પેદા કરનાર તથા શોકને ઉત્પન્ન કરનારા છે. માટે અનિત્ય, ભયયુક્ત અને પરાધીન એવા ભોગ સુખોથી અલગ થઇ શાશ્વત તેમજ નિર્ભય અને આત્માધીન એવા પ્રશમ સુખને માટે પ્રયત્ન કરવો જોઈએ.



જ્યાં સુધી પરની સ્પૃહા ગઈ નથી ત્યાં સુધી દુઃખ જવાનું નથી અને સુખ આવવાનું નથી. માટે જો દુઃખનો નાશ કરવો હોય અને સુખ મેળવવું હોય તો પરની સ્પૃહાને ત્યજી દેવી જોઇએ.



'ક્ષમાપના' એ આત્મશુદ્ધિ માટે પરમ કર્તવ્ય છે. તેની સાધના માટે કોઇની સાથે વેર, વિરોધ કે અયોગ્ય રીતની બોલ ચાલ થઇ હોય તેને ખમાવવો જોઇએ. પ્રમાદ, વિષય કષાય કે અગંત વિરોધથી હૃદયની દુર્ભાવના થઇ હોય, ન બોલવાનું બોલાયું હોય, તેની ક્ષમાપના હોય, ધર્માત્માને કોઇની સાથે વેર ન હોય, છતાં પણ કદાચ વિષય, કષાયાદિકના કારણે થઇ ગયુ હોય તો તેની શુદ્ધદિલથી ક્ષમાપના કરવી જોઇએ.



હે ચેતન ! નરકગતિ તિર્યંચગતિ મનુષ્યગતિ અને દેવગતિમાં અગણ્ય

દુઃખોને તેં અનુભવ્યાં છે. તો કદાચ ધર્મની ખાતર અલ્પ કાળમાં ભોગવવા લાયક દુઃખોને આત્માનું અનંત સુખ મેળવવા માટે સહન કરવા કેમ સજ્જ થતો નથી?



પ્રાણી જીવવા માટે વજ્રમય મહેલમાં પ્રવેશ કરે અગર દીનની માફક મુખમાં તૃણ રાખીને ફરે તો પણ જેને રાજા અને રંક સરખા છે એવી કર્મસત્તા કોઇને છોડતી નથી. અર્થાત્ મરણ આગળ કોઈ જ શરણરૂપ નથી.



હે આત્મન! તું સમતાનો સ્વીકાર કર અને પરિતાપનું કારણ મમતાનો ત્યાગ કર!



દરેક સ્થળે મોહના નાટક ને જોતો એવો ચેતન બહારના નાટકો જોવા માટે શાથી તલશી રહે છે તેની શોધ કરો!



ભોગોને ભોગવવાથી ભોગતૃષ્ણા અતૃપ્ત રહે છે. કદિકાલે શાન્ત બનતી નથી ઉલટું ભોગોથી પ્રાયઃ ભોગવૃત્તિ વધતી જાય છે.



જગતમાં સારાપણ ગણાતા મનુષ્યો જે અનીતિખોર બન્યા હોય તો તેનું કારણ ઇન્દ્રિયોની આધીનતા છે.



મન, વાણી કે કાયાના યોગોને સંસાર વધારવાના કારણરૂપ ન રહેવા દેવા હોય તો ક્રોધ માન આદિ અન્તર રિપુઓને નાબૂદ કરવાને માટે પ્રયત્નશીલ બનવું જોઇએ.



પારકી ફરજની જેટલી ચિન્તા છે તેટલી ચિન્તા પોતાની ફરજની હોત તો સંસાર આવો રેઢિયાળ ન બન્યો હોત.



મદારીના કરંડીઆમાં રહેલો સર્પ જેમ નિર્વિષ હોય છે, તેમ શ્રી વીતરાગ પરમાત્માને પામેલો શ્રીમંત પણ મદ કે અભિમાન રૂપી ઝેરથી રહિત હોય છે.

મોહની ઘોર નિદ્રામાં સુતેલા આત્માઓને જાગૃત કરવાને માટે સાધુ-પુરૂષો, એ શ્રી પરમાત્મા તરફના 'જાગતા રેજો'ની બૂમ મારનારા રોણીયાઓ છે.



અનાદિકાળથી આત્માને લાગેલા ભૌતિકપદાર્થોના સંયોગોને દૂર કરવાના યથોચિત પ્રયત્નો કરવા એજ સ્વાધીનતાનો રાજમાર્ગ છે.



ધર્મશીલ આત્મા દરીદ્રી હોય એ બનવાજોગ છે, પણ તે દીન નહિ હોવો જોઇએ. દરીદ્ર ન બનવું એ સ્વાધીન નથી. જ્યારે દરિદ્રાવસ્થામાં પણ દીન ન બનવું, એ આત્માની સ્વાધીન વસ્તુ છે. દરિદ્રતા ભૂતકાલીન કારવાઇનું પરાધીન પરિણામ છે. વર્તમાનમાં એ ધર્મિને માટે કલંક રૂપ નથી પણ દીનતા એ ધર્મ કરનારનું કલંક છે.



ખરે આ હકીકત દયનીય ગણાય કે, 'સુખની સૌને તીવ્ર ઇચ્છા અને સુખ પ્રાપ્તિનો અનંતજ્ઞાની શ્રી વીતરાગ પરમાત્માએ દર્શાવેલો ઉપાય આ બન્ને હોવા છતાં જગતના ડાહ્યા ગણાતાં આત્માઓ પણ કેવળ વિવેકહીન દશામાં રહીને દુઃખના કારણોને વધારી રહ્યા છે અને ઉત્તમ માનવ-ભવ તેમજ અનુપમ સામગ્રીને પામીને પણ સુખની સાચી સાધનાથી વંચિત રહી જાય છે.'



લક્ષ્મીથી કે અન્ય ઉત્તમ ગણાતા ભૌતિક પદાર્થોની પ્રાપ્તિથી જે શાન્તિ સમાધિ કે સ્વસ્થતા નથી તે સમાધિ શાન્તિ કે સમતાની પ્રાપ્તિ, પરમાત્માની આજ્ઞા પૂર્વકના મમતાત્યાગરૂપ ધર્મની આરાધનાના પરિણામે થાય છે. કારણ કે, પૌદ્ગલિક પદાર્થોના યોગે જે અલ્પકાલીન સુખ અનુભવાય છે તે આત્માને મૂંઝવીને તેને પટકનારૂં છે. જ્યારે સમતાધર્મના યોગે મળેલું સુખ આત્માને શાશ્વત સંપૂર્ણ અને નિરાબાધ સુખ આપનારૂં છે.



તપસ્વી તે કે જે તપશ્ચર્યામાં આનંદ પામે અને ખાવું પડે એને પોતાની નબળાઇ માને, પારણું કરે તોય તપોવૃદ્ધિના હેતુથી જ. આવા પુણ્યવાનો તપધર્મના મર્મને પામેલા ગણાય.

આહારના ગુલામ બની ગયેલાઓને માલિક બનાવવાને માટે બધા તપોનું વિધાન છે. રસ, ઋદ્ધિ, અને શાતાની લોલુપતા ટાળવા માટે તપ છે. તપ એટલે પૌદ્ગલિક ઇચ્છાઓ ઉપર હલ્લો.



અધિક જમવાને માટે નહિ ખાનારા તપસ્વી નથી, પણ ખાવાની ઉપાધિને ટાળવાને માટે થોડો સમય પણ નહિ ખાનારા તપસ્વી છે.



હું મોટો કહેવાઉં કે ન કહેવાઉં પણ મારા આત્માની શાન્તિ નહિજ જવી જોઇએ એવો વિચાર આવશે એટલે પૈસા વગેરે માટેની બધી પ્રવૃત્તિઓ ઉપાધિરૂપ લાગી જશે.



દુનિયાના કોઇ પણ પદાર્થોમાં જે શાન્તિ આપવાની તાકાત નથી તે શાન્તિ ધર્મવૃત્તિથી હરેક સંયોગોમાં પ્રાપ્ત થાય છે.



વગર ઈચ્છાએ અને બળતા મને તો ઘણાને ઘણું છોડવું પડે છે, પણ એ સાચો ત્યાગ નથી, જ્ઞાનીની આજ્ઞા મુજબ ઈચ્છા પૂર્વકનો ત્યાગ કરવો એ જ સાચો ત્યાગ છે અને એથીજ કલ્યાણ છે.



સઘળાય પૌદ્ગલિકો સંયોગોનો વિયોગ એનું જ નામ મુક્તિ. જેને વસ્તુતઃ મુક્તિ ગમે, તેને ગમે તેવા સુખરૂપ ગણાતા પૌદ્ગલિક સંયોગો પણ દુઃખરૂપ લાગે.



ખાવાનું ધ્યેય નહિ ભૂલનારા અને અધિક ખાવા માટે તપ કરનારા તપના આસ્વાદનો કદિ પણ અનુભવ કરી શકતા નથી.



વિના ખાધે પણ જીવી શકાય એવી ટેવ પાડવી એનું નામ તપ છે. અનાદિકાળથી ખાઇને જીવવાની પડેલી ટેવને મીટાવવાને માટે તપ છે.



પારકાની આશાએજ જીવવાની આશા એ પણ પાપ છે. આત્મા

આત્માના બળે જીવનારો બને અને પારકાની પંચાતથી છૂટે એજ ધર્મનું ધ્યેય છે.



મળેલી કે નહિ મળેલી પૌદ્‌ગલિક વસ્તુઓથી દૂર રહેવાની જેની ઇચ્છા નથી તે પરમાત્મામાં માનનાર નથી.



જે આત્મા બાહ્ય અને આભ્યન્તર તપમાંજ પોતાના સઘળા સામર્થ્યને ખર્ચી રહ્યો છે તેજ ઉંચામાં ઉંચી કોટિનો આત્માર્થી છે.



મન વચન અને કાયાથી કરવા કરાવવા કે અનુમોદવા રૂપે પણ પાપથી નિવૃત્ત બનાય અને મન વચન કાયાના યોગોને ધર્મપ્રવૃત્તિ કરવા કરાવવા તથા અનુમોદવામાં યોજાય તો જ આ ઉત્તમ ભવની સુંદરમાં સુંદર પ્રકારે સફળતા સાધી એમ કહી શકાય.



જે સુખ મેળવતાં હિંસાદિ પાપો થાય અને જે સુખને જાળવી રાખવાને માટે પણ હિંસાદિ પાપો કર્યા વિના ચાલે નહિ, એવા સુખનું અર્થિપણું પણ દુઃખનું જ કારણ બને એમાં આશ્ચર્ય નથી.



આપત્તિ મૂંઝવે નહિ અને સંપત્તિ ઘેલા બનાવે નહિ એ ગુણ ધર્મિતામાંથી પ્રગટે છે.



આફત આવે ત્યારે પણ ધર્મજ વધુ કરવો જોઇએ એ ભાવનાજ આજે નાશ પામી ગઇ છે, અને એથીજ 'નવરા કોઇ પણ કામકાજ ન હોય, એમાં એ વાતો કરાવનાર કોઇ ન મળે ત્યારેજ અને ફાવે તો જ ધર્મ કરવાનો છે' આવી માન્યતા આજે મોટે ભાગે થઇ ગઇ છે, પણ આવી માન્યતા કેવળ ભયંકર છે. બાકી હકીકત સાચી એ છે કે, તકલીફ વખતે પણ ધર્મ કરવા હિમ્મત કેળવે તો જ ધૈર્ય પ્રાપ્ત થાય.



આજે પ્રાયઃ સભ્ય કે સુધારક સમાજમાં પોતાની જાતને ગણાવનારાઓ

કોઇ જુદીજ દશામાં વર્તે છે અને એથીજ તેઓ ધર્મની કોઇ પણ ક્રિયા માટે તે 'થાય તોયે ઠીક અને ન થાય તોયે ઠીક' એમ જ વાત કરવાના. પણ વ્યવહારની પ્રત્યેક પ્રવૃત્તિઓમાં એ લોકો બધીજ પ્રવૃત્તિઓને ચૂકયા વિના કરવાના જ. આવી દશાવાળા જ્યાં સુધી જાતને સ્વાર્થથી પર બનાવી પોતે સુધરે નહિ ત્યાં સુધી અન્યને શું સુધારે વારૂ ?



દેવ, ગુરૂ અને ધર્મની જીવનમાં જરૂર છે, એવું આજની સુધારક ગણાતી દુનિયાએ તો લગભગ માન્યું જ નથી, અને બીજાઓ પૈકીના ઘણાઓ પણ કોઇ વખતે આપત્તિ આવે ત્યારે યાદ કરી લે કે, ભગવાન મારૂં દુઃખ દૂર કરો ! તે સિવાય અન્ય કાર્ય માટે દેવ ગુરૂ અને ધર્મની જરૂર પ્રાયઃ જોઇજ નહિ.



જ્ઞાનિઓએ દાન, શીલ, તપ અને ભાવ એ ચાર ભેદો ધર્મના દર્શાવ્યા છે: પણ દાનમાં મીંડું. શીલમાં ભમરડો, તપમાં દેવાળુ અને ભાવને દેશવટો; આ દશાથી બિરલ આત્માઓ જ બચેલા છે.



લક્ષ્મીવાળો સુખી એ બાહ્ય દૃષ્ટિ: અને ધન ધાન્ય વગેરેની લક્ષ્મી વિનાનો પણ દર્શન, જ્ઞાન, ચારિત્રવાળો સુખી એ આત્મદૃષ્ટિ.



આપત્તિ આવે ત્યારે ધર્મિતાની કસોટીનો અવસર પ્રાપ્ત થયો, આ સમજીને સમભાવમાં રહેવું એ આવેલી આપત્તિદ્વારા અનેક આપત્તિઓને દૂર કરવાનો માર્ગ છે.



સંપત્તિથી સદા ડરતા રહેવું અને આત્મસંપત્તિ ખીલવવામાંજ સંપત્તિને વાપરવી એના જેવો પુણ્યયોગે મળેલી સંપત્તિનો બીજો કોઇ સદુપયોગ નથી.



દુનિયાના પદાર્થોથી મોટાઇનું માપ કાઢનારાની દૃષ્ટિ દુનિયામાં જ ભમે છે. મોટાઇ આત્માના ગુણોની અપેક્ષાએ અંકાય તો જ આત્મગુણો વિકસે.

લક્ષ્મીને મારી અને સારી માનનાર તથા લક્ષ્મીમાં જ મોટાઇ અને માનપાન સમજનારમાં દાનગુણ આવી શકતો નથી.



ઈન્દ્રિયોના સુખો દુ:ખરૂપ ન ભાસે ત્યાં સુધી શીલરૂપ મહાગુણને પામી શકાતો નથી.



ખાવું પડે છે તે પરાધીનતા છે એમ લાગે અને ખાધા વિના જીવવાની ભાવના જાગે તો તપગુણ દૂર રહી શકતો નથી.



જગતના પદાર્થોમાંથી મારાપણાની બુદ્ધિ જાય નહિ ત્યાં સુધી સુવિશુદ્ધ ભાવ આવે નહિ.



લક્ષ્મીને અનર્થકારી માની એટલે દાન આવ્યું. ઇન્દ્રિયોના ભોગો દુ:ખરૂપ છે, એમ લાગ્યું એટલે શીલ આવ્યું. ખાવું એ ખોટું એમ સમજાણું એટલે તપ આવ્યો, અને જગતના પદાર્થ માત્ર ઉપરથી મારાપણું ગયું એટલે ભાવ આવ્યો.



મૂર્છાનો ત્યાગ એ દાનનો પ્રાણ છે. વિષયો પ્રત્યે વિરાગ ભાવ એ શીલનો પ્રાણ છે. અનાહારિપદની ઇચ્છા એ તપનો પ્રાણ છે અને એકાન્ત આત્મદૃષ્ટિ એ ભાવધર્મનો પ્રાણ છે.



જગતના પદાર્થો મેળવવા સાચવવા અને ભોગવવા માટે તેમજ જગતમાં સુખપૂર્વક જીવવાને માટે જેટલો સંયમ કેળવાય છે તેટલોજ સંયમ જો જ્ઞાનિની આજ્ઞા મુજબ પરમાત્માનાં વચનોની આરાધના માટે કેળવાય તો સાચું સુખ દૂર નથી.



આચારો બગડવાથી વિચારો બગડે તે સ્વાભાવિક છે. સારા વિચારોથી સારા આચારો જન્મે છે તેમ સારા આચારો પણ સદ્વિચારોને પેદા કરવાનું સાધન છે.

દુનિયાને જેટલી દેહજીવનની દરકાર છે તેટલી દરકાર આત્મજીવનની નથી માટે દુનિયાની દૃષ્ટિએ ધર્મનું માપ કાઢવું એમૂર્ખતા છે.



જેમને ધર્મની આરાધનાની સામગ્રી નથી મળી એ જરૂર કમભાગી છે, પણ જેને સામગ્રી મળી છે તે છતાં જે એનો દુરૂપયોગ કરે છે, તેમજ જે એનો સદુપીયોગ કરવાની દરકાર કરતો નથી તે એનાથી પણ વધારે કમભાગી છે.



વિપરીત ક્રિયા તોજ અટકે, જો આત્મા સીધી ક્રિયામાં જોડાય. સીધી ક્રિયામાં જોડાયા વિના વિપરીત ક્રિયા અટકેજ નહિ અને એથી દુઃખ કે દારિદ્ર જાય પણ નહિ.



મરવાનું ચોક્કસ છે અને મર્યા પછી કાંઇ પાપ છોડવાનું નથી તો કોના વિશ્વાસે પાપ સેવો છો અને ધર્મ પ્રત્યે બેદરકાર બન્યા છો?



જેને મરવું ન ગમતું હોય તેણે મરણ ન આવે એવો પ્રયત્ન કરવો જોઇએ. જે જન્મે તે મરેજ એ નિયમ છે. માટે જન્મ ન થાય એમ કરવું જોઇએ.



અન્તિમ મરણને નિકટમાં લાવવાનો પ્રયત્ન એનું નામ મુક્તિ-માર્ગની આરાધના.



મરણ ન ગમે તો ઉત્તમમાં ઉત્તમ કોટિનું મરણ મેળવવાનો પ્રયત્ન કરો! કે જે મરણની સાથે આત્મા સાથેના સઘળાય જડ પદાર્થો સંયોગો ટળી જાય. !



પાપથી બચવાને માટે, નિષ્પાપ અને ધર્મમય જીવન જીવવાને માટે, મન, વચન અને કાયા ઉપર જે સંયમ કેળવવો પડે છે, તે સંયમ પાપરસિકને કેળવવો પડતો નથી.

પાપરસિકને જે સત્ત્વશીલતા કેળવવાની જરૂર પડતી નથી, તે સત્ત્વ-શીલતા પાપભીરૂને કેળવવી પડે છે.



પાપના પરિણામનો જેને વાસ્તવિક ખ્યાલ છે તે પાપભીરૂ ન હોય એ બને નહિ.



જેઓ ભવિષ્યના અનિષ્ટ પરિણામને જાણવા છતાં પણ અવસરે નથી કહેતાં, તેઓ સાચા સ્નેહી નથી.



રૂચે કે ન રૂચે, પણ અવસરે સ્વપર હિતને ધ્યાનમાં રાખીને હિતૈષી પુરૂષોએ આપવા જોગી હિતશિક્ષા આશ્રિતોને આપવાને ચુકવું ન જોઇએ. એ સામાને ફળે કે ન ફળે, પણ હિતબુદ્ધિથી અવસરજોગ ઘટિત હિતશિક્ષા આપનારને તો લાભ જ થાય છે.



યુદ્ધ કરનારાઓને પોતાનાં કાળજાં કેટલાં કઠણ બનાવવા પડતાં હશે ? ખરેખર, માણસ પોતાનાં મનમાન્યાં ઇષ્ટને મેળવવાને માટે શું શું નથી કરતો ? તેમ ધર્મ જો ઇષ્ટ લાગી જાય તો, ધર્મ માટે પણ કદાચ પ્રાણાર્પણ કરવાની તક આવી પડે, તોય એ આત્મા ભીરૂતાથી પાછો ન પડે !



મુક્તિલક્ષ્મી જોઇએ તો મોહ તેમજ મમતાને મારવા પડશે અને એને માટે બીજા શસ્ત્ર કે અસ્ત્રોની જરૂર નથી, પણ અહિંસા, સંયમ અને તપ રૂપ અમિતશક્તિનાં શસ્ત્રોની સહાય જોઇએ.



વૈરાગ્યનો પ્રચાર કરવો એ સાધુમહાત્માઓનું દૂષણ નથી પણ ભૂષણ છે.



ધર્મ ઉપર વાસ્તવિક અનુરાગ થયા વિના ધર્મની વાસ્તવિક સેવા થઇ શકતી નથી.



જેમાં સદાચારિઓને કે સદાચારોને યોગ્ય સ્થાન ન હોય, જેમાં

સદ્‌વિચારો તેમ જ સદ્‌વિચારશીલો પ્રત્યે આદરભાવ ન હોય, એવા નવયુગની જો હાકલ સંભળાવાતી હોય તો એ નવયુગને આત્મનાશનો યુગ માની દૂરથી નમસ્કાર!



પૌદ્‌ગલિક લાલસાને પૂર્ણ કરવાને માટે મન, વચન અને કાયા ઉપર જેટલો સંયમ રખાય છે, તેટલો સંયમ જો મોક્ષમાર્ગની આરાધના કરવામાં રખાય, તો આત્માનો નિસ્તાર દૂર નથી.



શક્તિ અને સામગ્રીની કિંમત તેના સદ્‌વ્યયને અંગે જ અંકાય છે.

નિવૃત્તિ પામવાને માટે સત્પ્રવૃત્તિ આચરવી જરૂરી છે. નિવૃત્તિના નામે સત્પ્રવૃત્તિને નિષેધનારા અજ્ઞાન છે.



કહેવાય છે કે, સાધનના ઝઘડા નકામા છે, પણ સાધ્યને સિદ્ધ કરવા માટે સાધનોની જરૂર છે. ઝઘડા શબ્દથી મૂંઝાઇ સાધનોનાં મૂલ્યને ભૂલવું ન જોઇએ.



દુરાગ્રહ કે અધ્યાગ્રહ સાચી વાત સમજવામાં મોટી આડખીલી રૂપ છે. કાં તો જ્ઞાની બનો! કાં તો જ્ઞાનીના શરણે રહો! પણ વગર સમજ્યે જ્ઞાની હોવાનો દંભ ન સેવો!



મન, વચન અને કાયાના યોગો સંપૂર્ણપણે અક્રિય બને, એ તો મોક્ષ પામતાં પહેલા પાંચ હ્રસ્વાક્ષરના ઉચ્ચારણ જેટલાં સમયમાં જ બનવાનું છે, માટે અયોગી બનવાનો માર્ગ એ જ છે કે, યોગોને ઉન્માર્ગમાં વપરાતા અટકાવી દઇ સન્માર્ગમાં વાપરવા.



અક્રિય બનવું છે માટે કર્મ કાઢવાની ક્રિયા પણ ન કરવી એમ માને તેનો સંસાર જાય નહિ: કારણ કે, એવી માન્યતવાળાને અક્રિય દશા પ્રાપ્ત થતી જ નથી.

વિષયોને તમે આધીન ન બનો ! પણ વિષયોને તમારે આધીન બનાવો ! વિષયાધીન ડુબે છે અને વિષયોને આધીન રાખનાર તરે છે.



સામગ્રી હોય તો આરાધના સાથે પ્રભાવના પણ થઇ શકે, પરન્તુ સામગ્રીનો સદ્વ્યય કરાય તો જ પણ સામગ્રીસંપન્ન દશામાં આત્મા વિવેકી ન બને તો પાપના ભારથી તે ભારે બને છે.



સામગ્રીહીન દશામાં સામગ્રીના સદ્વ્યયની વાતો કરવી જેટલી સહેલી છે. પણ તે સ્થિતિમાં એટલે સામગ્રીને પ્રાપ્ત કર્યા બાદ તેનો સદુપયોગ કરનારા બનવું તેટલું કપરું છે.



લક્ષ્મીનો સદ્વ્યય કરવાનો ઉપદેશ દેનારા મહાપુરૂષોએ જ ફરમાવ્યું છે કે 'લક્ષ્મી મેળવવાની ઇચ્છા એ પાપ ઇચ્છા છે.'



ધર્મ માટે લક્ષ્મી મેળવવાની ઇચ્છા થાય તે કરતાં લક્ષ્મી મેળવવાની ઈચ્છા જ ન થાય એ વધારે સારૂં છે.



વિષયનું વિષ એવું ભયંકર હોય છે કે, જેથી અયોગ્ય રીતે વિષયોનું સ્મરણ પણ આત્માના ગુણોને હણનારૂં નિવડે છે.



જેના હૃદયમાં પોતાના સાચા ધર્મબંધુ પ્રત્યેનું વાત્સલ્ય ભર્યું નથી, અને તેની ભક્તિ કરવાની ભાવના જાગૃત થતી નથી, તે સ્વામિનો સાચો સેવક પણ નથી. સ્વામિના સાચા સેવકને પોતાના સ્વામિના સેવક પ્રત્યે પ્રીતિ કે ભક્તિ ઉત્પન્ન થયા વિના કેમ રહે ?



વિષય કે કષાયોની વાસના વખતે તે વેળાએ તેને શમાવનાર જો મળી જાય તો એ વાસના આત્માને ઉન્માર્ગે નથી લઇ જતી, પણ સીંચનાર મળતાં એ આત્માને અધઃપતનના માર્ગે ઘસડી જાય છે.



વિકારનાં એક સાધનરૂપ સ્ત્રીઓનાં એક એક અંગને કામવિવશ

આત્માઓ કોઇક જુદી જુદી કલ્પનાઓથી નીરખતા હોય છે. એઓને મન સ્ત્રીઓનું શરીર સુખના નિધાન રૂપ ભાસે છે. એથીજ એ પ્રકારની મથામણમાં તેઓ પોતાનું આત્મ સ્વરૂપ ભૂલી જાય છે. આથી જ એ આત્માઓ દેવ, ગુરૂ કે ધર્મ પ્રત્યેનો શ્રદ્ધાભાવ, પાપભીરૂતા વગેરે સુંદર સદ્ગુણોને ત્યજીને કેવળ મોહમૂઢ બની જાય છે.



દુનિયાનાં પ્રાણિઓ જેટલી સાધના અર્થ કે કામની કરે છે, તેટલીજ જો મુક્તિ માર્ગની કરે તો તેઓનું આત્મકલ્યાણ કેમ ન થાય?



ભૂતકાલની કરણીઓના યોગે વર્તમાન સ્થિતિ સરજાઇ છે. વર્તમાનની કરણિઓના યોગે ભવિષ્યની સ્થિતિ સરજાઈ રહી છે. વર્તમાન સ્થિતિમાં મારે કેમ વર્તવું જોઇએ એજ ખાસ વિચારવા જેવું છે. વિચાર કેવળ ભવિષ્યનું સુધારવાને માટેજ કરવા જેવો છે. ભૂતકાળનો વિચાર ભવિષ્ય કાળને સુધારવાના હેતુથીજ કરવો જોઇએ અને ભવિષ્ય માટે વર્તમાન કાળના વર્તનનો નિર્ણય કરી લેવો જોઇએ.



અંત સુધી પણ વિષય વાસનાની વૃત્તિ ઉપર અંકુશ લાવવો નહિ અને આખું માનવજીવન વિષય વિલાસમાં ગુમાવવું એના જેવી અધમ મનોવૃત્તિ બીજી એક પણ નથી.



સમ્યગ્દષ્ટિ આત્માઓ પોતાને મળેલી ઋદ્ધિનો ઉપયોગ આત્મકલ્યાણની સાધનમાં કરે એમાં કશું આશ્ચર્ય નથી. કારણ કે, પવિત્ર આત્માઓનો તે સ્વાભાવિક ધર્મ છે.



પોતાની ખોટી મહત્તામાં જ મૂંઝાઇ જનાર આત્મા અન્યની સાચી પણ ખ્યાતિ સાંભળી શકતો નથી.



અન્યની સાચી પણ ખ્યાતિને સાંભળવાનું ધૈર્ય અક્કડ બનેલાઓમાં હોઇ શકતું નથી, આથી ડાહ્યા ગણાતાઓ પણ કોઇક વેળા નહિ જેવી વાતોમાં પોતાનું અહિત કરનારા બને છે.

ગુણવાનના ગુણની અનુમોદના એ તો સમ્યગ્દષ્ટિ ધર્માત્માની ભાવના છે, અને ગુણવાનની પ્રશંસા એ ધર્મિતાનું સુંદર પ્રતીક છે. એના યોગે એનો ધર્મ નિર્મળ બને છે, દીપી અને ખીલી ઉઠે છે. પણ ખોટા મદમાં આત્મભાન ભૂલેલાઓ આ સાધનનો સદુપયોગ કરી શકતા નથી.



સમ્યગ્દષ્ટિ શાંત જરૂર હોય, પણ કાયર નહિ. ખોટાને સાથ ન આપે એ જરૂર, તેમજ ખોટાને હૈયામાં પેસવા પણ ન દે, પણ સત્યનો આગ્રહ એ કદિ ત્યજે નહિ, એની શાન્તિની પૂંઠે કાયરતા ન હોય પણ સત્યમાર્ગ પ્રત્યેનો અવિહડ અનુરાગ હોય.



અનુકંપા, નિર્વેદ, સંવેગ અને ઉપશમની શુદ્ધતાનો આધાર આસ્તિક્ય ઉપર છે. મિથ્યાત્વરુપ મલ ક્ષયોપશમાદિને પામે નહિ ત્યાં સુધી વાસ્તવિક રીતે શુદ્ધ ગુણોની પ્રાપ્તિ થવી શકય નથી. એટલે આસ્તિક્તા ગુણ પ્રગટી શકતો નથી.



સાચા બળવાનો તે છે કે જેઓ પોતાના બળથી નિર્બળોને રક્ષણ આપે છે, તેમ જ પોતે તેનાં દુરૂપયોગથી સદા ડરતા રહે છે.



બળનો ઉપયોગ પુણ્યશાલી આત્માઓએ પૌદ્‌ગલિક સુખોની સાધનામાં કરવા કરતાં, આત્મિક સુખની સાધનામાં કરવો એજ સ્વપર માટે શ્રેયસ્કર છે.



દેવતાઓની શક્તિ અચિંત્ય હોય છે. તેઓ ધાર્યું કામ ઈચ્છાની સાથે નિપજાવી શકે છે, જો કે આથી જરા પણ મુંઝાવાનું નથી. આવી અચિંત્ય શક્તિને ધરાવનારા દેવો પણ વસ્તુતઃ સુખી નથી. તેમના શિર ઉપર પણ મરણ તો ઉભું જ છે: મોક્ષના અર્થિ આત્માઓએ આવી અચિંત્ય શક્તિઓથી જરાપણ લેવાઇ જવું જોઇએ નહિ. કારણ કે, તે જ શક્તિ સાચી કે જે, જન્મ, મરણ કે કર્મની સત્તા સામે ઝઝુમનારી હોય.



ધર્મસાધનના નામે શરીરના સેવક બની બેઠા! તો પરિણામ ઘણું જ ભયંકર આવશે: કારણ કે, શરીરનો મોહ અનેક અનર્થોનું મૂળ છે.

તે જ્ઞાની શ્વાસોશ્વાસમાં ઘણાં જ કર્મ ખપાવે છે, કે જે જ્ઞાની મન, વચન અને કાયાથી ગુપ્ત હોય: પણ મન, વચન અને કાયાને યથેચ્છ રીતે વર્તાવનારો હોય તે નહિ.



સાચો સાધુ ચક્રવર્તી કરતાં પણ વધારે સુખ અનુભવી શકે છે. બાહ્ય પદાર્થોના યોગમાં જ સુખ માની રહેલા અને આત્મિક સુખ શાન્તિની કલ્પના પણ નહિ કરી શકનારા આ વસ્તુને નહિ સમજી શકે. સાધુનું સુખ નિર્દોષ છે માટે મોક્ષ સાધક છે. દુન્યવી સુખ સદોષ છે માટે તે સંસાર દુઃખનું જ કારણ છે.



સંસારમાં રહેલો આત્મા જો ક્ષુદ્ર સ્વાર્થને વશ બની મા બાપ કે અન્ય વડિલજનોની અવજ્ઞા કરે, તો એના જેવો કુજાત એકે નથી.



ધર્મમાં વિઘ્ન, એ પુણ્યશાળી આત્માને પોતાના શિરચ્છેદ કરતાં પણ અતિશય દુઃખરૂપ થાય છે: કારણ કે, તે આત્માને મન ધર્મ એજ સર્વસ્વ હોય છે.



ધર્મની સામે આવતાં આક્રમણોને નિહાળીને ધર્મરાગી ગણાતો આત્મા ખળભળી ન ઉઠે, તો તેના આત્મામાં સમ્યક્ત્વની પણ શંકા જ છે.



શ્રી વીતરાગનાં શાસનની સાચી સાધુતા શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા મુજબની નિઃસ્પૃહતામાં જ રહેલી છે, અને એ નિસ્પૃહતામાંજ સાચી ધર્મપ્રભાવના છે.



પ્રભુમાર્ગને પામેલા આત્માઓમાં પૂજ્યો પ્રત્યેની ભક્તિ, સમાનધર્મિ આત્માઓ પ્રત્યેનો સદ્ભાવ, સંસારના વૈષયિક સુખોની અસારતાનો ખ્યાલ અને સંયમી બનવા પ્રત્યેની લગની ન હોય એ બનેજ નહિ.



સુંદર સંસર્ગોમાં પણ જોઇતો સદ્ભાવ હૃદયમાં ન જાગે, એ તો એક ભયંકર કમનશિબી ગણાવી જોઈએ.



પાપના માર્ગે જઇ રહેલા આત્માઓને પાપમાર્ગમાંથી બચાવવાને ઉત્તમ

આત્માઓ ઇચ્છે અને સત્ય વસ્તુનું ભાન કરાવવાનો પ્રયત્ન કરે. તે પણ ધર્મપ્રત્યે અરૂચિભાવ ધરનારા આત્માઓને ગમે એ શક્ય નથી.



એક આંખમાં પ્રીતિ અને એક આંખમાં ભીતિ, એક આંખમાં અમી અને એક આંખમાં ઉગ્રતા, ધર્મિ પાસે ધર્મિને જતાં આનંદ થાય, પણ ધર્મના વિરોધિને તો પોતાનાં ધર્મવિરોધરુપ પાપનો ભય રહેવો જ જોઇએ.



દુનિયાની કોઇ પણ કાર્યવાહી કરવાં જેને આત્મા યાદ આવે છે. તે આત્માની કોઇ કાળેય દુર્ગતિ થતી નથી. વ્યાપારાદિપ્રત્યેક પ્રવૃત્તિમાં આત્માને યાદ કરનારની ગતિ બગડે એ વાત અસંભવિત છે. કારણઃ આત્મા જેને યાદ હોય તે પાપ કરતાંય ડરે અને .પાપ થઇ જાય તોય તેને તેનો પશ્ચાતાપ થાય જ.



એકાન્ત હિતબુદ્ધિથી કરવામાં આવેલી શિક્ષા પણ સુયોગ્ય આત્માનેજ ફળે છે.



સત્ય સમજાઇ ગયા પછી અને પોતાની ભૂલનો ખ્યાલ આવી ગયા પછી, ખોટી મહત્તા ટકાવી રાખવા માટે ઉલટી ઉલટી પ્રવૃત્તિઓ કરવી, એ ઇરાદાપૂર્વક પોતાનાં અમૂલ્ય જીવનનો પોતાના હાથે નાશ કરવાનો પ્રયત્ન કરવા જેવું છે. આવા અયોગ્ય પ્રયત્નો કરનારા, ખરેખર ઉપકાર માટે પણ અયોગ્ય જ ગણાય છે. આવા દુરાગ્રહિઓ ઉપર ઉપકાર કરવાની ઉપકારિ આત્માઓની આશા પણ વ્યર્થ બને છે.



જેઓ પોતાના પાપને માટે પોતાના આત્માને નિન્દતાં શીખે છે. તેઓ ક્રમે ક્રમે પાપથી પાછા હઠતા જાય છે.



વિષયાધીનતા એ એક કારમી અંધતા છે. કારણ કે તેને આધીન બનેલ આત્માઓ, જાત, ભાત, શીલ, વિવેક, વ્યવહાર અને ધર્મ આદિ કાંઇ જોઇ શકતા નથી.

મદિરા જેમ માણસની વિવેકબુદ્ધિ અને વિચારશક્તિને હણે છે, તેમ અથવા તેથી વિશેષ રીતે વિષયાધીનતા, વિવેકબુદ્ધિ અને વિચાર શક્તિને હણે છે.



વિષય વિકાર, એ એવી લોભાવનારી વસ્તુ છે કે, જેમ બને તેમ વિષયવૃત્તિને તાજી કરનારાં નિમિત્તોથી પણ માણસે દૂર રહેવાનાજ પ્રયત્નમાં રહેવું જોઈએ.



વિષયોથી બચવાને માટે કરડામાં કરડા નિયમો યોજવા પડયા છે. એ જ સૂચવે છે કે, એ બહુ જ ભયંકર અને જલદીથી વળગી જાય એવી-વસ્તુઓ છે.



ધર્માનુષ્ઠાનના ફલ તરીકે પૌદ્‌ગલિક સુખની માગણી-ઇચ્છા, એ ખરેખર અયોગ્ય ઇચ્છા છે: એનું પરિણામ સારૂં નથી હોતું.



બ્રહ્મચર્યના પ્રભાવે પણ સ્વર્ગ મળે છે, એની ના નથી: છતાં દેવ-લોકની દેવાંગનાઓના મોહથી બ્રહ્મચર્ય સેવવામાં આવે, દુશ્મનોનો સંહાર થાય તેવું બળ મેળવવા માટે બ્રહ્મચર્ય સ્વીકારવામાં આવે તો તે સાધક નથી બાધક છે.



રાગ ભૂંડો છતાં ત્યાગ માટેનો રાગ પ્રશંસનીય અને સફલ છે: અને ત્યાગ સારો છતાં પણ રાગ માટેનો ત્યાગ નિષ્ફલ અને અનિચ્છનીય છે.



સ્ત્રી વગેરે વિકારનાં સાધનોમાં ચક્ષુ સ્થિર થતાં હોય તો સમજવું કે; આ ઇંદ્રિયો મળી પુણ્યયોગે, પણ તેનો દુરૂપયોગ આત્માને અધઃપતનનાં માર્ગે ખીંચી જશે.



લક્ષ્મી પુણ્યથી મળી, પણ વિષય-વિલાસમાં અને રંગરાગમાં જ તેનો વ્યય થાય, તો માનવું કે, એ પુણ્યમાં વિષયના કણીયા ભળ્યાં છે: પણ એ

લક્ષ્મી દાન, ત્યાગ કે જગતના પારમાર્થિક હિતકાર્યોમાં ખરચાય તો માનવું કે, અમીનાં છાંટથી ભરી છે.



પાપના હૃદયને પણ પુણ્ય તરીકે પલટાવી શકાતો નથી એમ ન માનતા; પણ તેવો પુરૂષાર્થ જોઇએ. પ્રયત્ન હોય તો અશુભ પણ શુભમાં પરિણમે; જો કે, નિદાનના યોગે મળેલી સ્થિતિમાં પરિવર્તન શક્ય નથી. આથી જ ધર્મનાં ફલ તરીકે પૌદ્‌ગલિક સુખોની પ્રાપ્તિનું નિદાન, આત્માને માટે અહિતકર છે.



ગમે તેવા સંયોગોમાં પણ ઉત્તમ આત્માઓની ઉત્તમતા ઝળક્યા વિના રહેતી નથી.



વિષય-કષાયોના અભ્યાસી આત્માને વિષય-કષાયોમાં યોજવા, એમાં કશી જ તકલીફ નથી.



'જે ખાય તેનું પેટ ભરાય.' એમ કહેનારા ધર્મની બાબતમાં કેવળ અનુમોદનાથી જ ચલાવી લેવા માગે છે એ આશ્ચર્ય છે.



'રાજા પાસે જઇને મુઠ્ઠી આટો માગવો-'એ જો રાજાની મશ્કરી ગણાય તો, જે દેવ સંસારથી તારનાર છે તે સંસાર તારકની પાસે સંસારમાં રહેવાની સહાય માંગવી અને ભોગ સુખની માગણી કરવી એ કયી જાતનું ડહાપણ ગણાય ?



'દેવ કે ગુરૂની વાસ્તવિક ઓળખ રહી નહિ, એઓની ભક્તિ શા માટે એ વિચાર ભૂલાઇ ગયો, અને 'સંસારનાં દુઃખોથી તરવાને એઓનાં વચનોની આરાધના કરવાની છે.' એ માન્યતા ચાલી ગઈ, આથી આજના ધર્મિઆત્માઓમાં ધૈર્યનું દર્શન થતુ નથી.



અનુમોદનાથી અને વાણીથી વાત પતાવવાની હોય તો તે એક

ધર્મમાં જ છે કે બીજે કાંઇ છે ? ખાવામાં કોઇએ બીજાને એમ કહ્યું કે મારી વતી તું ખાઇ લે ? 'ને ખાધું માટે ધન્ય છે તને' એમ કહ્યું ? નહિ તો પછી આજ મળેલા ટુકડાને જેમ ભીખારી સંતાડી સંતાડીને ખાય તેમ જે શ્રીમાનો ખુણે બેસી સંતાડી સંતાડીને પેટ ભરે છે, તે બિચારા કંગાળ છે. આજે તો પૌષધ કરનારો, ધર્મ ક્રિયાઓ કરનારો પણ સંયમને કઠીન કઠીન જ કહ્યા કરે છે ? પણ સંયમમાં જેમણે બાવીસ પરિષહ વર્ણવ્યા છે તેમણે જ એક વર્ષના સંયમ પર્યાયનું સુખ અનુત્તર વિમાનના સુખને પણ લંઘી જાય એમ કહ્યું છે. એનું શું ?



'પાપ કરવું, ઉન્માર્ગે ચાલવું, અનીતિ, અન્યાય અધર્મ સેવવા.' આ છતાં પણ આપત્તિ અને બરબાદી આવે ત્યારે રાડો પાડવી, એ કાંઇ ચાલે ? પાપના કચરા અને દુષ્ટ ભાવનાઓના કચરા કાઢયા વિના આપતિ કદી જ ટળતી નથી અને થતી બરબાદી કદી અટકતી નથી.



જે આત્મા કર્મથી ભરેલો હોય તેને જ છતી સામગ્રીએ ધર્મ માટે શક્તિ વાપરવાનું મન ન થાય.



ધાડપાડુની વૃતિ જેવી બીજી અધમ એકે વૃત્તિ નથી. ન મળે તો માગીને ખાવું પણ ધાડપાડવાની વૃતિ તો કદી જ ન કરવી. પેટ માટે ભીખ માગવી એ નીચ ક્રિયા છે પણ તે માટે લૂંટવાની વૃત્તિ કરતાં તે ઘણી ઉંચી છે.



એકાંતમાં બેસી આત્માને પૂછો કે, 'કયાં જવું છે?' અને કયાં જવાની કારવાઇ થઇ રહી છે ?' ઉંચે જવું હશે તો તે માટે જરૂરી કારવાઇ કર્યા વિના કોઇ પણ રીતે નહિ જવાય.



છાપાંઓની જગ્યાએ પૂર્વ પુરૂષોનાં જીવનો લાવો, ચોપડાની જગ્યાએ જ્ઞાન, શ્રદ્ધા અને સદાચરણ મૂકો એમાં કયાં ખોટ આવી અને કેટલો નફો થયો એનો વિચાર કરો !

જેને ધર્મ વ્હાલો લાગ્યો તેને ધર્મના વિરોધિઓથી જગતને બચાવવાનું મન થાયજ. ભીખારી પણ ચોરી ન કરે તો જેલ નહિ અને શાહુકાર પણ ચોરી કરે તો કોટડી તૈયાર છે. તેમ ગમે તેવો સારો માણસ પણ જો ધર્મથી વિરૂદ્ધ ભાવવાળો બન્યો તો તેની તે ક્રિયા નિન્દનીય બને છે.



ધર્મ નીતિ કે ઉત્તમ પ્રકારના સદ્‌ગુણોને હસવા અને વિષય સુખમાં આનંદ માનવો તે ત્યારે જ બને કે જ્યારે સદ્ કે અસદ્‌ના અવિવેકરૂપ, મોહનો અંધાપો હૃદયમાં આવ્યો હોય. વીતરાગ પરમાત્મામાં માનનારમાં આ સ્થિતિ ન હોવી જોઇએ.



# સ્વાધ્યાય પાઠ

સંપત્તિ અને સાહ્યબી પ્રાપ્ત કરવાને માટે મેં શું નથી કર્યું ? હું શું નથી કરતો ? ધનની લાલસાએ, મને પુણ્ય અને પાપ, નીતિ અને અનીતિ વગેરેના વિચારોથી જ અળગો રાખ્યો છે. મને કર્તવ્યનું ભાન રહ્યું નથી. પણ ગમે તેટલી સંપત્તિ અને સાહ્યબી મળી, તેથી મારા આત્માને શું ?

સંતોષ વિના લક્ષ્મીનું કે સાહ્યબીનું સુખ ભોગવી શકાતું નથી અને આત્માની આબાદી મેળવ્યા વિના દુઃખ માત્રથી મુક્ત બની, સદાને માટે સંપૂર્ણ સુખના ભોક્તા બની શકાતું નથી. ખરી સંપત્તિ તો આત્મસંપત્તિ છે. સંસારની આબાદી સાથે આવવાની નથી અને તે આબાદી મેળવવાને માટે આચરેલી અનીતિ કે પાપ રૂપ આત્માની બરબાદી, સાથે આવ્યા સિવાય રહેવાની નથી.

• • •

ઉત્તમ એવો મનુષ્યભવ, વસ્તુતઃ મોક્ષની જ સાધનાનું એક માત્ર સાધન છે. આવા મોક્ષના સાધનરૂપ મનુષ્યભવની યુવાનીનો ઉપયોગ મોક્ષની સાધનામાં નહિ કરતાં, અનેક પ્રકારનાં ભોગસુખો, કે જે ચોરાસી લાખ યોનિઓ દ્વારા દેવ-મનુષ્ય-તિર્યંચ અને નરક એ ચાર ગતિઓમાં વારંવાર ભ્રમણ કરતાં હું હરેક વખતે ભોગવતો જ આવ્યો છું, તેમાં મારો આત્મા ભાનભૂલો, બની યુવાનીને દિવાની બનાવી રહ્યો છે.



**સંયમના** ભોગે પણ શારીરિક બળ મેળવવાને માટે હું મથી રહ્યો છું. પરંતુ આત્મબળ મેળવવાને હું વ્રતધારી બનતો નથી. ઇંદ્રિયોને ભોગવિલાસમાંથી હું પાછી ખેંચતો નથી. પણ તેમાં રચ્યો કે પચ્યો રહું છું : મનનો સંયમ કરતો નથી. પણ તેને નિરંકુશ રીતે છુટું મૂકું છું અને બુદ્ધિને પણ આત્મનિષ્ટ બનાવવાને સારૂ પ્રયત્ન કરવાને બદલે, મારા આત્મસુખનો નાશ કરનાર તથા દુઃખમાં વધારો કરનાર પ્રવૃત્તિઓમાં ઉપયોગ કરી રહ્યો છું.

● ● ●

**કર્ત્તવ્ય કે** અકર્ત્તવ્યનો વિચાર કરવામાં, બીજાનું ભલું કરવામાં કે આત્માને ઓળખવામાં હું મારી બુદ્ધિનો ઉપયોગ કરતો નથી. પણ બીજાનું સુખ પડાવી લેવામાં અને અન્યને યુક્તિપૂર્વક વ્યવસ્થિત રીતે દુઃખ દેવામાં હું મારી બુદ્ધિનો ઉપયોગ કરી આત્મહત્યા કરી રહ્યો છું. અનન્તા ભૂતકાળનો અને ભવિષ્યનો વિવેકપૂર્વક વિચાર નહિ કરતાં, મારી બુદ્ધિનો હું ટૂંકા વર્તમાનકાળને રોનકદાર બનાવવામાં ઉપયોગ કરૂં છું અને એથી હું જ મારૂં ભવિષ્ય બગાડી રહ્યો છું.

● ● ●

**સંસાર** કે ઇન્દ્રિયોના ભોગની ભુલભૂલામણીની જાળમાંથી નીકળવામાં, ચતુરાઈનો ઉપયોગ નહિ કરતાં, દંભ અને કપટ આચરી–તાલબાજ બની, સંસારની તેમ જ વિષયકષાયની ભયંકર ભૂલભૂલામણીની જાળમાં ફસાવામાં હું મારી ચતુરાઈનો ઉપયોગ કરી, આત્મનાશ કરી રહ્યો છું.

સંયમ ધારણ કરી આત્માની શોભા વધારવામાં હું મારાં રૂપરંગનો ઉપયોગ નથી કરતો, જ્યારે ભોગ ભોગવવામાં પાગલ બની, આત્માની શોભા ઘટાડવામાં હું મારા સૌંદર્યનો ઉપયોગ કરી રહ્યો છું.

માતા, પિતા, ભાઇ, બ્હેન, સ્ત્રી, પુત્ર, શરીર, ધન, ભવન અને મિત્ર—એ સર્વનો ઉપયોગ આત્મકલ્યાણને માટે નહિ કરતાં મોહ, અહંતા અને મમતા વધારવામાં જ હું કરી રહ્યો છું.

મોક્ષદાયક ધર્મના આચરણમાં કે શ્રી વીતરાગ પરમાત્માના ધ્યાનમાં મનને લગાડવાને બદલે; ભોગ, ઐશ્વર્ય (દોલત) મેળવવા, સાચવવા અને ભોગવવાના વિચારોમાંજ હું મારા મનનો દુરૂપયોગ કરી રહ્યો છું.

• • •

આત્મકલ્યાણને માટે અહંતા અને મમતાનો ત્યાગ કરીને હું સમતાને ધારણ કરી શકતો નથી, 'મારૂં શું થશે?' એની મને ખબર નથી. આવી દશામાં મારી સદ્ગતિ કેમ થાય વારૂ?

હું આત્મકલ્યાણ માટે દ્વેષનો ત્યાગ કરી શકતો નથી, અન્યનો ઉત્કર્ષ જોઇ તેનો દ્વેષ કરવો છોડી શકતો નથી અને અન્યના ગુણોને ઢાંકી દેવાનું તથા અન્યના અછતા દોષોને પ્રગટ કરવાનું પણ હું બંધ કરી શકતો નથી, એ ખેદની બીના છે.

• • •

હું આત્મકલ્યાણ માટે કામનાઓ કે લાલસાઓનો ત્યાગ કરી શકતો નથી અને નિઃસ્પૃહતાનો સ્વીકાર પણ કરી શકતો નથી. આત્મકલ્યાણ માટે પાપમૂળ અભિમાનને છોડી શકતો નથી અને ધર્મમૂળ સામાન્ય દયાને પણ ધારણ કરી શકતો નથી; તો પછી ભાવદયા કે આત્મદયાને તો કયાંથી જ ધારણ કરી શકું? અને જ્યાં સુધી ભાવદયાને ધારણ ન કરી શકું ત્યાં સુધી મારૂં કલ્યાણ સધાય પણ કયી રીતે!

• • •

મોક્ષના ધ્યેયનો વિચાર આવવો જ મુશ્કેલ છે; વિચાર આવે તોય મોક્ષનું ધ્યેય સમજાવું એથીય મુશ્કેલ છે; મોક્ષના ધ્યેય

માટેનું આચરણુ તો એથીય મુશ્કેલ છે અને મોક્ષના ધ્યેયની સાધનામાં જ ટકવું એ તો સૌથી વધુ મુશ્કેલ છે. આનું કારણુ એ છે કે, અનાદિકાલથી આત્મા વિષય અને કષાયમાં રત બનેલો છે. આત્માને પોતાના સ્વભાવનો ખ્યાલ નથી, મોક્ષ એટલે આત્માના સ્વભાવનો પરિપૂર્ણ વિકાસ. આ વિકાસ ત્યારે જ થાય કે, જ્યારે આત્મા કર્મના યોગથી વિખૂટો બને. દર્શનમોહનીય કર્મના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ વિના મોક્ષના ધ્યેયમાં નિશ્ચિત બનાય નહિ. જ્ઞાનાવરણીયના ક્ષય, કે ક્ષયોપશમ વિના મોક્ષના ધ્યેયની સમજણુ ન આવે તેમજ ચારિત્રમોહનીય કર્મના ઉપશમ ક્ષય કે ક્ષયોપશમ વિના મોક્ષસાધક પ્રવૃત્તિઓમાં રસ આવી શકે નહિ.



**આત્મા** સિવાયની સર્વ વસ્તુઓને પર માનવાથી જ ધન, ભોગસુખ, આત્માના શત્રુ રૂપ ભાસશે એટલે એની મમતા ટળશે, આથી આ નિમિતે થતા ક્રોધ. માન, માયા અને લોભ જશે. પર વસ્તુઓની મમતા જતાં, આત્મામાં સમતા પ્રગટશે અને મોક્ષ રૂપ સાધ્યમાં સુનિશ્ચિત બની, તેની સાધનામાં મન–વચન–કાયાના યોગોને યોજી શકાશે. આ સિવાય કેવળ ધન અને ભોગસામગ્રીની હયાતિમાં જ સુખ માનનારાઓને તો મમતાના ત્યાગની વાત સાંભળવી પાલવે તેમ નથી.



**શરીરની** સેવામાંથી છૂટવું એટલે સાદા અને સરળ બનવું. સાદા બનવું એટલે જેમ બને તેમ જરૂરીઆતો ઓછી કરવી. જરૂરીઆતો ઓછી ત્યારે જ થાય, કે જ્યારે ભવભીરૂતા કે પાપભીરૂતા આવે. ભવભીરૂતા અને પાપભીરૂતા આવતાં ઇન્દ્રિયોનો સંયમ અને મનનો સંયમ સ્વાભાવિક રીતે જ

સરળ બને. આમ પાપથી બચી શકાય અને નવો કર્મબંધ પડે નહિ, અર્થાત્ સંવર થાય. એ સાથે શુદ્ધ ક્રિયા અને શુદ્ધ ભાવનાના યોગે નિર્જરા-કર્મનાશ થાય. આ રીતે વર્તતાં કદાચ કર્મબંધ થાય, તો તે શુભ જ હોય. પુણ્યાનુબંધિ પુણ્યનો એ બંધ આત્માને ઉત્તમ સામગ્રી પમાડે, છતાં એ સામગ્રી આત્માને મુંઝવે નહિ. એ પુણ્ય જ એવું કે, આત્માનો વિરાગભાવ વધતો જાય અને તેથી પરંપરાએ મોક્ષ સાધી શકાય.

● ● ●

**પરપદાર્થોને** તેના વાસ્તવિક સ્વરૂપમાં સમજી લઇ, ત્યાગભાવનાને કેળવીએ તો મોક્ષ નિયત થઇ જાય. પરપદાર્થો છૂટે નહિ તેથી મિથ્યાત્વ આવતું નથી, પરંતુ પરપદાર્થોના યોગથી જ જન્મતાં સુખોને સાચાં સુખો માનવાથી મિથ્યાત્વ આવે છે ને ગાઢ બને છે. 'પર પદાર્થોના યોગથી ઉત્પન્ન થતાં સુખો દુઃખરૂપ છે અને એથી તે તજવા જેવાં છે'-આમ ન સમજાય તેમજ 'મોક્ષ સાધક ધર્મ જ આચરવા જેવો અને મોક્ષ જ પામવા જેવો છે'-એમ ન લાગે, એ જ વસ્તુતઃ મિથ્યાત્વનો પ્રભાવ છે.

● ● ●

'**શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાની આરાધના, એજ ધર્મ** અને એજ ધન—' એ મતિ નિરંતર હૃદયમાં સ્થાપન કરવા જેવી છે. શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞા જેના હૈયામાં વસી, તેના અશુભ દિન ગયા અને શુભ દિન આવ્યા. પૌદ્ગલિક સુખોની લાલસા ડૂબાવનારી છે, એ વસ્તુ હૃદયમાં બરાબર જચી જાય, તો ધર્મની આરાધાના સુંદર પ્રકારે થઇ શકે. હજારો અધર્મિઓ વચ્ચે પણ એક ધર્મી જો મક્કમ રહે, તો તેની અસર જરૂર થાય. ભવનિર્વૃત્તિ અને મોક્ષપ્રાપ્તિ માટે જ ધર્મ છે. ધર્મ તરવા માટે છે, ડુબવા માટે નથી. મોક્ષદાયક ધર્મના સેવનથી સંસારને આબાદ

બનાવવાને ઇચ્છનારાઓ તો, જ્ઞાનિઓની દૃષ્ટિથી બરબાદ થઈ રહ્યા છે.



મોક્ષદાયક ધર્મની આરાધના ઉત્તમ પ્રકારે થઇ શકે, એવી સામગ્રી મહાપુણ્યે મળી છે; જો રીતસર ન વર્તાય, ઇન્દ્રિયોને આધીન બનાય અને શક્ય રીતે બચવામાં બેદરકાર રહેવાય તો આવી દુર્લભ સામગ્રીના યોગે પણ આત્માનું બગડે, એ નિશ્ચત વાત છે. ધર્મક્રિયા કરતાંય આ વાતનો ખ્યાલ રહેવો જોઈએ. પાપના ભય વિના દેખાવ માટે મોક્ષદાયક ધર્મની વાતો, એ તો આડંબર છે. અને તે આત્માને તારવાને બદલે ડુબાવે છે. પાપના ભય વિના ધર્મરૂચિ પ્રગટી શકે કે? જેના હૈયામાં પાપનો ડર નથી, તેના હૈયામાં સાચી ધર્મરૂચિ હોય, એ અસંભવિત જ છે.



પરપદાર્થોને મેળવવાની ઇચ્છા એ અશાન્તિ અને અસંતોષને આપે છે. તેને નહિ મેળવવાની ઇચ્છા અને મળેલ પદાર્થોનો સદુપયોગ, એજ શાંતિનો રાજમાર્ગ છે. જે કાંઇ ઇન્દ્રિયોને ગમતું લાગ્યું, તે બધુંજ મેળવવાની ઇચ્છા દિન–પ્રતિદિન વધતી જાય છે. એ રીતે બધુંજ મેળવવાની ઇચ્છાથી તો પાપ વધ્યાં. પરપદાર્થો મેળવવા જેવા લાગે તો સમજવું કે, હજુ કાંઇ ખામી છે. આ ખામી ટળે તો જ ધાર્યું સધાય. પરપદાર્થો મેળવવાની ઇચ્છા, એજ અધર્મનું મૂળ છે. પરપદાર્થોનો પ્રેમ છે, માટે તો સત્ય સમજાતું નથી. સ્વ (આત્મા)માં પ્રેમ થયા વિના, અર્થાત્–આત્મદૃષ્ટિ પ્રગટયા વિના સાચી સમજ આવવાની નથી અને સાચી સમજ વિના સાચી શાંતિ મળવાની પણ નથી. પરપદાર્થો ન મળે તો મુંઝાય અને મેળવવાના જ પ્રયત્નોમાં રહે તથા મળે તો ભોગવ્યા સિવાય રહે નહિ, એ ધર્મી નથી. જેની પરપદાર્થો

મેળવવાની ભાવના જ નથી અને તે છતાં મળી જાય તો જે ભોગમાં લીન નહિ બનતાં તેનો શક્ય એટલો સદુપયોગ જ સાધે છે, તે ઉંચી કોટિનો ધર્મી છે.

● ● ●

**ધર્મક્રિયાની** શુદ્ધિ સમતા વિના થાય નહિ. જ્યાંસુધી પર વસ્તુની મમતાનો ત્યાગ થયો નથી અથવા પર વસ્તુની મમતા છોડવા જેવી લાગી નથી, ત્યાં સુધી સમતા આવે નહિ અને રૂચે પણ નહિ. અર્થાત્—સમતાની રૂચિ અને પર વસ્તુની મમતાની અરૂચિ, એ ધર્મક્રિયાની શુદ્ધિનું મુખ્ય કારણ છે.

● ● ●

**ધર્માચરણમાં** પોતાનો હેતુ કયો છે? અને કયો હોવો જોઇએ? તેનો હંમેશાં વિચાર કરવો. અન્યના દોષો દોષદૃષ્ટિએ જોવા જ નહિ. પોતાના દોષોને જોવાને માટે સતત પ્રયાસ કરવો. પોતાના દોષો જોવાથી તે દોષોનો ત્યાગ સુગમ થઇ પડે છે. વળી અન્યના દોષો જોવાના સંયોગોમાં મૂકાઇ ગયા હોઇએ, તો તે વખતે દોષિતની દયા ચિન્તવવા પૂર્વક કર્મજન્ય વિષમતાનો વિચાર કરવો, કે જેથી ચિત્ત મલિન ન થાય. જેવું નિમિત્ત જૂએ તેવો આત્મા સ્ફટિક રત્નની જેમ મલિન કિંવા નિર્મળ બને છે. કારણ કે, આપણું મનોબળ યોગિઓની જેમ મલિન વાતાવતરણમાં પણ નિર્મળ રહી શકે તેવું કેળવાયેલું નથી, માટે આત્મોન્નતિની ઇચ્છાવાળાએ સારા વાતાવરણમાં રહીને, આત્મનિરીક્ષણ કરવાની ટેવ પાડી આત્મશુદ્ધિ કરવી જોઇએ.

● ● ●

**આત્મશુદ્ધિ** માટે જેમ આત્મનિરીક્ષણની જરૂર છે, તેવીજ રીતે આચરાઇ ગયેલા પાપના પશ્ચાત્તાપની પણ તેટલી જ જરૂર છે. પશ્ચાતાપ વિના આત્મનિરીક્ષણ સફળ નિવડી શકતું નથી. આપણે ગમે તેટલો આપણા દોષોનો વિચાર કરીએ, પરંતુ જ્યાં

સુધી તે દોષો તજાતા કે નથી તેનું હૃદયમાં દુઃખ થતું નથી. ત્યાં સુધી આત્મનિરીક્ષણ પણ દોષ ત્યાગવામાં ભાગ્યે જ મદદરૂપ થઈ શકે છે. માટે આત્મનિરીક્ષણ સાથે પોતાના ન તજી શકાતા દોષોનો પશ્ચાતાપ પણ આત્મશુદ્ધિ માટે ખાસ જરૂરી છે. દોષોના નિવારણ માટે પશ્ચાત્તાપપૂર્વક ગીતાર્થ ગુરૂમહારાજની પાસે દોષોને યથાર્થ રૂપે પ્રગટ કરીને આલોચના લેવી, એ પણ જરૂરી છે.



**આપણે** ધર્મનાં બાહ્ય સાધનોમાં જેટલું લક્ષ્ય આપીએ છીએ, તેટલું લક્ષ્ય ધર્મનાં આંતરિક સાધનોમાં આપતા નથી. ઉત્તમ ધાર્મિક ક્રિયાઓ કરવામાં આપણે જેટલું લક્ષ્ય આપીએ છીએ, તેથી કોઈ ગુણું ઓછું લક્ષ્ય પણ સારાસારાનો વિચાર કરવામાં સ્વદોષોનું નિરીક્ષણ કરવામાં અને સ્વદોષોનો પશ્ચાતાપ કરવામાં આપતા નથી. તેથી તો ઉત્તમ ધાર્મિક ક્રિયાઓ પણ મોક્ષનું કારણ થવાને બદલે બંધનું કારણ થાય છે. અર્થાત્ સંસાર નાશનું કારણ થવાને બદલે સંસાર વૃદ્ધિનું કારણ થાય છે.



**ઉત્તમ** ધર્મ ક્રિયાઓ આપણે મોક્ષ માટે કરીએ છીએ—એમ તો લગભગ બધાજ કહીએ છીએ. પરંતુ અંતરમાં તો ધાર્મિક ક્રિયાઓથી સંસાર લીલોછમ બને એમ ઈચ્છીએ છીએ, એટલે પરિણામે નિર્જરાનાં અને પુણ્યાનુબંધી પુણ્યનાં સાધનો પાપાનુબંધી પુણ્યમાં પરિણમે છે. તેથી મોક્ષદાયક ધર્મના અભિલાષી માટે ધ્યેયનો વિવેકપૂર્વક વિચાર, આત્મનિરીક્ષણ અને સ્વદોષોનો પશ્ચાત્તાપ આદિ ગુણોને કેળવવાની આવશ્યકતા છે. મોક્ષના ધ્યેયથી કરાતી ક્રિયા એ ઉત્તમ ક્રિયા છે, પણ અર્થ—કામ તથા અહંતા—મમતાના હેતુથી થતી ઉત્તમ ક્રિયા પણ સંસારમાં રઝળાવનારી છે,

માટે ક્રિયાની સાથે તેનો આશય પણ શુદ્ધ જ જોઇએ. કારણ કે, ક્રિયાનો પ્રાણ તે ઉત્તમ આશય જ છે.

● ● ●

**જ્ઞાની** બનવું સહેલું છે, પણ જ્ઞાનનું રહસ્ય પામવું તે મુશ્કેલ છે: કારણ કે, મોક્ષના ધ્યેય વિના અને માનુષી તથા દેવતાઇ સુખો મિથ્યા લાગ્યા વિના, જ્ઞાનનું રહસ્ય પામી શકાતું નથી. સારા કહેવડાવવા અને પોતાને સારા મનાવવા ઇચ્છનાર જ્ઞાન પામી શકે, પણ જ્ઞાનના રહસ્યને પામી શકે નહિ. તેથી તેવાઓને જ્ઞાન પ્રાપ્ત થતું તે વાસ્તવિક રીતે જ્ઞાન નથી પણ અજ્ઞાન જ છે.

● ● ●

પરલોકને માનનારો બીજે જવાની તૈયારી કર્યા સિવાય કેમ રહી શકે ? પરલોકને સુધારવાની ઇચ્છાવાળાએ આ લોકનાં નાશવંત સુખોને ભોગવી લેવાની ઇચ્છાને તજી, પરલોકને સુધારવાનો એવો પ્રયત્ન કરવો જોઇએ, કે તેથી વધુ વખત એક ભવમાંથી બીજા ભવમાં અને બીજા ભવમાંથી ત્રીજા ભવમાં—એમ ભવભ્રમણ કરવાપણું રહે નહિ.

● ● ●

પાપના ઉદયે એવો પણ અવસર આવી લાગે એ સંભવિત છે કે, બાપ સાથે ન રાખે, સ્ત્રી સાથે ન રહે, સંતાન પણ સંઘરે નહિ અને સ્નેહિઓ તિરસ્કારે. તોય એમાંના કોઇને ય દોષ નહિ દેતા. માનવું કે, મારો પાપોદય, યા તીવ્ર કોટિનો અશુભોદય છે, સારૂં થયું કે, અત્યારે અશુભકર્મો ઉદયમાં આવ્યાં, કે જેથી સમભાવે સહાશે ! જે આવ્યાં તે તો ગયાં જ અને એને સમભાવે ભોગવતાં બીજાં પણ ઘણાં કર્મો જાય ! ધર્મીને આલોકની મૂંઝવણ નહિ અને પરલોકની ફીકર નહિ; કારણ કે, તેને ખાત્રી હોય છે કે, મોક્ષદાયક ધર્મથી મુક્તિ મલ્યા સિવાય રહે નહિ. મુક્તિ ન મળે ત્યાં સુધી ઇચ્છા ન હોય તોયે દેવતાઇ અને માનુષી

સુખો પીછો છોડે નહિ: છતાં ખૂબી એ કે, જેમ જેમ ધર્મિને માનુષી અને દેવતાઈ સુખો મળે, તેમ તેમ એની એ પૌદ્‌ગલિક કે ઐહિક સુખો પ્રત્યે અરૂચિ વધતી જાય. આ પુણ્યાનુબંધી પુણ્ય સમજવું, કે જે મોક્ષમાર્ગની સાધનામાં વળાવા રૂપે છે.

● ● ●

**અજ્ઞાની**, ભૌતિક–પૌદ્‌ગલિક દુઃખથી પ્રતિકુળતાથી ડરે, જ્યારે જ્ઞાની પૌદ્‌ગલિક સુખની અનુકૂળતાથી ડરે. અજ્ઞાની દુઃખનું કારણ પાપ ન સમજે, તેથી તેનો નાશ કરવા પાપાચરણ કરે. જ્ઞાની દુઃખનું કારણ પાપ સમજે અને તેને સમતાપૂર્વક સહન કરવાથી જ તે જાય એમ સમજી સમભાવે તે સહન કરે. પર–એટલે આત્મા સિવાયના તમામ નાશવંત પદાર્થો, શરીર શુદ્ધાંનાં સુખો પણ આત્મસુખથી વંચિત રાખનારાં હોવાથી, તેનાથી ઉદ્વેગ પામી, તેની ઝંખના ત્યજી, સમ્યગ્‌જ્ઞાની આત્મસુખની જ ઝંખનામાં રમ્યા કરે.

● ● ●

**લાભની** કસોટી તેના પરિણામથી આંકી શકાય છે, માટે આપણે દીર્ઘપરિણામદર્શી બનવું જોઈએ. અર્થ, કામ, અહંતા અને મમતા તાત્કાલિક લાભદાયક લાગે છે: પરંતુ સમ્યગજ્ઞાનિઓ કે જે દીર્ઘપરિણામદર્શી છે, તેમને તે અનર્થકારી લાગે છે. કારણ કે, સુવિવેક વગર તેનો સદુપયોગ થવો અસંભવિત છે અને તેથી તેનો ઉપયોગ વિવેકના અભાવે ભોગમાં જ થાય છે અને ધર્મ થાય તોય પૌદ્‌ગલિક લાલસાપૂર્વક થતો હોઇને, તેના યોગે પુણ્યાનુબંધી પુણ્યને બદલે પાપાનુબંધી પુણ્ય બંધાય છે, કે, જે સંસારમાં રખડાવનારૂં છે. માટે તે વસ્તુઓથી લાભના બદલે હાનિ ઘણી થવાનો સંભવ છે.

● ● ●

**નાશવંત** વસ્તુના લાભમાં પણ આપણે આત્મિક સુખને

લક્ષ્યમાં રાખીને જ લાભ યા નુકસાનની ગણત્રી કરવી જોઇએ. દુઃખની નિવૃત્તિ કરવામાં પણ આપણે આત્મિક દુઃખની નિવૃત્તિ તરફ લક્ષ્ય આપવું જોઇએ. કોઇ આપણને છેતરી જાય, તેથી આપણા આત્માનું કાંઇ જ અહિત થતુ નથી. કારણકે આપણને છેતરી જાય તે આપણો પૂર્વનો પાપોદય, તેથી આત્મા મલિન ન બને અને સમભાવે સહી લે, તો આત્માનું કાંઈ જ અહિત થતું નથી. ઉલટું બાંધેલાં પૂર્વકર્મોનો નાશ થાય છે. પણ અન્યને છેતરવાથી તો આપણા આત્માનું અહિત થાય, કારણકે છેતરવાનું આત્મમલિનતા કે અશુભ અધ્યવસાય સિવાય હોય જ નહિ, એટલે આત્માનું અહિત થયા વિના રહેજ નહિ.



**ધર્મી** સંસારમાં હોય, અમુક વસ્તુ વિના ચાલે તેમ ન હોય, છતાં માને કેઃ 'પુણ્ય હશે તોજ મળશે.' ધર્મિને વ્યવહારની સાધના કરવી પડતી હોય, તોય તે અમુક નિયત વખતે જ કરે એમાં પણ અનીતિ આદિનો ત્યાગ કરીને વર્તતાં જે મળે તેમાં સંતોષ માને. યોગ્ય પ્રયત્ન છતાં ન મળે તોય ખેદ ન કરે. પરપદાર્થોની વધુ ચિંતા, એ ધર્મથી પતિત કરનારી છે. માત્ર નિર્વાહ જોગું પરિમિત મળી જાય, એટલાથી ધર્મી ગૃહસ્થ સંતોષ માને : કારણકે, અસંતોષ એ દુઃખનું કારણ છે. લક્ષ્મી આવે તો ધર્માત્મા તેને ભારરૂપ સમજે અને જાય તો ઓછી પંચાત એમ માને બાકી, હું આવો ને તું તેવો એમ માની દુનિયાના મદમાં છકી જનાર ધર્મમાં ટકી શકે નહિ.



**મોક્ષના** ધ્યેયવાળો પુણ્યાત્મા પાપને પુણ્ય ન માને અને પાપ કરવું જ પડે તો તે ઓછું કરે, ન છુટકે જ કરે, અને તે પણ કંપતા હૃદયે કરે, તેને આજીવિકા માટે, ઉષ્ણ ઘીથી ચોપડેલું ભોજન,

છિદ્ર વિનાનાં શ્વેત વસ્ત્રો અને પરના દાસપણાનો અભાવ આટલોજ પુરૂષાર્થ કરવાથી વિશેષની જરૂર લાગે નહિ. તેથી તે અલ્પપરિગ્રહી અને અલ્પારંભી રહી શકશે આવા થવા માટે ઇચ્છાઓ ઉપર કાબુ મેળવવાની અને જીવનને બને તેટલા વધુ સંયમમાં મૂકવાની ખાસ આવશ્યકતા છે.



**ધન માટે** ભટકવું પડે છે, ધર્મધન ખોવાઇ ગયું છે માટે, ધર્મ આવ્યો તો બધુ જ આવ્યું. ધર્મી, લક્ષ્મીને શોધવા ન જાય, પણ લક્ષ્મી એને શોધતી આવે, પણ તે ક્યારે? લક્ષ્મીને ઇચ્છયા વિના ધર્મ સેવે તો ! ઇચ્છા કરવાથી મળેલી લક્ષ્મી જાય તો પણ મારે અને આવે તો પણ મારે. જાય તો ઉંચું જોવા ન દે અને આવે તો નીચું જોવા ન દે. જાય તો શોકનો પાર નહિ અને આવે તો ઉન્માદનો પાર નહિ. ધર્મી એવા શોકથી અને ઉન્માદથી પર બન્યો રહે. ધર્મવાન પુણ્યાત્માને બેય રીતે આનંદ; જાય તો સંયમ સેવે અને આવે તો સદુપયોગ કરે, પણ ભોગનો તો કીડો ન જ બને. પુણ્યના યોગે સામગ્રી મળે અને પુણ્ય હોય ત્યાં સુધી ટકે, પણ સામગ્રી એ સુખનું કારણ નથી. જડના યોગથી મળતું સુખ નાશવંત જ હોય અને એમાં મુંઝાનારની તો દુર્દશા જ થાય. માટે ધર્માત્મા આમાં ન જ મૂંઝાય પણ સમભાવમાં રહે.



**ઇચ્છા એ** દુઃખ છે અને નિરિચ્છા એ સુખ છે. પૌદ્‌ગલિક ઇચ્છા તો કરવી જ નહિ. દરેકને પોતાની કાર્યવાહી જ ખરાબ યા સારી સ્થિતિમાં મૂકે છે, માટે જે સ્થિતિમાં હોઇએ તે સ્થિતિમાં સંતોષથી રહેવું. અને મોક્ષદાયક ધર્મને સેવવા પ્રયત્ન કરવો એટલે કે, પૂર્વ અવસ્થાની સ્થિતિનું સ્મરણ કરી, ચાલુ અવસ્થા માટે

સંતોષ માની, મોક્ષદાયક ધર્મ સેવવો ! ભવિષ્યની હાનિકારક ચિંતા કરવા કરતાં, મોક્ષની અભિલાષાથી મોક્ષદાયક ધર્મની ચિંતા કરવી જરૂરી છે એટલે ભવિષ્ય આપોઆપ જ સુધરશે.



અર્થ અને કામનો પુરૂષાર્થ પાપનો અનુબંધ બંધાવી નરકે લઇ જાય છે, જ્યારે ધર્મ અને મોક્ષનો પુરૂષાર્થ પાપના અનુબંધને રોકી નિર્જરાનું કારણ બને છે, અગર પુણ્યાનુબંધી પુણ્યનો અનુબંધ બંધાવી ઉત્તરોત્તર મોક્ષે લઇ જાય છે : માટે અર્થ અને કામની પ્રવૃત્તિમાં ધર્મ નથી, પણ પુણ્યના યોગે પ્રાપ્ત થયેલ અર્થ અને કામનો સદુપયોગ એ ધર્મ છે. આ ઉપરથી સાબીત થાય છે કે, જે પુરૂષાર્થ પરિણામે દુર્ગતિમાં લઇ જાય તે પુરૂષાર્થ જ નથી, અને જે પુરૂષાર્થ મોક્ષની નજીક લઈ જાય તેજ વાસ્તવિક રીતે સાચો પુરૂષાર્થ છે. મોક્ષની નજીક લઇ જવાની તાકાત તો એક માત્ર સદ્ધર્મરૂપ પુરુષાર્થમાં જ છે.



સ્વ-પરના ભેદમય સ્વરૂપથી અજાણ આત્મા, બીજાનું ભલું કરવા ઇચ્છે તોય કયી રીતે કરી શકે ? એ આત્મા દ્રવ્ય-પરોપકાર કરી શકે, પણ ભાવ પરોપકાર કરી શકે નહિ, અને સાચું પરહિત તો સામા આત્માને દુઃખના કારણથી છોડાવવામાં છે. અમુક દુઃખ ટાળવું એ પરોપકાર છે, પણ વર્તમાન દુઃખ ટાળવા સાથે તેને દુઃખનાં કારણોનો નાશ સાધવામાં ઉદ્યત બનાવવો, એ ઉત્કટ કોટિનો પરોપકાર છે. સાચો જ્ઞાની એ પરોપકાર સહેલાઇથી સાધી શકે છે. પોતાના આત્માની દયા વિનાના બીજાની સાચી દયા ચિન્તવી શકતા નથી, એટલે પરહિત સાધક બનવા ઇચ્છનારે પ્રથમ સ્વહિતસાધક બનવું જોઇએ. સ્વહિત-સાધક નિયમા પરહિત સાધક હોય છે, જ્યારે પોતાના આત્માના હિતાહિતને નહિ જાણનાર તો બહુબહુ થાય તોય બાહ્ય પરોપકાર જ સાધી શકે.

**લક્ષ્મી** હાથના મેલ જેવી છે. એ મોંઢાને નથી મળી, પણ પુણ્યને પ્રતાપે મળી છે. પુણ્ય પુરૂં થયા બાદ તેને રાખવા ઇચ્છે તો પણ તે રહેવાની નથી એવી નાશવંત, પરાધીન અને ભવપરંપરાને વધારનારી વસ્તુમાં મુંઝાવું અને તેના ભોગમાં રક્ત બનવું, એ આત્માના ઘરનું ડહાપણ નથી પણ મોહના ઘરનું ગાંડપણ છે.



**પરની** એટલે પૌદ્‌ગલિક વસ્તુની મૂર્ચ્છાથી મૂકાવા, બદલાની આશા વિના, માત્ર આત્મકલ્યાણના જ હેતુથી રાતી પાઇ પણ અપાય, તો તે ઉગી નીકળે, જેને લક્ષ્મી માત્ર તિજોરીમાં મૂકવી ગમે તે ઉદાર નહિ, પણ આત્મકલ્યાણ માટે આપવી ગમે તે ઉદાર. તે લક્ષ્મીને લેતાં ન નાચે પણ દેતાં નાચે. ઉદારતા વિના લક્ષ્મીનો સદુપયોગ ન સંભવે. 'લક્ષ્મી પ્રાપ્ત કરવા જેવી નથી' તેમ સમજાય તો જ ઉદારતા આવે. મોક્ષદાયક ધર્મ જો અંતરમાં પરિણમે, તો જ આ દશા આવે. વર્તમાનમાં આ પ્રકારની સાચી ઉદારતા કેમ આવતી નથી ? પર વસ્તુની આસક્તિનો વાસ્તવિક રીતે ત્યાગ થતો નથી માટે આથી ઉદારતાને કેળવવા માટે બાહ્ય વસ્તુઓના ત્યાગની જે જરૂર છે તે કરતાં, અહંતા મમતાના આંતરિક ત્યાગની વધારે જરૂર છે. મમતા જાય તો જ સમતા આવે અને તોજ ધર્મી બનાય. આ દશા પ્રાપ્ત થયા સિવાય સાચી ઉદારતા આવે નહિ. ઉદારતા આવે તો પર વસ્તુઓ અસાર લાગે અને તો જ તેનો સદુપયોગ થઇ શકે.



**અનુકંપા** બુદ્ધિ તો સર્વ પ્રાણિગણ પ્રત્યે રાખવી જોઇએ. અનુકંપાનો કયાંય નિષેધ નથી, અનુકંપાદાનમાં પાત્રાપાત્રાની વિચા-

રણાને અવકાશ નથી, પણ ભક્તિથી દેવું હોય તો અપાત્ર કે કુપાત્રનો ત્યાગ કરી પાત્રને જ દેવાય. સર્વવિરતિધર, દેશવિરતિધર અને અવિરત સમ્યગ્ દૃષ્ટિ,—એ અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને જઘન્ય પાત્ર છે. દીન, હીન કે અનાથ વગેરેની અનુકંપા હોય, એનામાં ગુણ ન હોય તે છતાં અનુકંપાદાનમાં ગુણ જોવાના નથી. દીન–હીનને અનુકંપાશીલ બનીને જરુર આપવું. થોડું હોય તો તેમાંથી થોડું આપવું: પણ તેમ નહિ કરતાં બારણાં બંધ કરી દેવાં; ગાળો દેવી કે તેમનો તિરસ્કાર કરવો, એ કર્મબંધનું કારણ છે. ઉપર પ્રમાણે સૌ વર્તે તો ભિખારી પણ સુધરી જાય અને ભિખારીઓમાં પણ જે યોગ્ય હોય તે ભિખારી મટી ધર્મી બની જાય.



**દુ:ખી** આંખ સામે હોય, તેનાં દુ:ખને દૂર કરવાની તાકાત હોય, તે છતાં પણ જે પોતાની તાકાતને ગોપવી દુ:ખિની ઉપેક્ષા કરે, તે ધર્મ પામવાને માટે અયોગ્ય છે. આવા આત્માઓ ધર્મમાં જોડાય, તો ધર્મમાં ટકે પણ નહિ. અર્થ, કામ, અહંતા અને મમતા માટે જ ધર્મને સાધન બનાવી દેનારા આત્માઓ, મોક્ષદાયક ધર્મની આરાધના કરવાને માટે લાયક ન થઇ શકે. દુ:ખી પ્રત્યે દયા, દુ:ખિના દુ:ખને દૂર કરવાની ઇચ્છા, એ પણ મોક્ષમાર્ગનીજ આરાધના છે. પણ દ્રવ્ય–દયા કરતાં ભાવ–દયા ન ધવાય એ પણ ખાસ લક્ષ્યમાં રાખવું જોઇએ.



**નિંદાથી** આત્મા મલિન થાય છે. નિંદા જ કરવી હોય તો પોતાના દોષોની જ કરવી, કે જેથી આત્મા શુદ્ધ અને એથી ઉન્નત બને. આત્માનો વિચાર કરવો, પોતાના દોષોનું નિરીક્ષણ

કરવું, એ બધું તો પ્રાયઃ નષ્ટ થઇ ગયું છે. પોતાના દુશ્મન ગણાતાની પણ નિંદા કરવા આવનારને આત્મકલ્યાણની ઇચ્છાવાળાએ કહેવું જોઈએ કે: 'એ મારો દુશ્મન છે એમ જાણીને એમની મારી પાસે નિંદા કરો છો, પણ હું તો દુશ્મનાવટને કાઢવા ઇચ્છું છું, તેથી મહેરબાની કરીને મારી પાસે એમની નિંદા કરશો નહિ!' જે દુશ્મનની પણ નિંદા સાંભળવામાં રાજી ન હોય, તે બીજાની નિંદા કરે શાનો!



**ધર્મી** પારકા દોષો જૂએ નહિ અને પોતાના દોષો જોયા સિવાય રહે નહિ. પારકા દોષો જોવાઇ જાય તોય એ ગંભીરતા ધારણ કરે. પરંતુ આજે તો એથી વિપરીત થઇ રહ્યું છે. પોતાના છતાં દોષોની ઉપેક્ષા અને પારકાના અછતા દોષોની નિંદા, આજે ચોમેર ચાલુ છે. નિંદક આપણને જાગ્રત કરી આત્મસુધારણા કરવામાં સહાય કરનાર છે. પરમાર્થથી-તત્ત્વદૃષ્ટિથી વિચારાય, તો અપકારી પણ પૂર્વભવનાં કર્મો ખપાવવામાં આપણને મદદ કરનાર છે.



**ભકિત** એ મુક્તિનું પ્રબળ સાધન છે, પરંતુ ભક્તિ ભાવવાળી તો હોવી જ જોઇએ. માત્ર ભક્તિને ન જૂઓ, પણ ભાવને પણ જૂઓ. તરવું જ હોય તો ભક્તિ અને ભાવ બન્ને શુદ્ધજ જોઇએ. સારી એવી ભક્તિ પણ જો ખરાબ ભાવથી કરાય, તો તે વિષરૂપ નિવડે.



'**મુકિતના** ઇરાદા સિવાય કોઇ ભક્તિ કરે જ નહિ'—એ માન્યતા કાઢી નાખવી જોઇએ. મુક્તિમાં જેને વિશ્વાસ ન હોય

એ પણ ભક્તિ કરે—એમ પણ બને, બન્યું છે અને બનશે. આથી ભક્તિ સાથે તેના આશયને ય જોવો ! ધર્મ એ ભાવમંગળ છે. જો શુદ્ધ ભાવે તે આચરાય, તો તે પૌદ્ગલિક સુખોના વિયોગમાં આત્માને મુંઝાવા ન દે, અને પ્રાપ્તિમાં અરૂચિ ઉત્પન્ન કરી આત્મ-સુખમાં રૂચિ કરાવી મોક્ષ અપાવે છે. ધર્મરૂપ ભાવમંગળમાં આ શક્તિ છે. દ્રવ્યમંગળમાં એ તાકાત નથી. ભાવમંગળ દુનિયાનાં ગમે તેવાં કારમાં દુ:ખોને ફેડવાને, અશાંતિ ટાળી શાંતિ મેળવી આપવાને તથા આલોક અને પરલોક બન્નેને સુધારી પરિણામે મુક્તિસુખ મેળવી આપવાને પણ સમર્થ છે, પણ કયારે બને ? આત્મસમર્પણભાવ કેળવાય, તેની સાથે એકતા સાધવા પ્રયત્ન-શીલ થવાય અને આરાધનાથી વંચીત ન રહેવાય તો જ.

# શ્રી દેવાધિદેવ પ્રત્યે

## [ મુમુક્ષુની પ્રાર્થના ]

**હે નાથ !** તારી અસીમ કૃપાના યોગે આજે હું તને પામી શકયો છું. જે કાંઇ કલ્યાણકર આરાધના હું કરી રહ્યો છું તેમાં તારો જ હાથ છે. આ નિરાધાર સંસારમાં એકલો અટુલો હું કેવળ તારા જ આલંબનને મેળવીને નિજના જીવનપંથને ઉજાળવાને ઉત્સુક બન્યો છું.

**હૃદયનાથ !** જે વેળા તને ઓળખીને તારી સેવા પહેલ-વહેલી મેં મેળવી ને તેં ઉપદેશેલી સાધના મેં જીવનમાં આરંભી, તે કાળે મારો ઉલ્લાસ અપૂર્વ હતો, ઉત્સાહ હૈયામાં મા'તો ન હતો, હૃદયની શુભ વૃત્તિઓના તારો અતૂટ હતા, આત્મશ્રદ્ધા અખંડ હતી, મન-વાણી અને કાયાનું બળ કેવળ તારામાં-તારા માર્ગની સાધનામાં જ મેં રેડી દીધું હતું.



**કૃપાનિલય !** તે પુણ્ય અવસરે તુજ વિના મેં અન્ય કોઇમાં મારાપણું માન્યું ન હતું. હું સમજતો હતો કે, તારાથી આ વિશ્વસ્થિતિ છે, વિશ્વમાં તું જ સર્વ કાંઈ છો, તારા નિર્દે-શેલ માર્ગ સિવાય અમ પામર જીવોને અન્ય કોઇ ગતિ નથી,

તેમજ તું મુજ બુદ્ધિ, સિદ્ધિ, શક્તિ અને જીવનપ્રાણ છો. પરંતુ હે કરૂણાસાગર ! મારી તે આત્મશ્રદ્ધા આજે ડગતી લાગે છે. આજે મારી ચોમેર રાગ,–દ્વેષ,–મોહ, અને મમતાનાં ઘોર અન્ધકારથી વાતાવરણ ઘેરૂં બન્યું છે. એ ગાઢ તિમીર પટલોમાં અટવાતો આજે સાચે જ હું ભાનભૂલો બન્યો છું હું તને વિસરી ગયો છું.

**કૃપામન્દિર** ! નિર્ગુણ એવા મને તું આજે ભૂલી ન જા ! હું કદાચ ભૂલ્યો હોઉં તો એ મારી પામરતા–અલ્પજ્ઞતા કબૂલું છું. આ મારી તુચ્છતા, ક્ષુદ્રતા કે અમીત ક્ષતિઓ કોઇક વેળાએ હું જાણી શકું છું. માટે જ હું તારા ચરણોમાં પડીને તને વિનવું છું કે, મારા અપરાધોની સ્મૃતિને વિસરી તું મને તારી અમીદૃષ્ટિથી સિંચજે !



**હિતવત્સલ** નાથ ! તું મને ઓળખે છે, પરંતુ મુજ પામરમાં એ શક્તિ કે સામર્થ્ય નથી કે તારી ઓળખ હું કરી શકું. ઓ હૃદયનાથ ! હું તારી પાસે ધન, વૈભવ, ઠકુરાઇ ઐશ્વર્ય કે એવું કાંઇ માગતો નથી, પણ હું તારા જેવા અનન્ત ઐશ્વર્યના માલિક પાસે એટલું જ માગું છું કે, મને તારી ઓળખ આપ ! તારી ઓળખ, તારી પીછાન કે તારી મહોબત એ જ મારે માટે મારૂં જીવનસર્વસ્વ છે. મુજ દરિદ્રની મહામૂલ્ય મુડી આ તારી કૃપાપ્રસાદી છે.

**અનંત કૃપાસાગર** ! હું દીન, અનાથ કે ક્ષુદ્ર છું, એમ મને જ્યારે ભાસે છે, તે વેળાએ–કો'ક અવસરે તારા સ્વરૂપની ઝાંખી મને થઇ આવે છે. તે વખતે મારી આ ભ્રમણાને હું સમજી શકું છું કે તારા જેવા ત્રિલોકનાથ અશરણશરણ દેવાધિદેવને પામીને હું નથી દીન કે દુ:ખી, નથી દરિદ્ર કે કંગાલ.

પરંતુ આજે મારી વર્તમાન દશા તારી કૃપાદૃષ્ટિની અમીછાંટ વિના કેવી બની રહી છે? તેને તારા જેવા જગચ્ચક્ષુની આગળ હું મારી ભાષામાં પ્રગટ કરી શકું તેમ નથી–તે સામર્થ્ય મારામાં નથી.

**પરમ કારૂણિક**! તારી પાસે દીનતાપૂર્વક નહિ પણ અધિકારપૂર્વક હું માગું છું કે તારી ઓળખ ફરી એક વાર તું મને આપતો જા! તારા સ્વરૂપની આછી–પાતળી સ્મૃતિના પ્રકાશ કિરણો મુજ પામરના આત્મા પર ફેંકતો જા! તે તારા સ્વરૂપની પૂજાના–સેવના એ જ મને મારા આત્મસ્વરૂપની પ્રાપ્તિનું અનન્ય સાધન છે. માટે જ હું તારા ચરણોમાં આત્મસમર્પણપૂર્વક અદીન ભાવે ફરી એક વાર પ્રાર્થું છું, કે ઓ વાત્સલ્યમૂર્તિ! મને તું તારા સ્વરૂપની ઓળખને, તેમ જ તેની સેવા ભક્તિના મહામૂલ્ય ખજાનાને આપતો જા! બસ આ મારી તને એકજ વિનંતિ છે.



# મંગલનો મહામાર્ગ



मनोलयान्नास्ति परो हि योगो,
ज्ञानं तु तत्त्वार्थविचारणाच्च ।
समाधिसौख्यान्न परं च सौख्यम्,
संसारसारं त्रयमेतदेव ॥ १ ॥

✦ વિષયોને જીતવા દ્વારા મનનો વિજય મેળવી સુંદર પ્રકારે મનનો નિગ્રહ કરવો આજ એક સાચો યોગ છે. તત્ત્વભૂત પદાર્થોના જ્ઞાતા તેમ જ દ્રષ્ટા બનીને વિવેકપૂર્વક વિચારણા કરવી આ જ પરમાર્થ જ્ઞાન છે. જ્યારે સમાધિ, સંતોષ કે ચિત્તપ્રસન્નતા આ સાચું સુખ છે. ખરેખર અસાર-સંસારમાં આ ત્રણ જ વસ્તુઓ સારરૂપ છે. મંગલપ્રાપ્તિનો મહામાર્ગ વાસ્તવિક આ જ છે.



